# દીબાચો.

ઇરાન શબ્દ આપણને મીઠો લાગે છે, અને એક વખતનાં આપણા નયાગાનોનાં એ વહાલાં વતનને આપણે વીસરી શક્યાં નથી. સેંકડો વર્ષો ઉપર આમણે એ દેશ છોડયો છે અને આજે સેંકડો માઇલ તેનાથી દૂર રહીએ છીએ, પણ તેનું પણોતું નામ આપણાં મનમાં હમેશ રમ્યા કરે છે અને આપણાં જીગરમાં પ્યાર ભરી જગ્યા ધરાવે છે. ઘણાંકો પોતાની જીંદગીમાં એક વખત ઇરાનની મુલાકાત લેવાની હોંશ અને ઇચ્છા ધરાવે છે, પણ કોઇક અપવાદ સીવાય મુસાફરીની ઉજાગારીથી સર્વે કોઇ હારી ખાઇ બેસે છે.

જો કે કાંઇ ને કાંઇ રીતે ઇરાન અને ત્યાંના આપણા ઇરાની હમદીનો માટેની ચર્ચા આપણા વચ્ચે હમેશ ચાલુ રહે છે, પણ થોડે થોડે વખતે તે વધુ જોશ સાથે ઉભરી નિકળે છે. હાલ પણ કેટલોક વખત થયો ઇરાની સવાલ આપણા છાપામાં ઉલટ સાથે ચરચાય છે, અને તેનાં વહેવારૂ પરિણામમાં કેટલાંક ખાસ મંડળો ઉભાં થયાં છે. તરેહવાર વહેવારૂ યા બીનવહેવારૂ સૂચનાઓ બહાર પડે છે અને કેટલીક ખરી યા ખ્યાલી આશાઓ પ્રગટી નિકળે છે. છેલ્લી લડાઇ દરમ્યાન તબીબી યા લશ્કરી નોકરીમાં કોઇક પારસી જવાનો ટુંક વખત માટે ઇરાનના કેટલાક ભાગોમાં જઇ આવ્યા છે અને થોડાક છુટા છવાયા નરો તે તરફ જતા થયા છે. નજદીકનાં ભવિષ્યમાં વધતી સંખ્યામાં પારસી જાત્રાળુઓ એ પવિત્ર સરજમીન તરફ જવા પામે એવાં ચિન્હો નજરે પડે છે.

પરવરદેગારની મેહેરબાનીથી ગયાં સાલની પાનખર રૂતુમાં ઇરાન દેશમાં દક્ષિણથી ઉત્તર અને ઉત્તરથી પશ્ચિમ તથા ઇરાકમાં ઉત્તરથી દક્ષિણ બે હજાર માઇલની મુસાફરી મેં કરી હતી. તે દરમ્યાન આપણાં મુખ્ય તવારિખી ખંડીએરોની મુલાકાત લેવાની, ત્યાંનાં આપણાં ભલાં હમદીનોને ભેટવાની અને દેશની સામાન્ય હાલત જોવાની મને તક મળી હતી. જે કાંઇ મેં જોયું અને અનુભવ્યું તેની અદના નોંધ હું આ પાનાઓ ઉપર લઉં છું. મારાં મુસાફર બહેનો અને ભાઇઓ જેઓ પોતાનાં બાપીકાં વતનની મુલાકાત લેવા ચાહે તેમની વાકેફી માટે અવલમાં મુસાફરીનો અસબાબ કેવો અને કેટલો લેવો ત્યાંથી શરૂ કરી જુદે જુદે ઠેકાણેની ખચ્ચર, ગધેડાં, ઘોડા, ગાડી, મોટર મારફતે કરવી પડતી મુસાફરી, કેરેવનસરાઓ અને તારખાનાઓ વગેરેની ઉતારાની જગાઓ, મંજલો વગેરે અનેક બાબતોની મેં તફસીલવાર વીગતો આપી છે, કે જેથી મારૂં પુસ્તક તેમને ભોમીઆ સમાન થઇ પડે.

ઇરાનની મુસાફરી ખરચાળ છે. મારા ખાવીંદને ઇરાનની મુલાકાત લેવાની જોગવાઇ કરી આપવાની મુખ્ય કારસાજી કરાંચીવાસી સખીવજુદ ખાનબહાદુર નસરવાનજી રૂસતમજી મહેતાએ કરી હતી, અને કરાંચીની ભલી અનજુમને તેમાં વધારાની સગવડ કરી આપી હતી. સુખી સંસારનો કાયદો છે કે જ્યાં ધણી ત્યાં ધણીયાણી, તે મુજબ એવણ ઇરાન ગયા તો હું સાથે જોડાઇ શકી, અને આ નાકેશ કેતાબને જાહેરાત આપી શકી. તેટલા માટે ભલા મિત્ર ખાનબહાદુર નસરવાનજીનો તથા કરાંચીની વહાલી જરથોશ્તી અનજુમનનો હું પહેલે ઉપકાર માનુ છું.

# દીબાચો

પરગણુ બાઈ રતનબાઇ એદલજી બામજી શરૂઆતથીજ મારી મુસાફરીમાં ભારે ઉલટ લેતાં હતાં. જ્યારે બીજા ખેરખાહ મિત્રો એવી બીહકટ મુસાફરીથી હાથ ઉઠાવવાનો ચાલુ આગ્રહ કરતાં, ત્યારે પોણો સો વર્ષનાં આ બુઝર્ગ દોસાંમાય મુસાફરી માથે ઉઠાવવાની ઉલટ આપનારાં કાગળો લખતાં; મુસાફરી દરમ્યાન રસ્તેથી લખી મોકલેલો મારો અહેવાલ ભારે ઉલટથી વાંચતાં; તથા મારી નોંધોને પુસ્તકના આકારમાં જાળવવાની સૂચના કરતાં હતાં. આ પુસ્તક હું એવણને અર્પણ કરૂં છું.

મારાં મુસાફર હમદીનોને પુરાતન ખંડીએરો જોવાને અને સમજવાને સહેલ પડે તે માટે મુખ્ય ખંડીએરો વગેરેનાં મેં ૫૧ ચિત્રો પુસ્તકમાં આપ્યાં છે. આ ચિત્રો 'આર્ટ ભાગ્રે મેશર્સ' સારે અને ઉઝરફીલ્ડ તથા પૅરટ અને ચીપીઝનાં સત્તાધારી ચિત્રો ઉપરથી લીધાં છે, અને તેમાં ડીલાફ્રોયનાં પુસ્તકમાંથી બે, મોર્ગનમાંથી એક, અને આપણી કોમના વિદ્વાન ખેરખાહ પ્રોફેસર જેક્સનનાં પુસ્તકમાંથી એકનો ઉમેરો કર્યો છે. ચિત્રોનાં સાંકળિયામાં દરએક ચિત્ર ક્યાંથી લેવામાં આવ્યું છે તે દરસાવવામાં આવ્યું છે. આ સઘળા વિદ્વાનોનો આ તકે આભાર માનું છું.

એક પુસ્તક છાપતી વખતે તેના પ્રુફો તપાસી તેની છપામણી, બંધામણી, બ્લોક કોતરામણી વગેરે છાપવાના હુનરને લગતી તરેહવાર બાબતોમાંથી તેને પસાર કરવું કેટલીક તકલીફનું કામ છે. આ જંજાળ મારે માથેથી દૂર કરવા માટે પ્રેસને લગતાં કામની વર્ષોની માહીતગારી ધરાવનાર મારા જમાઇ ભાઇ નરીમાન તહેમુરસ અંકલેસરીઆની આભારી છું.

સેવટે જણાવવાની રજા લઉં છું કે કલમ સાથે આસનાઇ કરવાની મને આદત નથી, પણ અવલોકન શક્તિ તથા પોતા સાથ સમાગમમાં આવનારાઓના ગુણ દોષ પારખી શકવાનો જે ગુણ સ્ત્રિ જાતી ધરાવતી ગણાય છે તેની ખુદાતાલાએ મારી ઉપર કાંઇક રહેમ કરેલી હોવાથી તેને આધારે મેં ભેગી કરેલી નોંધો આ પાનાઓમાં ઉતારી છે. એમાં જે કાંઇ સારૂં જણાય તે મારા ખાવીંદની સલાહને આભારી છે, અને જે કાંઇ ખામીભર્યું મળી આવે તે અલબત્તાં મારૂં છે. પુસ્તકની સેવટે એક અનુક્રમણિકા એવણે તૈયાર કરી છે, જેની મદદથી વાંચનાર પોતાને જોઇતી અનેક જુદી જુદી બાબતો સહેલાઇથી મેળવી શકશે. ખાવીંદનો ઉપકાર તે ક્યા શબ્દોમાં માની શકાય! ખુદા અને ખાવીંદ, બન્નેનું અહેસાન માનવાના પુરતા શબ્દો સ્ત્રિ જાતી ધરાવતી નથી.

કુંવરબાઇ માણેકજી ધાલા

કરાંચી, તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૯૨૨

ખયરી કુન અય ફલાન વ ગનીમત શુમાર ઉમ્મર
આન પીશ્તર કે બાંગ બર આયદ ફલાન નમાન્દ.

‘ફલાનાં ગુજર પામ્યાં એવું તારે માટે બોલાય તે આગમજ, અય માનવી, તારી જીંદગીને નવાજેશ સમજી તું ભલાઇ કરી લે.’

શેખ સાદી

---

જીંદગીની નવાજેશનો સદ ઉપયોગ કરનાર
પુરમાર્થી બાઇ
રતનબાઇ એદલજી બામજીને
અર્પણ

# સાંકળિયું

પાનું

# ચિત્રોનું સાંકળિયું

1 ફોટો ઉપરથી
2 સારે અને હેર્ઝફીલ્ડ, ઇરાનીશ ફૅલ્સરીલીફ્સ, બર્લીન, ૧૯૧૦
3 પૅરટ અને ચીપીઝ, હીસ્ટરી ઑફ આર્ટ ઇન પર્શીઆ, ન્યુ યોર્ક, ૧૮૯૨
4 સારે અને હૅર્ઝફીલ્ડનો વધારો
5 ડીલાફોય, આર્ટ ઍન્ટીક ડ લી પર્સ, પેરીસ, ૧૮૮૪, ૧૮૮૫
6 પ્રોફેસર જેકસન, પર્શીઆ પાસ્ટ ઍન્ડ પ્રેઝંટ, ન્યુ યૉર્ક, ૧૯૦૬
7 નાંર્ગો, પર્શીઅન લીગેશન, પૅરીસ, ૧૯૦૨

# ઈરાન અને ઇરાકમાં મુસાફરી

## પ્રકરણ ૧

### શરૂઆતની તૈયારી

સુધરેલા દેશની મુસાફરીએ આપણને નિકળવાનું હોય તો આપણને તે માટેની ભરોસાદાર ગાઇડ બુકો મળી શકે, તથા જરૂરજોગી સઘળી ખબરો કંઈ જીવ જેવી તકલીફ લીધા વગર મળી શકે. વળી આપણે જે વખતે જનાર હોઇએ તે વખતે તેવા દેશમાં રાજદ્વારી વગેરે સામાન્ય હાલત કેવી છે તેની પણ વીગતવાર ખબરો દુનિયાની ખબરોના રોજીંદા તાર મારફત આપણને મળી શકે. વહાલાં ઈરાન સર જમીનની હાલત એવી છે કે ત્યાં રેલ્વેની સગવડ નથી, ત્યાંથી ટપાલ મળતાં એક મહિનો લાગે છે અને દેશ માંહેની સ્થિતિ માટે રૂટર જવલ્લેજ આપણને ખબર આપે છે. ત્યાં વસતા આપણા હમદીનો તથા ભણેલા મુસલમાનો તરફથી એક જાતની ખબર આવે, જ્યારે કોનસલ ખાતાંઓને લગતા જોખમદાર અમલદારો ખરૂં ખંખારીને લખે નહિ, અને લખે તો કંઈ જુદુંજ માલમ પડે. કોઇ બોલે કે "હમણાં આવશો તો સુખેથી અવાશે," કોઇ લખે કે "જો હમણાં ઇરાન આવવાની વાત કરશો તો હાડમારી ભોગવવી પડશે," જો કોઇ ગોરા ટોપીવાલા તરફથી સલાહ મળે કે ઇરાનમાં હાલ અંધાધુંધી છે, રસ્તા સલામત નથી, અમારૂં તે તરફ જવું સલાહકારક નથી; તો મોગલ કૅપવાલા ભાઇઓ સમજ પાડે કે કેળવાએલાં બાનુ અને ગૃહસ્થો ઈરાનમાં મુસાફરી કરે અને ત્યાંની ખરી હકીકતથી વાકેફ થઈ પાછાં ફરતાં હિન્દુસ્તાનમાં તે ખબર પહોંચાડે તે આ લોકોને ગમતું નથી, માટે એમ ઉડાવવાની વાતો કરે છે. કોઇ લખે કે દેશમાં જ્યાં જુઓ ત્યાં નવી જીંદગીની ચળવળ ચાલે છે, અને મજલીસ દેશની ઉન્નતિને લગતાં કામો પાછળ દીલોજાનથી મંડી ગઇ છે, તો કોઇ જણાવે કે જે વખત જાય છે તેમાં શાહને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાની તૈયારી લગભગ પુરી થવા આવી છે, અને અમે ઇરાનમાં પગ મુકીશું તેટલામાં તો નવા જુની થઇ પણ ચુકેલી હશે. કોઇ જણાવે કે લડાઇ દરમ્યાન બુશાયરથી શીરાઝ રેલ્વેની લાઇન નખાઇ છે, અને ત્રેનો રોજ પેસેનજરો લેઇને દોડે છે, તો કોઈ લખે કે રેલ્વેના ઇનજીનોની સીટી અમારે કાને તો કોઇ દિવસ પડી નથી. તદન ઉલટા સુલટી ખબર અને અચોકસ સલાહ-

અમારો પ્રોગ્રામ અમે એવી રીતે ગોઠવ્યો હતો કે કરાંચીથી બુશાયર, શીરાઝ, ઇસફહાન, તહેરાન, હમાદાન, કેરમાનશાહ થઇ કસરે શીરીન ઉપર ઇરાનની સરહદ ઓળંગી અમે ઇરાકમાં દાખલ થઇએ, ત્યાંથી બગદાદ આગળ ટેસીફોનં ખાતે શાહ નોશેરવાનના

મહેલનાં ખંડીએર જોઇ ડૅમાસ્કસને રસ્તે જેરૂસલમ થઇ દરિયાને માર્ગે યુરોપ થઇ અમેરીકા જઇએ. આ માટે બુશાયરના કોનસલ જનરલ તથા ઇરાકના હાઈ કમીશનર મારફત ગોઠવણ કરવા માંડી. બુશાયર તરફથી કંઈ આશા આપનારો જવાબ નહિ આવ્યો, અને બગદાદથી ઘણી ઘણી સલામ સાથે પેગામ મળ્યો કે જેટલો વખત અમે ઇરાકમાં રહીએ તેટલો વખત અમારી સગવડ માટે હાઇ કમીશનર સાહેબ બંદોબસ્ત કરવાને ખુશી થશે, પણ પૅલેસ્ટાઇન, સીરીયા તરફ મામલો અશાંત હોવાથી નામદાર કમીશનર અમને આગળ વધવાની સલાહ આપશે નહિ.

કેટલાક સરકારી કામસર બુશાયરના કોનસલ જનરલનું કરાંચી આવવું થયું. તેમની સાથે મુલાકાત થતાં છેવટે એવું ઠર્યું કે અમારે બુશાયર આવવું, ત્યાંથી શીરાઝ થઈ પર્સીપોલીસનાં ખંડીએરો જોવા જવું અને ઉત્તર તરફ આગળ વધવાનું સલાહકારક નથી એવી જો અમોને સલાહ શીરાઝનાં કોનસલ ખાતાં તરફથી આપવામાં આવે તો અમારે ડાહ્યાં થઇ પાછાં નીચે ઉતરી બુશાયર જવું અને પછી ગમે તો ત્યાંથી સ્ટીમર મારફતે બસરા જઇ ટૅસીફોન સીધારવું.

આ ગોઠવણ નક્કી થઇ અને તે મુજબ અમે અમારા અર્ધો પૈસા ઇમ્પીરીયલ બૅંક ઑફ પર્શીઆની બુશાયરની શાખામાં જમે કરાવ્યા. અમે જોયું કે એમ કરવામાં કંઇ ખોવાનું નહિ હતું. એકવાર જો શીરાઝ પુગતાં અમોને આગળ વધવા દેવામાં આવે તો પછી બસરા ખાતેની રકમ પાછી મંગાવી લેતાં ક્યાં આવડતું નહિ હતું.

ઇંડો યુરોપીઅન ટૅલીગ્રાફ ખાતાંના મીલનસાર ડાયરેક્ટરે અમોને અમારી મુસાફરી દરમ્યાન બુશાયરથી શીરાઝ વચ્ચે આવતી તારખાતાંની તથા ટૅલીફોન ખાતાંની ઑફીસો કે જ્યાં જાણીતા મુસાફરોની સગવડ માટે ઉતારાના એક બે ઓરડા ફાલતુ રાખે છે તે વાપરવાની પરવાનગી આપવા માટે ઘટતે ઠેકાણે સીફારસ પત્ર આપ્યો.

છેલ્લી લડાઇ પછી થએલા ફેરફારોમાં મુસાફરોને જુદે જુદે દેશે જતાં જે તકલીફમાં ઉતરવું પડે છે તે પાસપોર્ટને લગતી છે. આગળ તો ગમે ત્યાં જવું હોય ત્યારે ગમે ત્યારે આપણી મરજી પ્રમાણે સ્ટીમરમાં ચઢી બેઠાં કે કશી ફોકફાજ નહિ. હવે તો આપણી નાની છબી પડાવી તેની બે કૉપી પોલીસ ખાતાંમાં આપવી પડે છે. એક નકલ તેમાં આપણી પાસપોર્ટમાં ચીકટાવે છે, અને એક પોતા પાસે રાખે છે. તસ્વીરમાં તો અમથો ચહેરોજ દેખાય, પણ તે કેવા રંગનો છે યા તેની કંઇ ખાસ ધ્યાન ખેંચે તેવી નિશાન છે કે કેમ તે સઘળું તપાસી અમારી ઉંચાઇ, માપ વગેરેની નોંધ પાસપોર્ટમાં ટપકાવી. છેલ્લી ઘડીએ નવો વાંધો નિકળ્યો કે થોડાક દિવસ થયાં ઇરાકની સરકારની એવી લખાવત આવી છે કે બસરાની પોલીસના વડાની બહાલી વગર ત્યાં જવાની પરવાનગી આપવામાં આવતી નથી; માટે કાગળ પત્રથી કામ લેવાનો વખત હવે નહિ હોવાથી અમારે તાર કરી તે બહાલી મેળવવી. આ સહેજ રમુજ કઉતક જેવું હતું. બસરાની પોલીસ સાથે પિછાન ધરાવવાનું અમોને માન નહિ હતું; એટલે અમે ફરજ્યાત ફોગ માણસો હતાં કે નહિ તેની ખબર તેને તે શું હોય. આખરે મારા ખાવીંદે તોડ શોધી જણાવ્યું કે બસરાની પોલીસના વડા કરતાં ઘણા મોટા અધિકારી યાને તમામ ઇરાકના હાઇ કમીશનર તરફનો દસ્તાવેજ અમે ધરાવીએ છીએ. તે દેખાડતાં સઘળું સમાધાન થયું અને બે વર્ષની મુદતમાં અમારી મુસાફરી પુરી કરવાની અમોને રજા મળી. હાલ અમારી પાસપોર્ટ ઇરાન, ઇરાક, અમેરીકા, ઇંગ્લાંડ, ફ્રાન્સ, બેલ્જીયમ, જરમની, ઑસ્ટ્રીઆ, ઇટાલી, વગેરે દેશોના વીઝાથી ભરાઇ ગઇ છે, અને સરહદો ઉપરના અમલદારોના

જાથમાંથી પૈસાર થતાં ઘસાઇ ગયા છે.

હવે અમોને અસબાબ તૈયાર કરવાનો હતો. સ્ટીમર મારફતે યુરોપ, અમેરીકા જેવા દેશો મુસાફરીએ નિકળીએ તે કરતાં જુદીજ રીતનો સામાન અમોને લેવાનો હતો. ટીનની ટ્રંક આ મુસાફરીમાં ચાલે તેમ નહિ હતું. કારણ ખચ્ચર વગેરેની અફાડઝીખમાં તે ટ્રંક જાનવર ઉપર લાદવામાં અગવડ સમાન થાય અને વજનમાં વધારે થાય તેટલા આપણને રસ્તે રસ્તે પૈસા વધુ ખરચવા પડે. પાંચ માણસે આપેલી પાંચ સલાહ મુજબ કામ કરતા જતાં અમારી સાથે જોઇએ તે કરતાં વધુ બોજો અમે ઉપાડયો હતો. વખતે વખત તેથી અમોને કેવી રીતે તકલીફ પડી તે આગળ જતાં હું જણાવીશ કે જેથી મારાં બીજાં મુસાફર ભાઇ બહેનોને ચેતીને કામ લેવાને બની આવે. દુનિયામાં અનુભવ જેવો મોટો શિક્ષક કોઇ નથી. અને અમે પણ ઠોકરો ખાઇ, હાડમાર થઇ આજે એવાં ઘડાયાંચ કે ઇનશાલ્લાહ, બીજી વખતે જ્યારે અમે ઇરાનની મુસાફરીએ જઇશું ત્યારે પહેલી મુસાફરીએ શિખવેલા પાઠો અમને ઘણા કામ લાગશે. અમારા ઇરાન તરફ સીધારવાના ઇરાદાની જેમ જેમ વાતો બહાર ફેલાતી ગઇ તેમ તેમ ભલાં ખેરખાહો ચોર, લુટારાની ધાસ્તીની વાતો કરી રોજ અમોને હેબતાવતાં હતાં. પણ અમેબી કંઇ ખાંડ્યાં જઇએ તેવાં નહિ હતાં, અમે નક્કી ઠરાવ કીધો કે સામાન બનતાં સુધી એવો લેવો કે જ્યારે રાહમાં પરોણા સામા મળે ત્યારે સામાન જોઇ વમાસણમાં પડે કે એવો ખખરો પેખરો લઇ જઇને શુ કામ નકામી બદનામી લેવી. અથા તથા થઇ રહેલા બેંગો અને આવી રહેલાં બિછાનાં, બન્નુસ અમે ઘેરમાંથી એકઠાં કીધાં. વળી અમોને ખબર હતી કે રસ્તામાં જગેજગ જ્યાં તારખાનાં વગેરેની સગવડ નહિ હશે ત્યાં કૅરેવનસરાઓમાં અને બીજે ઠેકાણે જમીન ઉપરજ અમોને બિછાનાં કરવાં પડશે, એટલે આખરે તો ધુળ, મટોડામાં રગદોળાવાનું ત્યાં સુંદર બિછાનાં તે વળી કેવાં હોય ! એ ઉપરાંત અમે કંતાનના દોઢ ફુટ પહોળા અને ચાર ફુટ લાંબા કોથળા બનાવી તેની ઉપરની ધારીએ પિતળની રીંગો જડાવી હતી. અને તે રીંગોમાં લોખંડનો સળીઓ પેવશ કરી તેને તાળું મારવાની ગોઠવણ કીધી હતી. આ ગોઠવણ ઘણી સારી હતી, અને તે જેમ વજનમાં કમતી તેમ બધી રીતે આ કોથળા સગવડ ભર્યા અમોને જણાયા. અમે વાળવાંની કંતાનની ત્રણ ઇઝીચેરો લીધી હતી. આ અમારી ભુલ હતી. તેને બદલે અમારે એવા વાળવાના કૅમ્પ કૉટ લેવા હતા કે જે રાતે નાના ઢોલિયાની ગરજ સારી શકતે. પીવાનાં પાણીને માટે અમે પાણી ગળે નહિ તેવાં કેનવાસની સાત નાની મસક બનાવી હતી. તેની નીચે એવી રીતનુ ગોળ તળીઉં બનાવ્યું હતું કે બેસવાં હરીએ તો પોતાની જગા ઉપર બેસી શકે. પાણી અંદર ભરવા માટે જે બાકોરૂં રાખ્યુ હતું તેમાં પિતળનું ખોલ્યુ પેવશ કરી તેને પિતળનોજ સ્ક્રુની માફક ફેરવવાનો નાનો ડાટો માર્યો હતો. પાણી પીવાને માટે એક બાજુએથી પિતળની ઝીણી નળી પેવશ કરી હતી, જેના મુખડાને પણ તેવોજ ઝીણો પિતળનો સ્ક્રુ જેવો બુચ માર્યો હતો. આ મસકો અમોને આખે રસ્તે રાત દિવસ ઘણીજ કામ લાગી હતી. ખટકે ખટકે મુસાફરી દરમ્યાન વહેતાં પાણીના ઝરા મળે કે અમે મસકો ભરી લઇ વંજારમાં મુસાફરી કરતી વખતે ખચ્ચરો ઉપર બાંધી દેતાં હતાં અને મોટર વખતે તેના સળીઆઓ સાથે બહારની બાજુએ લટકતી બાંધતાં. ખાધ ખોરાકીનાં સંબધમાં અમોને જે સલાહ મળી હતી, તે ઘણી ભુલ ભરી આખરે અમોને જણાઇ. માખણ, જૅલી, વેલાતી દુધ, ચીઝ, સારડીન, સામન, ગ્રીનપીઝ, ઍસ્પેરેગસ, ચા, કૉફી, ખાંડ વગેરે અમે અમારી સાથે મોટા જથામાં લીધું હતું, તેની કથી

જરૂર નહિ હતી, કારણ બુશાયર, શીરાઝ, વગેરે દરેક મોટાં શહેરમાં તે મળી શકે છે. કરાંચી કરતાં અલબત્તાં ત્યાં એ ચીજો મોંઘી મળે છે, છતાં ખચ્ચરો ઉપર લાદીને યા પાછળથી મોટરમાં લઈ જતી વખતે એવો ભારી સામાન મોટી પીડા સમાન થઇ પડે છે. ખચ્ચર ઉપર અફળાતાં ઝીખાતાં સવાર સાંજ વંજાર મંજલ કરે યા ઉપડે ત્યારે ઉતાર મુક કરતાં બગડી જાય છે યા ભાગી જાય છે. તથા જેમ બોજો વધારે તેમ વધારે દામ આપવું પડતું હોવાથી આયંદે તે બમણાં મોંઘાં પડે છે. દુઃખે સુખે કામ લાગે તે માટે અમારી સાથે ત્રણ બાટલી બ્રાંડી હતો, જે જરૂરનો હતો પણ બુશાયરનાં કસ્ટમ્સમાં તેની ઉપર ચુંથણાં પડ્યાં. અમોને સમજાવવામાં આવ્યું હતું કે રસ્તે તુવેર, ચણા વગેરેની દાળ નહિ મળશે અને ચોખા મોંઘા મળશે. તેથી અમે ચોખા, દાળ, વગેરે કઠોર અમરી સાથે ઘસડ્યો હતો. તે આખરે શીરાઝ પહોંચતાં ફરજને માર્યાં આસપાસનાંઓમાં વહેંચાણ કરી પરવારી ગયાં. ઘીનો મોટો ડબો, કાંદા, પટેટા, મરી મસાલો પણ અમે બકાત નહિ રાખ્યો હતો. એ બધું છેવટે ખાનારાંએ ખાધું અને અમે નકામી હેજગારી વેઠી કેટલા માઇલ સુધી ઘસડી લઇ ગયાં. કપડાં ધોવાની બાર સોપની લાકડીની પણ ક્યાશ અમે નહિ રાખી હતી. અમે જો રહાતે તો ખાસો મજાહનો જેવો એક સ્ટોર ઇરાન સર જમીનનાં એકાદ શહેરમાં ખોલી શકતે તેટલો અસબાબ અમારી પાસ શરૂઆતમાં હતો. ઇરાનમાં બળતણ ઘણુંજ ઓછું મળે છે, કારણું મોટાં ઝાડોનાં જંગલો આખા દેશમાં કોઇકજ ઠેકાણે હોય છે. આ માટે અમોને સલાહ મળી કે જરૂર કોલસો અને ગયાસ્લેટ અમારે સાથે લેવાં જોઇએ. એટલે એક મોટી ગુણી કોલસો અને એક ડબો ગયાસ્લેટ અમારી સાથે ઉમેરાયાં. કોલસાની ગુણીને તો આખી શીરાઝમાંજ વળાવી, અને ગયાસ્લેટ થોડુંક રહેવા દીધું. કોલસા સળગાવવા લોખંડના બે ચુલા લીધા હતા તેને આયંદે રૂખસદ આપી. પ્રાઇમસના બે ચુલા તથા તેને માટે સ્પીરીટ ઑફ વાઇન અમે લીધો હતો. આખો વખત એ ચુલાઓ અમોને ઘણા કામે લાગ્યા, પણ અમારી મુસાફરીના છેલ્લા તબકકા ઉપર આવવા આગમજ અફળાતાં ઝીખાતાં તેઓની ઝીંદગી પુરી થઇ ગઇ. ત્રણ હરીકેન લૅંપ અમારી પાસે હતાં જે ઘણાં ઉપયોગી થઇ પડ્યાં, જોકે તે પણ એક પછી એક તુટતાં ચાલ્યાં. મીણબત્તીઓ સાથે રાખેલી હતી, તે બહુ ઉપયોગી જણાઇ. તે ઉપરાંત ત્રણ ઇલેકટ્રીક ટૉર્ચ લાઇટ સાથે રાખી હતી. તે રાત અવારસે અંધારામાં તરત જરૂર પડે ત્યારે ઘણી કામની થઇ પડતી હતી. કવીનાઇન, જુલાબની ગોળી, રાઇનાં પ્લાસ્ટર, કોલન વૉટર, બામ, આયોડીન વગેરે કુદરતી રીતે જોગેજોગ અમારે માટે તેમજ બીજાંઓ માટે ઘણાં જરૂરનાં થઇ પડયાં હતાં. મુસાફરીમાં દિવસને વખતે તડકાના સખ્ત ગ્લૅરથી બચવા માટે કાળા યા લીલા રંગના કાચના ચશ્મા તથા દુરનું જોવા માટે દુરબીન અમે સાથે લીધાં હતાં. તે ઉપરાંત જરૂર જોગી જગાના બનાવો તથા ખંડીએરોની તસ્વીર લેવા અમે બે કોડેક કૅમેરા અમારી સાથે રાખેલા હતા, જેનાથી મારા બેટાએ આશરે સવાસો ફોટો પાડ્યા હતા. પહેરવાનાં કપડાંમાં બનતાં સુધી એવા રંગ પસંદ કરવાની અમે સંભાળ રાખી હતી કે જે મેલખાઉ હોય અને ધુળ મટોડાં સાથે આખો વખત કામ લેવાનુ તેમાં ટકી શકે. માટીડાઓ માટે ખાકી કપડાં રસ્તાને માટે ઘણાં ઉપયોગી કહેવાય અને મારા બેટાનાં વૉલન્ટીયર તરીકેનાં આગળાં કપડાં ઘણાં અનુસરતાં થયાં હતાં. તડકાં સામે બચાવ માટે બાનુઓ તેમજ ગૃહસ્થો માટે હૅટ રાખેલી ઘણી સારી. અમો ઇરાનમાં દાખલ થયાં તે વખતે કમનશીબે ઇરાની અને બ્રીટીશ સરકાર વચ્ચેનો સંબંધ જોઇએ તેવો એખલાસ ભર્યો નહિ હતો. તેથી અમોને બુશાયર તથા

શીરાઝમાં કેટલાક ભણેલા મુસલમાન ગૃહસ્થોએ સલાહ આપી હતી કે એ ટોપસનો જેટલો નહિ ઉપયોગ થાય તેટલો ભલો. જો કે મશેદ મર્ઘાબ વગેરેનાં ખંડીએરો જોવા જતી વખતે મેદાનમાં આખો દિવસ સખ્ત તડકાને લીધે તે પહેરવી પડી હતી. યુરોપીયન હૅટ તડકામાં ઘણી કામ લાગે છે અને તે લેવી જરૂરની છે.

ઇરાનમાં મુસાફરી કરતી વખતે ઠંડી તેમજ ગરમીની બન્ને મોસમને લગતાં કપડાં થોડાં ઘણાં સાથે રાખવાં પડે છે. મુસાફરો માટે ઘણો સારો વખત માર્ચથી મે મહિનાનો હોય છે, કે જ્યારે વસંત ઋતુના ખિલતા બહારના વખતથી મંજલ શરૂ કરી મે મહિનામાં તે ખતમ કરવી પડે છે. કારણ કે પછી નહિ ખમી શકાય તેવા તપોતામાં રસ્તે મુસાફરી કરવી પણ મુશ્કેલ પડે છે. મુસાફરીનો બીજો અનુકૂળ વખત સપ્ટેમ્બરથી નવેમ્બરના ત્રણ મહિનાનો છે, અને અમોએ તે પસંદ કીધો હતો. આ બેમાંના કોઇ પણ વખતે મુસાફરી કરતાં હોઇએ છતાં બન્ને મોસમ થોડી ઘણી રીતે સંભાળી લેવાય તે રીતે કપડાંની પસંદગી કરવી પડે છે. તેનું કારણ એ છે કે ઇરાનમાં એકી વખતે જુદાં જુદાં મથકે ઋતુમાં ઘણો ફરક રહે છે. અમારોજ દાખલો લેતાં જણાશે કે અમે છેક સપ્ટેમ્બર મહિનાની અધવચમાં બુશાયર પુગ્યાં તે વખતે અમોને ત્યાં ૯૬ થી ૧૦૦ ડીગ્રી સુધીની ગરમી ખમવી પડી હતી. બપોરના સુરજ માથે આવે ત્યારે તડકો ખમાતો નહિ હતો, અને રાતે ઉકળાટને લીધે જીવ ગભરાવાથી ઘેરનાં ધાબાં ઉપર જઇને સુતા વગર છુટકો થતો નહિ હતો. પણ બુશાયરથી ઉપડ્યા પછી ચોથે પાંચમે દિવસે કાઝરૂન તરફ આવી પુગતાં ઓવરકોટનો ઉપયોગ કરવાની જરૂર જણાવા માંડી. બુશાયરમાં આશરે ૯૬ ડીગ્રીનો તાપ ખમ્યો, એક મહિનામાં તહેરાન પુગતાં ૫૫ ડીગ્રી ઉપર પારો જતાં ઠંડીથી ઠર્યાં, અને ઇરાનની મુસાફરી પુરી કરી સરહદે પહોંચતાં ૪૦ ડીગ્રી વચ્ચે લખલખાં ભરાવા માંડ્યાં.

મુસાફરીની સઘળી ગોઠવણ હવે થઇ ચુકી હતી, અને અમારી સ્ટીમર ઉપડે તેની અમે રાહ જોતાં હતાં.

# પ્રકરણ ૨

## કરાંચીથી બુશાયર

રવીવાર તારીખ ૪ થી સપ્ટેમ્બર ૧૯૨૧ ની સાંજે ૬॥ કલાકે સ્ટીમર બારપેટામાં અમો અમારાં સગાં વહાલાંઓ તથા મિત્રોને મળી ભેટી ઉપડયાં. દરિયો મજેહનો શાંત હતો, અમારી સ્ટીમર દરેક બંદરો કરતી હતી. નાનાં બંદરોમાં ઉતરવાની સગવડ નહિ હોવાથી તેમજ સ્ટીમર જલદી ઉપડી જતી હોવાને લીધે અમો દરેક બંદરે ઉતરી શકતાં નહિ હતાં. અમોને બુશાયર જવાનું હતું, તેની પહેલે પસની તથા ગ્વાદર નામનાં બંદરો આવ્યાં અને લોકોના કહેવા પ્રમાણે બે વર્ષનો વર્સાદ નહિ હોવાથી એ ગામો તરફ જબરો દુકાળ છે, અને ચાવલ મુદલ મળતા નથી એવી વાતો સમજી અમો આગળ વધ્યાં.

તા૦ ૭ મીએ સહવારનાં અમોને પહાડો દેખાવાના શરૂ થયા અને તેની ઉપર મોટા અક્ષરોએ કોતરેલાં નામો દેખાયાં. જેમ હમેશાં બને છે તેમ જે જે મુસાફરોએ આ જગાની મુલાકાત લીધી હશે તેઓએ પોતાનાં નામો તથા સાલ કોતરેલાં હતાં, અને કોઇક મનવારના ઑફીસરોએ પોતાની મનવારનાં નામો કે પોતાના વાવટા વટીક રંગ બેરંગી ચિતારેલા જોવામાં આવતા હતા. થોડાક વખતમાં અમો મસ્કત બંદરે પુગ્યાં અને અમારી સ્ટીમર સાંજ તલક માલ લેવા ઉભી રહેવાની હોવાથી અમો એ જુનું શહેર જોવા ઉતર્યાં. અત્રે નાની નાની હોડીઓ સસ્તામાં ભાડે મળે છે. તેવી એક ભાડે લેળવી આગળ ચાલુ મુકયું, અને પોણા કલાકમાં અમોએ મસ્કતની જમીન ઉપર પગ મુકયો. શહેરની આજુબાજુ મોટા કાળા પથ્થરના પહાડોએ જાણે ફરતી દીવાલ બનાવી શહેરને ઘેરી લીધું છે. ત્યાંના લોકોની એ જબરી ફરીયાદ છે કે તેઓનાં શહેરમાં પવન આવતોજ નથી, કારણ પવન હોય તે પણ આ પહાડોને લીધે અટકી પડે છે. ગરમી હમેશાં સખત પડે છે. અને અમારેથી પણ ઘણું ફરી શકાય તેમ હતું નહિ, કારણ કે અમો ત્યાં ગયાં ત્યારે ગરમી જબ્બરી પડતી હતી. એ શહેર આજે ગામડાંનાં આકારમાં ફેરવાયલું નજરે પડે છે. બજાર તથા શહેર સર્વે ઘણું મેલું છે. ઘેરબાર પણ કંગાલ છે, અને ઘણો મોટો ભાગ ઘેરો બંધ પડેલાં છે, કારણ વસ્તી અહિંથી ચાલી જાય છે. અમોને જણાવવામાં આવ્યું કે ઘેરો મુફત રહેવા આપતાં પણ રહેવાવાળાં કોઇ મળતાં નથી. શહેરની લંબાઇ પણ ઘણી નથી, અને ફરવા માટે ગાડી જેવું કશું નથી, કારણ સાંકડી પહાડી જગાને લીધે ગાડી અંદર ફરી હરી શકતી નથી. આપણે જાણીએ છીએ કે અત્રેનો ખજુર તથા હલવો ઘણો વખણાય છે, પણ બજાર એવું મેલું કે નજરે જોવા પછી કાંઇ પણ ચીજ લેવાની મરજી થતી નથી. ત્યાંથી અમો પાછાં હોડીમાં બેસીને મથરા નામનાં પાસે આવેલાં ગામમાં ગયાં. આ ગામનું બજાર મસ્કત કરતાં થોડું ઘણું વધારે સારૂં હતું.

વસ્તી બેઉ શહેરોમાં આરબોની છે, અને મથરામાં કચ્છ તરફના કેટલાક હિંદુ વેપારીઓ વેપાર માટે આવી વસેલા છે. એ બેઉ શહેરો જોઇ અમો બપોરે બાર કલાકે અમારી સ્ટીમર પર પાછાં રવાના થયાં અને ત્રણ વાગે સ્ટીમરે લંગર ઉંચકી ચાલુ મુકયું. માર્ગમાં અમારી સ્ટીમર હોરમઝ ટાપુ આગળથી પસાર થઈ કે જેને માટે આપણે સાંભળતાં આવ્યાં છીએ કે આપણું રાજપાટ જવા પછી આપણા વડવાઓનો કોઇ કાફલો આ બંદરેથી થઇને હિન્દુસ્તાન તરફ આવ્યો હતો.

ત્યાંથી આગળ વધેલાં અમો તા૦ ૮ મીને દહાડે બપોરે બે કલાકે બંદર આબાસમાં થોડા વખત માટે લંગર કર્યું. બારૂં દુર હોવાથી અને તડકું સખત હોવાથી અમોએ બંદર તરફ જવાનું માંડી વાળ્યું. આ બંદરેથી આપણા ઇરાની જરથોસ્તીઓ મોટે ભાગે આવજા કરે છે. અહિંથી કેરમાન પુગતાં તેઓને ગધેડાં ઉપર આશરે ત્રણ અઠવાડીઆં લાગે છે. આગળ વધતાં અમો માર્ગમાં હીંગા તથા હંજમ ટાપુ એ બે મકે થોડો થોડો વખત થોભ્યાં. હંજમ ટાપુ ઉેલ્લી લડાઇના વખતમાં મોટી અગત્યનું લશકરી મકક થઇ પડ્યું હતું, અને હાલ વાયરલેસ ટેલીગ્રાફનું પર્સ્યન ગલ્ફ ખાતે મુખ્ય મધ્યબીંદુ સમાન છે. અસલ આ જગા ઇરાની હતી અને મિત્ર રાજ્યોએ લડાઇના વખતમાં તે વાપરવા માંડી હતી. પણ હાલ આ હંજમ ટાપુ બ્રીટીશ સરકારને હજમ થયો છે. આ મકે તેમજ કરાંચી છોડ્યા પછીનાં સઘળાં નાનાં બંદરોએ અમે જોયું હતું કે ત્યાંનાં લોકો અમારી સ્ટીમર ઉપર ખરીદી કરવા આવતાં હતાં. મુખ્ય કરી તેઓ સાબુ વગેરે ચીજો આગબોટના સ્ટુઅર્ડ કે જેને કુંપનીએ વેચવાનો હક આપ્યો હતો, તેની પાસેથી ખરીદી લઇ જતાં હતાં. જે રીતે માલ વેચાતો હતો તથા જે ભાવો ઉપજતા હતા તે જોતાં મને લાગે [illegible] કે સ્ટુઅર્ડ સાહેબે અસારમાં મજેહની જેવી ગાંસડી બાંધી હશે. દાખલા તરીકે એક આરબે બાર સોપની એક લાકડી ખરીદી તેને પુછતાં જણાયું કે કરાંચીમાં જે લાકડી આઠ આને મળે તે તેણે એક રૂપિયે લીધી, એટલે એકનો બમણો ભાવ ઉપજ્યો.

આપણે અસલથી સમજતાં આવ્યાં છીએ કે પર્સ્યન ગલ્ફનાં મોતી ઘણાંજ સારાં આવે છે તે બહારીન તરફનાંજ છે. એ મોતી દેખાવે ઘણાંજ સરસ અને દાણા પણ ગોળ હોય છે. બંદર આવવાની ત્રણ ચાર કલાક આગળથી દરિયામાં મોટી બોટો ઉભેલી અમોને ઘણી સંખ્યામાં દેખાઇ. પુરતો ખોરાક તથા પુરતું પીવાનું પાણી અને ડુબકી મારનારા લઇને એ બોટો બેથી ત્રણ મહિના અહિં પડી રહે છે, અને મોતીની સીપો ઘણી સરખી મળવે તે લઇ બહારીન આવે છે. અમારી સ્ટીમરે બંદર કીધું તે આપણાં નવાં વર્ષનો દિવસ હતો. થોડા વખતમાં એક સ્ટીમ લૉંચ આવી જેમાં થોડાક હિંદુ ગૃહસ્થો તેમજ એક પારસી જવાન આવ્યા. આ પારસી જવાન જેવણ મોતીના હિંદુ વેપારી ગૃહસ્થને ત્યાં લૉંચ ચલાવવાનું કામ કરતા હતા, તેવણ અમોને જોઇને ઘણા ખુશ થયા અને બોલવા લાગા કે આજે આખો દિવસ તેવણ દલગીર હતા કે નવાં વર્ષનો દહાડો હમદીનો સાથે ગુજારવા જેવું ત્યાં કશું હતું નહિ પણ અમારી સાથે નહિ ધારેલો મેળાપ થવાથી તેવણ ઘણા ખુશ હતા. રાત પડવા આવી હતી તેથી હાલ અમો બંદરે ઉતર્યાં નહિ, પણ એવી ગોઠવણ થઇ કે સહવારના ૭ વાગામાં લૉંચ લઇ અમોને તેવણ લેવા આવશે. સહવારનાં પહોરમાં ગોઠવણ પ્રમાણે અમો તૈયાર રહ્યાં અને લૉંચ આવતાંજ બહારીન જોવા ઉપડ્યાં. આણીગમ ભલા હિંદુ શેઠે પોતાને ત્યાં અમારે માટે ચાહ, કાફી, શરબતથી શરૂ કરી બપોર પડતે ધાન દાળ, શાકભાજી, પાપડ, ભજીયાં, મીઠાઇ વગેરે

સુંદર પકવાનો જમાડી થોડોજ વખત અમો તેમને ત્યાં રહી શકનાર હોવાથી તેટલા વખતમાં પોતાથી બની શકે તેટલી માયા મહોબતથી અમારી પરોણાગત કરી. અત્રે મોતીના વેપારીઓ ચાર મહિના હિન્દુસ્તાનથી બહારીન આવે છે, અને જુલાઇથી અકટોબર તલક મોતી કાઢવાની મોસમ હોવાથી તે દરમ્યાન ખરીદી કરી પોતાને મુકામે જઇ ત્યાં વેચે છે. અમોને જણાવવામાં આવ્યું તેમ દર સાલ અત્રે બે કરોડ રૂપિયાનાં મોતીની ઉથલપાથલ થાય છે. મોટે ભાગે આ મોતીઓ મુંબઇથી પૅરીસ ચઢાવવામાં આવે છે, જ્યાં કેટલાક હિંદુ વેપારીઓ તેનો ધંધો કરે છે. અમારી ખુશાલી વચ્ચે અમે પૅરીસમાં ત્રણ, ચાર જરથોસ્તીઓને પણ નાના પાયા ઉપર મોતીના વેપારમાં સંડાયલા જોયા હતા. પહેરીને છત્ર મોટા કરવા કરતાં જોઇને પણ મન મનાવેલું ભલું, તેથી જ્યારે આ ભલા વેપારીએ મોતીના કેટલાક નમુનાઓ દેખાડવાની મરજી દેખાડી ત્યારે અમે ખુશીથી હા પાડી અને ટુંક વખતમાં તેમના હિંદુ ગુમાસ્તાઓ, જેઓ સઘળા ઘણા અશરાફ અને વિવેકી હતા, તેઓએ કેટલાક લાખ રૂપિયાનાં મોતી અમારા હાથમાં મેલ્યાં. લાખો રૂપિયાનાં મોતી એકી વખતે અમોએ જીંદગીમાં આ વખતે જોયાં અને મનમાં સંતોષ લીધો કે ગુહરાના છવ્યા કરતાં જોયલું ભલું.

બહારીનનું બજાર મસ્કત કરતાં વધુ સારૂં હતું, તેમજ ડકો પણ સારો બાંધેલો હતો. બીજું જોવા માટે શહેરમાં કશું હતું નહિ, પણ દુરના ભાગોમાં અસલી તવારીખી જગાઓ નજરે પડતી હતી. અત્રે વર્ષાદ ઝાઝો પડતો નથી. બે ત્રણ વર્ષે બે ત્રણ ઇંચ પડે છે, તેથી ઘેરો મટોડાંના અને છાપરાં પણ મટોડાંનાં ધાબાંનાં બનાવે છે. ગયે વર્ષથી મ્યુનીસીપાલીટી શરૂ થઇ છે તેથી શહેર તથા બજારમાં કાંઇક સફાઇ દેખાતી હતી. અત્રે કોઇ માણસ ચોરી કરે કે કાંઇ ગુનાહ કરે તેની સજા ઘણી સખ્ત હોય છે. ઇનસાફ એજ કે એક હાથ કાપી નાખવો કે પગ કાપી નાખવો. એ સબબે ચોરી ઘણી થતી નથી.

જ્યારે અમો બહારીનની ટુંક મુલાકાત પુરી કરી સ્ટીમર ઉપર રવાના થવા પાછા લૉંચમાં બેઠાં ત્યારે અમારા ભલા હિન્દુ મિત્રએ જાણે હજી પરોણાગત અધૂરી રહી હોય તેમ અમારે માટે એક મણ બરફ, મીઠાઇ, ફ્રુટ, પાણી ભરવાં કુંજા વગેરે એવી દરેક ચીજો લૉંચમાં ચઢાવી. સખત ગરમીને લીધે બરફ અમોને બહુજ ઉપયોગી હતું. સ્ટીમરમાં બરફનું પાણી બરોબર મળતું નહિ હતું. સ્ટુઅર્ડ કહે કે જો તે અમોને બરફ આપે તો ગોસ્ત તથા માછલી બરફમાં મુકેલી છે તે બરફ ખલાસ થવે બગડી જાય. તેથી આ બરફ અમોને ઘણું ઉપગોગી થયું, અને બીજાં ઉતારૂઓને વળી ભેટ કરી અમે ભલાઇ મેળવી. તે તો જુદી. અમારી સ્ટીમરે સાંજ પડતાં પાછું ચાલુ મુકયું.

## પ્રકરણ ૩

### બુશાયર

તારીખ ૧૨ મીએ સાંજે અમે બુશાયર પુગ્યાં. અહિંથી ડક્કો સાત માઇલ દુર હતો પણ અમોને સરકારી સ્ટીમ લૉંચમાં મહેરબાનીની રાહે ઉતાર્યાં. દરિયો આ વખતે વધુ તોફાની હોવાથી લૉંચમાં ઉતરતાં ઘણી મુશ્કેલી પડી, અને પછી, પણ લૉંચ જબરા ઉછાળા મારતી આગળ વધી અને અર્ધા કલાકમાં અમોને કીનારે લઇ જઇ ઉતાર્યાં. ડક્કા પર ઉતરવાને માટે કે ચાલવાને માટે જરા પણ જગા નહિ રહે એવી રીતે માલ ભરેલો હતો તે કુદાવી અમો જમીન ઉપર જઇ ઉભાં કે કસ્ટમ્સનાં માણસોએ અમારો સામાન તપાસવાનું શરૂ કીધું. અમારી દરેકે દરેક પેટીઓ તેઓએ ખોલાવી અને કપડાંની ઘડી છોડવા માંડી. અમો સ્ટીમર ઉપર હતાં ત્યારે કોઈ કોઇને પુછતાં ખબર મળેલી કે બુશાયરમાં મી૦ માકીદલાલ નામના એક જરથોસ્તી ગૃહસ્થ છે. હવે જ્યારે બુશાયરનાં બંદરે કોઇ કોઈ આવ્યાં તેને પુછતાં તે લોકો કહેવા લાગ્યાં કે "એક પારસી છે પણ તેવણનું નામ તો મી૦ હિરાજી પોસ્ટ માસ્તર છે." હવે આ ગૃહસ્થ મી૦ માકીદલાલ હોય કે મી૦ પોસ્ટ માસ્તર હોય એ અમોને બધું સરખું હતું. તેવણ એક હમદીન હતા એટલે બસ. જેવા એ ભલા ભાઇને અમે શોધી કાઢયા અને તેવણની જેવી મદદ આવી પુગી કે બધું સમાધાન થયું. અમારો માલ જોઓ કસ્ટમમાં તપાસતા હતા તે લોકોની સંખ્યા આઠ, દશની હતી અને વળી તેની આજુબાજુનું તમાશો જોવા મળેલું ટોળું પચીસ, ત્રીસનું થઈ ગયું હતું. કોઇ મજુરો વટીક આપણા સામાનને જુએ, ખોલે અને ના કહીએ તો માને પણ નહિ. અમારા બે કૅમેરા, ફીલ્મો તથા દુરબીન ઉપર ડયુટી લેવાઇ, તેમજ જૅલી, માખણ, સામન, સારડીન, વગેરે ખોરાકીનાં હવાબંધ ટીનો ઉપર પણ જકાત મકાઈ. આખરે પોસ્ટ માસ્તર સાહેબના સમજાવવાથી બાર રૂપિયા આપતાં અમારો છુટકો થયો. હવે અમારી પાસે જે ત્રણ બાટલી દારૂ હતો તે તો જોતાંને વારજ બાટલીઓ બગલમાં મારીને એક માણસ ચાલતો થયો. આપણને સમજ નહિ પડે કે એ એમ કાંય નાહસી જતો હશે, પણ પછી ખબર પડી કે શરાબ પીવો હરામ હતો, માટે અમારી બાટલીઓ જપ્ત કરવામાં આવી હતી. હવે હરામ ને નહિ હરામ એ તો સમજીજ જવાનું, કેમજે શહેરમાં તો દુકાનો પર વેલાતી દારૂ વેચાતો હતો. અમારી બાટલી તો પેલા માણસે અહિંથી લઇ જઇ મોટી કસ્ટમ્સ ઑફીસમાં નિશાળે બેસાડેલી અને અમોને કહેવામાં આવ્યું કે તે કાંઇ અમોને પાછી મળશે નહિ. જો કે ત્રણ ચાર દિવસ પછી પંદર રૂપીઆ જકાત ભરીને અમે તે છોડવી. અમે જે દિવસે બુશાયરમાં પગ મુક્યો તે દિવસ મુસલમાનોની કતલની રાતનો હતો એટલે જો આજે અમારો માલ પસાર નહિ થાય તો ત્રણ, ચાર દિવસ અહિંજ પડી રહે તેમ હતું.

પણ ખુદાની મહેરથી અમારો અસબાબ અમો સાથેજ લઇને ઘેરે જવા પામ્યાં. કસ્ટમની જગા એવી મળી હતી કે અમારો દરેક માલ વગર રજાએ થોડી થોડી ઇરાની સરકારની મરોડી ઉંચકી લાવ્યો. એ તો એમજ સમજવું કે પાશેરામાં હજી પહેલી પુણી હતી. ધુળ, મરોડાં કર્યાં ને વાત કર્યાં. અમારો માલ ખંભા પર ઉંચકીને બાર આદમીની ફોજે ચાલુ મુકર્યું. ગાડાં માલ ઉંચકવાનાં મળતાં નથી તેથી કુલીઓ ખભેજ બોજા લઇને ચાલે છે. અગીયાર કુલીઓ પીઠ ઉપર માલ ઉંચકી અમારે ઘેરે લાવ્યા જેના અમોને ચૌદ રૂપિયા આપવા પડ્યા. અમો એક ગાડીમાં બેસી અમારા ભલા મિત્ર મી૦ હિરાજીને ત્યાં આવ્યાં. એ ભાઇ અમોને કહે કે જો તેવણુ આગળથી જાણુતે તો અમારે માટે કોઇક વધારે સારાં ઘેરનો તેવણુ બંદોબસ્ત કરતે. અમારૂં ઉતારાનું મકાન સારા લત્તા પર આવેલું હતું અને અમારે માટે આખું ઘેર વાપરવાનું હતું. હવે અહિંથી ઇરાની ઘેરોનો નમુનો શરૂ થયો તે મોટે ભાગે બધે તેવાંજ મળતાં ગયાં. ઇરાનમાં દરેક ઘેરોની ખુબસુરતી અંદરજ ઢંકાયલી હોય છે, કારણ એ લોકોનાં બાનુઓ પડદામાં રહેતાં હોવાથી મોટા લોકોનાં ઘેરની આજુ બાજુ ફરતી મરોડાંની ઉંચી દીવાલ અને એક અંદર દાખલ થવાનો મોટો દરવાજો હોય છે. તેમાંથી દાખલ થયાં કે વચમાં એક ચોક આવે છે, જેની વચોવચ ગોળ યા ઇડાં રોકી એક ટાંકી યા ફુવારો હોય છે. આ હોજોમાં ઘણે ઠેકાણે સોનેરી મછીઓ ઉછેરવામાં આવે છે. ઘણે ઠેકાણે થોડાં ઝાડો રોપેલાં હોય છે. આજુબાજુ ચારો તરફ ફરતા ઓરડાઓ તેમજ માળ પર પણ ચારો તરફ ઓરડા અને સલંગ અગાસી હોય છે ગરીબોનાં ઘેરો પણ એજ જાતનાં પણ કદમાં નાનાં અને કાચી ઇંટના યા મરોડીનાં બાંધેલાં હોય છે. આખા ઇરાનમાં ઘરોમાં કોઇ પણ નાહવાની ઓરી હોતી નથી. દરેક શહેરમાં નાનાં, મોટાં સર્વે હમામખાને નાહવા જાય છે. યુરોપીઅન તથા અમેરીકન રહેવાસીઓ અલબત્તાં પોત પોતાને ત્યાં પોતાના દેશોની રીત મુજબ મોટાં ટબમાં નાહે છે. તહેરાન સીવાય અમે કોઇ હમામખાને નાહવા ગયાં ન હતાં. પણ જયાં તક મળતી ત્યા ફાલતુ ઓરડામાં યા જાનવરોના વાડામાં એવી રીતે નાહતાં કે એક ઠેકાણે પાણી લઇને હિલ પર રેડી જરા દુર જઇ બીજો લોટો પાણી રેડયે કે એકજ જગે કાદવ નહિ થવા પામે. એમ પાંચ, સાત લોટા પાણીમાં નાહવાનું કામ ખલાસ થતું. એ મુજબ એક ઓરડામાં એથી ત્રણ જણ નાહીયે કે બે, ચાર દિવસ તે ઓરડાનું પાણી સુકાતાં લાગે. ઇરાનમાં કોઇ પણ શહેરમાં, એટલે કે રાજધાની શહેર તહેરાન વગેરેમાં, સુધરેલાં શહેરોની માફક વૉટર વર્કસની સગવડ જેવું કશું નથી. તેમાં બુશાયરમાં તો ઘણુંજ ગદલું પાણી વાપરવા તથા નાહવા ધોવાને માટે મળતું. પાણી ભીસ્તીઓ પખાલ મારફતે આપી જાય, અને તે પખાલ પણ ઘણી નાની અને દરેક પખાલની કિંમત પાંચથી સાત આના આપવા પડતા. પાણી કેટલું મોંઘું પડે તેનો ખ્યાલ એટલા ઉપરથી આવી શકે કે એક કુટુંબ માટે દર મહિને વાપરવાનું પાણી અહિં પચીસથી ત્રીસ રૂપીયાનું થાય છે. બુશાયરમાં પાણી ભરવા માટે કોઠીઓ હોય છે, તેની અંદર પાણી નાખવા પછી અર્ધા કલાકમાં નીચે ત્રણથી પાંચ આંગળ જેટલી ચીકણી મરોડી ઠરી જાય છે. પાણી વાપરવા લેતી વખતે ઉપરથી દીસે નહિ અને માટી આવવા પામે નહિ તેમ સંભાળથી પાણી લેવું પડે છે. અમારે માટે પીવાનું પાણી ચાર માઇલ દુરથી ફીલ્ટર કીધેલું આવતું હતું, તે છતાં સૌની ભલામણ એ હતી કે પાણી કરતાં તંદરોસ્તીને માટે સોડાવૉટર વધુ ઠીક હતો, માટે અમો પણ તેમજ કરતાં હતાં. વળી જેમ બુશાયરમાં તેમ આખા ઇરાનમાં જાજરૂની સગવડ સંતોષકારક હોતી નથી. અસલના વખતમાં જેમ હિન્દુસ્તાનનાં શહેરો ખાતે હતું તે માફક બધું મેલું જમીનની

અંદરજ ખારકુવા જેવા બંધ ખાડા બનાવેલા તેમાં જાય છે. અને વળી તે ઘણા ઉંડા નહિ એટલે બેથી ત્રણ વર્ષે તેને ખોદીને મેલું બહાર કાઢી ખાતર માટે ઉંચકી જાય છે. એ રીતે જે વખતે ખાડા ખોલવામાં આવે છે, ત્યારે ગંધકી અને ઝેરી હવા નહિ ખમી શકાય તેવી બહાર આવે છે. માળની ઉપર હમેશ ધાબાં હોય છે, કે જેની ઉપર બેથી ત્રણ ફીટ લાંબો ને ગોળ એકાદ પથ્થર પડેલો હોય છે. જ્યારે ધાબાં ઉપર ગેલાવો કરવો હોય કે મરોડું પાંથરી તેને દાબવું હોય ત્યારે જેમ રોટલી ઉપર આપણે વેલણ ફેરવીએ તેમ તે ગોળ પથ્થરનો ઉપયોગ કરવામાં આવે છે. કામ પુરું થતાં તે પથ્થર પણ ત્યાંજ રાખી મુકે છે, એટલે દરેક છાપરે, છાપરે એવા પથ્થરો નજરે પડે છે. એ ધાબાં કરવાની રીત ઘણી અક્કલપસંદ કહેવાય કારણ કે સખત ગરમીમાં ધાબાં પર લોકો રાતનાં સુઇ શકે છે. અમો પણ આખે રસ્તે ગરમીથી મુંઝાયલા એટલે અમોને પણ ધાબું ઘણું આશીષ સમાન થઇ પડયું. પણ ઉપરથી ઓસ પડે તેને માટે જેની ગુંજાસ હોય તે ચાર લાકડીની ઉપર અથવા ચાર બાજુ રસી દિવાલે બાંધીને કુદરતની જેવું છત્ર ઉભું કરે છે કે દિલ પર સીધો ઓસ પડવા પામે નહિ. મોટે ભાગે આખાં ઇરાનમાં લોકો જમીન ઉપર કારપેટો યા ગાલીચા પાંથરી તેની ઉપર બિછાનાં કરી સુએ છે. સહવારે દરેક બિછાનું ઉંચકીને એક જગે જમા કરી તેને ઢાંકી દેવામાં આવે છે. કોઈ પૈસાદારોને ત્યાંનાં બિછાનાંમાં તરછ અખમલની કે સુજની રેશમની બનાવેલી હોય છે. પશ્ચિમની ઢબે રહેતા સુધરેલા લોકો પલંગો વાપરે છે. બુશાયરમાં દરેક ઘેરની અંદર નાનો પણ ઓરો કુવો હોય છે. જેમાં પાણી હમેશ ગરમીમાં પણ બરફ જેવું ઠંડું રહે છે. સોડાની બાટલીઓ ઠંડી કરવાની રીત અમે અજબ જેવી એ જોઇ કે એક બાલદીની અંદર સોડાની થોડીક બાટલી મુકીને રસી વડે બાલદી કુવામાં ઉતારી ઉપરથી દોરડું બાંધી મુકે છે અને જ્યારે પીવા જોઇએ ત્યારે રસીથી બાલદી ઉંચકી લઇને તેમાંથી બાટલીઓ વાપરવા લેતાં, ખરેખર બાટલીઓ ઠંડી બર્ફના જેવી લાગતી. અમો શહેરની રચના જોવા ગયાં તો શહેરમાં ગલીચી, કચરો, મેલું ડગલે ને પગલે મળે. બજાર પણ તેવુંજ મેલું. જ્યાં જુઓ ત્યાં કચરા અને ખાધ ખોરાકીની ચીજોપર ટગલાબંધ માખો બેઠેલી. પેલી કહેવત છે કે નજરનું દીઠેલું ઝેર બાકી કાંઇ નહિ. તેમ જોઇએ ત્યારે તો એવાં સુગાઇએ કે એ ચીજ કદી પણ ખાશું નહિ, પણ ગરજે તેજ ચીજ ખાવાની આવે ત્યારે મુગે મોંઢે હજમ કરવાની. પણ એ શહેરની વસ્તીની બહાર પાંચ ૭ માઇલ સુધીની લંબાઇએ દરિયે કીનારે બંગલાઓ આવેલા છે. ત્યાં કોનસલો, યુરોપીયન રહીશો, ઇરાની હાકેમ તથા પૈસાદાર માણસો રહે છે ને ત્યાંનો દેખાવ ઘણો; સારો લાગે છે. શહેરને ફરતો દરિયાનો કીનારો લાગેલો હોવાથી ગમે તેવું શહેર મેલું છે તે છતાં કીનારાને લીધે સાંજને છેડે ત્યાં ફરવા જતાં ઘણું રળીયામણું લાગે છે. શહેરમાં અસલથી જ્યાં ગમે ત્યાં ને જેમ ગમે તેમ કબરો બનાવતા ગયલા તે ફરવા હરવાની જગાએ ને ચાલવાના રસ્તાઓપર પણ મોટો ભાગ કબરો આવી ગયલી છે, અને તેની ઉપરથી અચકાયા વગર રાહદારીઓ પસાર થાય છે, કબરો ઉપર બેસી ટાહેલાં કરે છે, અને છોકરાંઓ ત્યાં રમવું, ખેલવું કરેછ. આપણને તો ખરેજ દલગીરી લાગે કે આ રીતે મરેલાંને માન નથી. અને લગભગ એવોજ મામલો અમે આખાં ઇરાનમાં જોવા પામ્યાં.

બુશાયરમાં ઉતારો લીધા પછી પહેલેજ દિવસે જ્યારે રાત પડવાની શરૂ થઇ ત્યારે ધપાધપ મોટા અવાજો થવાના અમારે કાને આવવા લાગ્યા. પહેલે સમજ નહિ પડે કે અવાજ શાના હતા પણ પછી જ્યારે ધાબાંપર સુવા ગયાં ત્યારે ખુલ્લું દેખાય કે

પડોશની મસજીદમાં ભભુકદાર લાઇટ સળગેલી હતી, અને તેની ઉપરની અગાસી ઉપર પણ ઘણી લાઇટો હતી. ત્યાં મરદોની ઠઠ એકઠી મળેલી હતી. આ લોકો પહેલે જોરજોરમાં છાતી પીટતા અને રડતા, એમ છેક બાર વાગ્યા વેર ચાલ્યું, અને ત્યાર પછી વડા મુલ્લાંની વાયજ શરૂ થઇ તે સાંભળી તથા નીમાજ ભણી પાછળી રાતે સઉ સઉને ઘેરે ગયા. તેજ મીસાલે થોડી થોડી ઓરતો એક એક ઘેરમાં ભેગી મળી ગોળ ફરતી ચાલે ને કુટે ને રડે. એવી રીતની અમારી પહેલી રાત માહેતમપોશી સાંભળવામાં પસાર થઈ. સ્હવાર પડતાં દરેક માટીડા, બઇરાં તમામ કાળા લેબાશમાં સજ થયલાં રસ્તે રસ્તે નજરે પડતાં. બરોબર બાર વાગે સરઘસમાં લોકો જોડાયાં અને રસ્તે ફરવા લાગ્યાં અને તેમાં પોતાની પવિત્ર માન્યતા મુજબનો કીસ્સો તરેહવાર તવારીખી પાત્રો લઇ ભજવતાં હતાં. વિલાપ કરતાં અને પવિત્ર ભાગ ભજવતાં લોકોમાં તે દિવસે ધર્મનું ઝનુન એટલું ઉશ્કેરાતું કે પોતે પોતાની છાતી તથા માથાં ઉપર તલવાર મારી લોહી કાઢે. એમ કરતાં ગલીએ ગલી અને રસ્તે રસ્તે બઇરાંઓ ઉભાં રહી રડતાં નજરે પડતાં. હિન્દુસ્તાનમાં ખાસ કરી લખનો જેવાં શહેરોમાં તાબુતનાં દિવસોમાં આગળ બઇરાંઓને કુટતાં ને છાતી અફાલતાં મેં જોયલાં હતાં, પણ માટીડાઓ લાકડાં ફારે તેવી ઢબે કુટતાં અને તલવાર મારી લોહી લુહાન થતાં કદી જોયલાં નહિ. જેનાં દીલ પરથી નવધાર લોહી વહે તેને પોતાને કે આજુબાજુનાં કોઇને પરવા નહિ કે બીચારાને લોહી જાય છે. હવે એ કાળાં કપડાં બઇરાંઓનાં દિલમાં મહોરમ પછી હજી એ મહિના વેર રહેશે એમ અમોને જણાવવામાં આવ્યું અને તે અમે જેમ જેમ અમારી મુસાફરીમાં આગળ વધતાં ગયાં તેમ તેમ ગામે ગામ તેવું જોતાં ગયાં. એવી રાતે શોકની મોસમ લંબાતી હોવાને લીધે મોટાં શહેરોમાં તેટલો વખત નાટક યા સીનેમા યા કશો રંગરાગ થઇ શકતો નથી. અમો જ્યારે છેક તહેરાન પુગાં ત્યારે પણ ત્યાંનો એકાદ નાટક જોવાની અમારી ઘણી ઇચ્છા હતી જેથી અમોને ઇરાની નાટકનો ખ્યાલ આવી શકે. પણ તે ઇચ્છા પાર પડી નહિ, કારણ નાટકો ઉપલાં કારણને લીધે બંધ હતા. તેમજ એજ કારણને લીધે હાલનું ઇરાની ગાયન વગેરે કેવું છે તેનો ખ્યાલ મેળવવાને અમોને બન્યું નહિ.

જ્યારે અમે બુશાયરના કોનસલ જનરલની મુલાકાત લીધી ત્યારે તેમણે અમોને જણાવ્યું કે અમે શીરાઝ લગી જઇ શકીએ તેમ છે પણ પછીની જોખમદારી તેવણ માથે લેતા નથી. હવે અમોએ શીરાઝ જવા માટેની ગોઠવણ શરૂ કરી. અમારે માટે બે રસ્તા ખુલ્લા હતા. એક તો અમારા બંદુક સવારોની સાથે અમે સ્વતંત્ર રીતે જઇ શકીએ અને બીજી રીતે માલની જતી આવતી વણજારની સાથે જવાય તેમ હતું. વણજાર પોતાને ગમે ત્યારે ઉપડે અને ગમે તે જગે મંજલ કરે, તથા આપણે જે રસ્તે જવા માગીએ ત્યાં આપણી મરજી માફક અમલ કરી શકીએ નહિ. પણ તે છતાં બોટીરોએ સાઉથ પરશન રાઇફલ્સને એચી લીધેલી હોવાથી રાહમાં લુટારાઓ ઉભરી નિકળે એવો સંભવ ઉભો થવાથી અમોને સલાહ એજ મળી કે વણજાર સાથે જવામાં હાલ સલામતી વધુ હતી. વળી અમારી સાથે મુંબઇના એક મેહમાન વેપારી અને તેમનો નોકર તથા બુશાયરનાં એક મુસલમાન કુટુંબનાં બાનુ તથા એક ગૃહસ્થ પણ શીરાઝ જતાં હોવાથી અમોએ તેમની વણજાર સાથેજ જવાનો વિચાર કીધો. વણજારના વડા અમારે ત્યાં આવ્યા, સામાન તપાસ્યો, કેટલાં ખચ્ચર માલ માટે જોઇશે તથા કેટલાં સવારી માટે અમોને જોઇશે તે નક્કી કરી એક એક ખચ્ચરના સોળ તુમાન એટલે કે છપન રૂપિયાને હિસાબે સાટું કીધું.

' ઇરાનમાં તુમાન અને કરાન અને શાહીનું ચલણ ચાલે છે અને તેના ભાવ વધ.

ચઢ થતા રહે છે. અમોએ મુસાફરી શરૂ કરી તે વખતે એક તુમાનના આશરે સાડાત્રણું રૂપિયા હતા, અને અમો ઘેરે પાછાં ફરતાં હતાં તે વખતે દર તુમાનના આશરે બે રૂપિયા અને દશ આના થવા પામ્યા હતા. દર એક તુમાનના દશ કરાન ઉપજે છે અને દર કરાનના વીસ શાહી નામના સીક્કા આવે છે. ઈરાની સરકારની ચઢ ઉતર રકમની કાગજની નોટો દરેક મોટાં શહેરમાં વપરાય છે. જોકે ગામડાંમાં નોટોનું ચલણ ચાલતું નહિ હોવાથી મુસાફરી કરતી વખતે જરૂર જોગો રોકડ ચુવેજ સાથે રાખવો પડે છે. વળી એક શહેરની નોટો બીજે શહેરે મુદલ ભાવે કબુલતા નથી પણ તેની ઉપર મોટો વટાવ લે છે. મુસાફરી માટે જરૂર જોગી રકમ અમારી પાસે રાખવા ઉપરાંત અમે દર શહેરે પુગતાં ત્યાંની ઈમ્પીરીયલ બેંક ઑફ પરશીઆની શાખાનો ડ્રાફ્ટ બીજે શહેરની બેંકની શાખા ઉપર લઇ ત્યાં તે વટાવતાં હતાં.

હવે માલ તથા માણસ માટે આઠ ખચ્ચરનું એ માફક નક્કી થયું કે એક એક ખચ્ચર ઉપર ચાલીસ મણ બોજો લેશે. ચાલીસ મણ સમજી અમો અજબ થયાં પણ ખબર પડી કે એક ઇરાની મણમાં ફક્ત સાત પવન ચઢે છે. અમોએ સવારી તેમજ અમારો અસબાબ ઉપાડવા બધાં મળી આઠ ખચ્ચર નક્કી કીધાં, કે જેમાં કુલ્લે ભાડાંની રકમનો અર્ધો ભાગ ચારવાદારે અમારી પાસે આગ ઉપર લીધો તથા બાકીનો શીરાઝ પુગ્યા પછી આપવું એવું નક્કી થયું. ખચ્ચર ઉપર બઇરાં માટીડાની સગવડ માટે કજાવા નામની બેઠક આવે છે. આ કજાવો એટલે આપણી તરફ કરાંચીમાં મરઘીવાળાઓ ગધેડાંની પીઠ ઉપર બે બાજુ ટુનાં બાંધી તેની અંદર મરઘાં મુકી લાવે છે તેજ મીસાલે લાકડાંની પતીનાં ટુનાં જેવાં ખાચાનાં ખોખાં બનાવી ખચ્ચરની પીઠ ઉપર બેઉ બાજુ એકકો બાંધે છે. તેમાં બેસનાર બેઉ જણાં સરખાં વજનનાં હોવાં જોઇએ. કોઇ જાડું ને કોઇ પાતળું હોય તો જાડાં ગમીનું ત્રાજવું નમી પડે. તેથી ને કોઈ પાતળું હોય તેના કજાવા સાથે થોડો ભાર બાંધે કે જેથી બેઉ બરાબર થઇ રહે. તેમજ સામાનની પેટીઓ વગેરે ખચ્ચર ઉપર બાંધે તે પણ વજનમાં બન્ને બાજુએ સરખી હોવી જોઇએ. એવી રીતે એક ખચ્ચર ઉપર એક કજાવામાં બે માણસ બેસે તેથી કજાવાવાળાઓનો ખચ્ચરનો ભાવ બમણો લેવાનો કાયદો છે. જો કે કજાવામાં બેસવું પણ સહેલ નથી હોતું, તેમાં પણ તકયા કે કુશન મુકો તે છતાં આંચકા એટલા સખત લાગે કે લાકડાંની પતી સાથે કમર તથા હાથ, પગો સોહરાઇને ઘસાકા પડે છે. જો આપણને પલાંથી છોડીને પગ જરા ઉપર લેવો હોય તો આપણું પાસેનાં કજાવામાં બેઠેલાં ભાગીદારને સંભાળ રાખવા કહેવું પડે. તેવી સાવચેતી રખાઈ તો ઠીક નહિ તો ત્રાજવું વાંકું વળી જાય ને નવું જુનું થવા પામે. પણ તે છતાં ખચ્ચરની આ ગધેડાંની પીઠ ઉપર બેસવા કરતાં આપણાં જેવાંઓને એવી ફીસમ્બી મુસાફરીની ટેવ નહિ હોવાથી ખચીતજ કજાવો ભલો. હવે અમોને કહેવામાં આવ્યું કે માટીડાઓને ખચ્ચર ઉપર બેસવાનું શોભે નહિ, બઇરાંઓજ કજાવામાં બેસે. અમારી સાથે જે મુસલમાન ગૃહસ્થ આવનાર હતા તેવણને મેં કહ્યું કે જો માટીડાઓથી પણ કજાવામાં બેસાય, તો ઠીક, કેમજે અમારા માટીડાઓને ખચ્ચર કે ગધેડાંની ઉપર સવારી કરવાની અને તે પણ લાગત આઠથી નવ કલાક કરવાની આદત નથી. તેના જવાબમાં પણ તેઓ 'સાહેબે ધીરજ આપી કે ખચ્ચર પર બેસવાની જરા પણ મુશ્કેલી નથી. ખચ્ચર ઉપર બેઠાં બેઠાં જ્યારે ઉંઘ આવે ત્યારે ખુશાલ ઉંઘઇ જવાય એટલું સુખથી બેસવાનું મળશે, માટે અમારે જરા પણ બ્હીવું નહિ, અને એવી સરસ રીતે ખચ્ચર પર સામાન બાંધી બિછાનું કરશે-

કે કશી અગવડ પડશે નહિ. જો મારીશ કજાવામાં બેસે તો ખરાબ લાગે એમ જ્યારે કહેવામાં આવ્યું, ત્યારે મેં વધુ તકરાર કરવામાં સાર જોયો નહિ. હવે અમોએ વંજારના વડા સાથે એ ગોઠવણ ખાસ કીધી કે બુશાયરથી શીરાઝની વચ્ચે કાઝરૂન ગામ આવે ત્યાં તેણે બે દહાડા વંજાર થોભાવવી, કારણ કાઝરૂનથી થોડા માઇલને અંતરે પુરાણાં શાહપુર શહેરનાં ખંડીએરો અમો જોવા જવા માંગતા હતાં. ચારવાદારે ઇરાની તાજીમતવાળોએથી કહ્યું કે સરોચશમથી તે પોતાની આખી વંજાર બે દિવસ કાઝરૂનમાં થોભારશે, ને તેટલાંક બીજાં ખચ્ચર યા ઘોડા ઉપર સવાર થઇ ખંડીએરો જોઈ આવી અમારે વંજારને પાછું આવી મળવું. પણ એ લોકોના બોલવાનો ઘણો ભરોસો નહિ થાય એ અમે વખત જતાં શિખતાં ગયાં. જરા કાંઇ કોઇને કહીએ કે તુરત ઇનશાલ્લાહ કહે પણ તેમાંનું કાંઇ નહિ. પાછળથી એક ગૃહસ્થે શીરાઝમાં અમોને સમજાવ્યું કે ઇનશાલ્લાહનો અર્થ હા તેમજ ના અમારે સમજી લેવો, અને અમારા બાબમાં તેમજ બન્યું, જે આગળ જતાં આપણે જોઇશું.

હવે એક વખત જેનો સાથ ધરીએ તેની મરજી પણ આપણે રાખવી જોઇએ, તે મુજબ અમારી સાથે મુસાફરીમાં જે મુસલમાન બાનું આવનાર હતાં તેઓએ અમોને જણાવ્યું કે બઇરાંઓની રસ્તે બુરખાથી સલામતી રહેશે માટે અમોએ બુરખા જરૂરજ બનાવી પહેરવા જોઇશે. હજી અમે ઇરાનની ખરી હાલતથી અજાણ્યાં હોવાથી તેમના કહેવા મુજબ બુરખા તુરતજ પૈસા ખરચી તૈયાર કરાવ્યા. બુરખા આપણાં હિન્દુસ્તાનનાં બઇરાં વાપરે છે તેવા નહિ. પણ આખે દીસે ઓઢાય તેવી કાળી ચાદરના બનાવવામાં આવે છે. તેનું નામજ કાળી ચાદર હોય છે, જે કમરમાંથી બાંધી માથા પર ફેરો મુકી આખું મોઢું આપણા હાથથી ચાદરને ખેંચીને બંધ રાખવાનું હોય છે. અમો જે દિવસે બુશાયરથી ઉપડવાનાં હતાં તે અમરદાદ સાલનો દિવસ હતો, અને તે દિવસે મારા વ્હાલા ખાવીંદની સાલગરેહ હતી. સહવારના પહોરમાં અમારા ભલા મિત્ર મી૰ હિરાજીને ત્યાંથી ગરમ ગરમ સેવ આવી. અમે ધાર્યું કે એવણે અમો આજે ઉપરીએછ તેથી સેવ મોકલી હશે અને એવણ જાણીને અજબ થશે કે આજે તો અમારે ત્યાં ખરેખરજ ખુશબખ્તીનો દહાડો હતો. થોડા વખતમાં હિરાજી શેઠ આવી પુગા. તેવણે નવો પાજનો ડગલો પાટલુન અને માથે ફેંટા પહેરેલો. હમેશાં તેઓ સાધારણ ઇરાની ટોપી તથા પગમાં ઇરાની સફેદ કેનવાસના જોડા પહેરતા હતા. પુછતાં જણાયું કે તેવણ સાહેબની પોતાની તે દહાડે સાલગરેહ હતી. અમોએ જણાવ્યું કે અમારે ત્યાં પણ તેમજ છે. તે જાણી બેઉ બાજુનાં ખુશાલ થયાં. અમોને વંજારના માલેક તરફથી કહેવામાં આવ્યું હતું કે અમારો સામાન ચાર વાગે સાંજે લઈ જઈ તેઓ કૅરેવનસરામાં મુકશે અને રાતે સાત વાગે અમારે ત્યાં હાજર થવું. કારણ આઠ વાગે વંજાર ઉપડશે. તેજ પ્રમાણે સાંજે સામાન લેવા માણસો આવ્યાં અને અમોને છેલ્લી ઘડીએ કહેવામાં આવ્યું કે સામાન જાસ્તી છે માટે આઠ ખચ્ચર નહિ ચાલશે. અમોએ કહ્યું કે સહવારે નક્કી કરી ગયા અને હવે શા માટે નવેસરથી તેઓ ખટપટ કરે છે. કોલસાની ગુણી, ગ્યાસ્લેટનો ડબો, બે ચુની તથા બે દેવદારની પેટીઓ તો અમે અત્યાર આગમજનું કાઢી નાખેલું અને તે છતાં એવી વાત થઇ એટલે વળી અમે એવો વિચાર કીધો કે અમારી પાસે જે વેલાતી ખોરાકીનાં ટીનો હતાં તેમાંથી થોડાંક વેચવાં કે તેથી થોડો ભાર ઓછો થાય અને એકાદ નવું ખચ્ચર ભાડે કરવાની જરૂર રહે નહિ. એવા હેતુથી અમે બજારે જઇ માલ વેચવાની કોશીષ કરી પણ અમોને ખબર આપવામાં આવી કે અંગ્રેજી લશ્કરનાં માણસો લડાઇ વખતે હતાં તે ચાલી

ગયાં તેથી દુકાનદારો પાસે પણ એ ચીજો ખપતી નથી. આખરે રાતે કૅરેવનસરામાં જઈ ઉભાં તો ત્યાં હવે ગડબડ મચી રહી કે આઠ ખચ્ચર નહિ ચાલે પણ દશ જોઈશે. વળી અત્રે એક નવી મુશ્કેલી ઉભી થઈ હતી. જ્યારે અમે બુશાયરમાં હતાં તે વખતે પંદર સોલ વર્ષનો એક મુસલમાન છોકરો અમારી પાસે આવ્યો હતો અને અમોને કહેવા લાગો કે તે શીરાઝનો રહેવાસી છે, અને અમે શીરાઝ જતાં હોવાથી જો અમે તેને અમારી સાથે શીરાઝ લઈ જઈએ તો ખાધા બદલે આખે રસ્તે તે અમારૂં કામ કરશે. અમે એ તેની માંગણી કબુલ કરી અને બુશાયરથી ઉપડવાને ત્રણ દહાડાનો વાર હોવાથી તે અમારે ત્યાં નોકરી કરતો હતો. હવે વંજારના વડાએ તેને જોતાં વાંધો લીધો કે છોકરો ભારી છે અને તેને માટે એક ખચ્ચર યા તો ગધેડું જુદું લેવું પડશે. એ તો નવી વાત થઈ અને છોકરો તો મોંઘો પડી ગયો. અમે તરેહવાર સમજાવટ કીધી પણ ફોકટ; એટલે અમે હવે પેલા છોકરાને જેટલા દિવસ તેણે કામ કીધેલું તેના પૈસા તથા બક્ષીસ આપી રૂખસદ આપવા માંગી તો હવે છોકરો મોટે મોટે રડવા લાગો કે તે તો અમારી સાથેજ આવવાનો. એ તો માથે બલા વળગી. અમોને શું ખબર કે મુફતનું માણસ કેવું ભારી પડે છે. તેને કંઈ કંઈ સમજાવ્યો અને પછી એકના ચાર ગણા પૈસા આપી બીચારાને મનાવી લીધો. હવે કૅરેવનસરાની અંદર જમીન ઉપર જાનવરોનાં મેલાં અને મટોડાંમાં અમારાં બિછાનાં છોડવામાં આવ્યાં, કારણ કજાવાની અંદર સુજની પાંથરીને આજુબાજુ તકીયા તથા કુશન મુકવાનાં હતાં. તેમજ ખચ્ચરની પીઠ ઉપર અમારી સુજનીઓ પથરાઇ. વંજારનો કાયદો એવો જણાયો કે દરેક ખચ્ચર ઉપર પહેલે તે ખચ્ચરનો એકથી બે દિવસ ચાલે એટલો દાણો લાદવાનો. ખચ્ચરો ઉપર સામાન બકરાંનાં બાલનાં દોરડાંએ બાંધે છે. હવે એમ ખચ્ચરનો દાણો અને આજુબાજુ બે પેટીઓ ને પછી વચમાં માણસો પલાંઠી વાળીને કે પગ પહોળા કરીને બેસે. એટલી ગડબડ માણસોની તથા ખચ્ચરો, ગધેડાંઓ ભુંકવાથી થઇ રહી કે એક એકની વાત પણ સમજાય નહિ. મોટો ઘેરી લીધેલો એક ચોક ને તેની અંદર આ સઘળી ધમાલ ચાલતી હતી. આ જાણે અમારૂં બોરીબંદરનું પહેલું સ્ટેશન. હવે જ્યારે સઘળો સામાન લદાઇ રહ્યો ત્યારે અમારી ભારે અચરતી વચે અમારા મુસલમાન મિત્ર જેવણે મારા ગમે એવા આગ્રહ છતાં મને કહેલું કે માદીઓથી કજાવામાં નહિ બેસાય તેવણ પોતે તથા તેવણને ત્યાં પરોણા તરીકે ઉતરેલા મુંબઇના વેપારી તથા તેમના દલાલ મજેહથી કજાવામાં ચઢી બેઠેલા દેખાયા. મે પાછી તકરાર લીધી કે તે લોકો જ્યારે કજાવામાં બેઠા છે તો અમારા માદીઓ માટે પણ કજાવો મેળવી આપે. ઉપડવાનો વખત થઇ ગયો, એટલે અમારૂં કાંઇ વળ્યું નહિ. કજાવામાં મરદોથી નહિ બેસાય કારણ ખરાબ લાગે એવું બોલી અમોને વાળી. ટાળવાનું કારણ પહેલે થયું :-પણ શોધ્યું પણ જણાયું નહિં. આખરે ખબર પડી કે અમારી વંજારની અંદર મજબુત ખચ્ચરો જાસ્તી નહિ હતાં કે જે ઉપર કજાવા મુકી શકાય. એટલે જે બે ખચ્ચર મજબુત બાંધાનાં હતાં તે પોતા માટે લઇ લીધાં અને અમોને છેલ્લી ઘડીએ રખડાવી માર્યાં. હજી તો અમારો પહેલો અનુભવ હતો. જ્યાં સુધી આપણે ભુલ કરતાં નથી, ઠોકર ખાતાં નથી ત્યાં સુધી શિખાતું નથી. હજી તો અમારી મુસાફરીની શરૂઆત હતી એટલે અનુભવનો પહેલો પાઠ અમે આ રીતે શિખી શક્યાં.

અમારી વંજારમાં બસો ખચ્ચરો હતાં જ્યારે તેના ચારવાદાર તરીકે ફક્ત દશ જણા હતા, એટલે દર વીસ ખચ્ચરે એક માણસની રાશ આવી. ખચ્ચરો એવાં શિખી રહેલાં કે પોતે પોતાની મેળે રસ્તો કાપે છે, જોકે અમારા કજાવાનાં ખચ્ચરને પકડીને

ચાલવા એક માણુસ આખી મુંસાફરી માટે વધારાના સાઠ રૂપિયે અમે રોકયો હતો. જયારે પહાડોની કદણો વચ્ચે કાફલો પસાર થાય, તથા પહાડો અને ખીણોમાં સેંકડો ફીટો ચઢ ઉતર કરતી વખતે આપણાં ખચ્ચર સાથે એવો માણુસ રોકવાની ઘણી જરૂર છે, કારણુ આપણે એવી બ્હીકટ મુસાફરીની ટેવ ધરાવતાં નહિ હોવાને લીધે એટવા સાવચેતીના ઉપાય લેવા પાછળ ખરચેલા પૈસા ખચીત ઘણા કારગાન લાગે છે.

અમારા ભલા મિત્ર મી૦ હિરાજીએ અમારી મુશાયરમાં જેટલી બને એટલી કાળજી ભરી મહેમાનદારી કરી હતી. પરદેશ વચ્ચે મી૦ હિરાજી તો ખરેખર હિરાજ નિવડ્યા હતા. એ ભાઇ અમોને અમારી વંજારવેર મુકવા આવેલા એટલુંજ નહિ પણ્ સઉ સઉને મુકી પાછાં ફર્યાં તોપણુ એઓ સાહેબ તો અમારી વંજાર ઉપડી તેની સાથે જેટલું દોડાય એટલું દોડી હુર્રેના પોકારો વચ્ચે અમોને મુસાફરીમાં પરવરદેગાર મદદગાર થાય એવી ભલી દુઆ ઇચ્છીને છુટા પડ્યા.



ઈરાન સરજમીન ઉપર—ઇરાની પોષાકમા



શ્રી. અરદેશરજી એદલજી અને તેમનાં ધણીયાણી

# પ્રકરણ ૪

## બુશાયરથી શીરાઝ

જ્યારે કજાવામાં કે ખચ્ચર ઉપર ચઢવાનું હોય ત્યારે વંજારનાં માણસો વાંકાં વળી આપણને પોતાની પીઠ આપે છે, તેની ઉપર આપણો પગ મુકીને ઉપર ચઢવું પડે છે. બુટની ઉંચી હીલ તે બાપડાઓની કમ્મરને લાગે તેથી બુટ કાઢીને તેઓની કમ્મર ઉપર પગ મુકી અમે પોતપોતાનાં ખચ્ચરો ઉપર સવાર થયાં. અમારી વંજારે રાતે આઠ વાગે ચાલવાનું શરૂ કીધું. વંજાર રાતે ચાલવાનું શરૂ કરે તેનું કારણ એજ કે દિવસે સખત ગરમી અને રાતનાં ઠંડક હતી તેથી ચાંદરણીના દિવસોમાં રાત ભલી. દીન પછી દીન જેમ ચાંદરણું મોડું નિકળે તેમ વંજાર પણ ઉપડવાની ઢીલ કરે અને પહેલે દિવસે નવ વાગે, બીજે દીવસે દશ, પછી બાર અને છેલ્લે છેલ્લે એક, બે વાગે એ રીતે ચાંદ ઉપર બધો આધાર હતો. પણ જેમ વધુ પહાડો ચઢતાં ગયાં કે ઠંડી શરૂ થઈ. અમો પાંચ દહાડામાં આશરે ૩૫૦૦ ફીટ દરિયાની સપાટીથી ઉંચે ચઢ્યાં હતાં એટલે ઋતુમાં તુરતજ મોટો ફેરફાર થઈ ગયો. છેલ્લી બે રાત અમે રાતે ઠેઠ બે અને ત્રણ વાગે પાછળી રાતે ઉપરી દશ યા અગીયાર વાગાવેર મંજલ કાપતાં હતાં ત્યાર પછી છેલ્લે દિવસે જ્યારે શીરાઝ પુગવાનું હતું તે દિવસે રાતે બે વાગેનાં ઉપડેલાં તે બીજે દહાડે બપોર પછી શીરાઝ જઈ પુગાં હતાં.

દરેક જાનવરોને નાના મોટા ઘુઘરા તથા ઘાટો આખાં ગળાં ઉપર બાંધ્યા હતા, તથા એક ઘોડો જે વંજારનો ભોમયા જેવો ગણાય, તેને વધારે મોટો ઘાંટ તથા ઝીણા, ઝીણા ઘુઘરાની હારો અને રંગબેરંગી ફુમટાંથી શણગારેલો હતો. તે એવો સરસ રીતે કેળવાઇ રહેલો કે આખો રસ્તો બરાબર જાણે અને સર્વે ખચ્ચરોની પહેલે તે ચાલે ને તેની પુંઠે પુંઠે બીજાં જાનવરો હાર બાંધ્યાં ચાલે. મુશ્કેલ પહાડોની કદણો અને વાંકો તે ઘોડો પહેલો પોતે ચઢી જાય અને તેને જોઇને બીજાં જાનવરો ચઢે. આખે રસ્તે એવી રીતે સેંકડો ઘાંટો અને ઘુઘરાઓ વાગે તે મધરાતને વખતે ઘણોજ સરસ ગાયનના જેવો અવાજ લાગે, અને આખું જંગલ તે અવાજથી હળમળી રહે. મેં ઉપર જણાવ્યું તેમ અમારી વંજારમાં બસો ખચ્ચરો હતાં પણ તેઓને કોઇ રવેશે જેમ એક ઉંટની વંજાર હોય અને દરેક ઉંટને એક બીજાં સાથે બાંધેલાં હોય તેમ બાંધેલાં નહિ પણ છુટાં રાખેલાં હતાં. એટલે કોઇ આગળ ચાલે, કોઇ પાછળ રહી જાય, કોઇ બીચારૂં ભારને લીધે જમીન ઉપર ફસરાઇ પડે તો કોઇ જરા બેરડું થઇ ઉભું રહી જાય, એ રીતે ખાસી અર્ધા માઇલ સુધી લાંબી હાર લંબાયલી હતી.

હવે થોડે રસ્તે આગળ વધતાંજ બળાપો શરૂ થયો, કારણ મારા ખાવીંદ તથા બેટાને ખચ્ચર ઉપર સવારી કરવી મુશ્કેલ પડી. જો ઘોડાની પીઠ પર જેમ જીન નાખીએછ તેમ ખચ્ચરની પીઠ ઉપર સગવડ હતે તો કશી અડચણ પડતે નહિ. પણ અહિં તો ખચ્ચર

ઉપર તેનો ઘાસચારો લાદી વચમાંથી જાડાં દોરડાંએ તેને બાંધેલો તેની ઉપર બેસવાનું હતું. વળી પાવરા જેવું કશું નહિ અને હોય તોપણ નકામું. કારણ માલને લીધે બેઠક એટલી પહોળી થઇ ગયલી કે બે બાજુ ઝુલતા પગ રાખતાં પગ ચીરાઇ જાય. દાખલા તરીકે જો એક માણસને હાથીની ઉપર સવાર થવું હોય તો બે પગ પહોળા કરી બેસી નહિ શકાય, કારણ હાથીની પીઠની પહોળાઇ ઘણી, તેવો અહિં મામલો હતો. એટલે થોડો વાર ખચ્ચર ઉપર તો વળી થોડો વખત ઉતરીને પગે ચાલવા માંડ્યું. એમ વારે ઘડીએ ઉતર મુક કરતાં પણ પાળવે નહિ. ખચ્ચર ઉપર ગુણપાટ વગેરે બાંધી તે ઉપર સુજની નાખી કીધેલું જીન ખચ્ચરની પીઠથી આશરે ૭ ઇંચ ઉંચું થયલું અને વળી બેઉ બાજુએ ઘાસ, દાણાની ગુણી બાંધેલી તેથી નીચે ઉતરતી વખતે યા પાછાં સવાર થતી વખતે પાવરાની ગેરહાજરીમાં એક માણસની મદદ વગર કાંઈ બની શકે નહિ તેવું હતું. હવે વંજાર તો જલદી ચાલે એટલે એ લોકો પાછળ પડી જાય. વળી પાછા ખચ્ચરનો આશરો લેય એમ જેમ તેમ વખત પસાર કરે. વંજારે એક વખત ચાલુ મુકયું તો આખી રાતમાં એક પા કલાક પણ કેડે ઉભી રહે તેવું કશુંજ નહિ. આપણને કાંઇક ફરજયાત કારણે જરૂર પડે અને જો નીચે ઉતરીયે તો કાફલો ક્યાંનો ક્યાં નિકળી જાય. એટલે પછી આપણાં જાનવરોને દોડાવીને સાથે થવાનું. વળી રાતનો વખત એટલે બ્હીક લાગે કે રખે આપણે પાછળ પડી જઇએ અને ચોર, લુટારા આવી લાગે. તેથી જ્યાં વેર ઉભું રહેવાની ઘણીજ જરૂર જણાય નહિ ત્યાં વેર કદી નીચે ઉતરવાનું અમે નામ નહિ લઇએ. કલાક કલાકે ઘડીયાલ જોઇએ કે કેટલા વાગા પણ બલા જાણે ઘડીયાલને બી તે શું થયું કે કાંટા ઝડપમાં ચાલેજ નહિ, અને વખત ખિટેજ નહિ, અને બાર વાગા, એક વાગો, બે વાગા એમ પુગવાજ કરે. અમે અમારા ચારવાદારને પુછીએ કે મંજલ કયારે આવશે, ત્યારે કહે કે ફલાનો તારો નીચે આવશે ત્યારે. વખતનું કે ઘડીયાલનું એ બીચારાઓને માપજ નહિ. પુછીએ કે મંજલ કયાં છે, તો જવાબ મળે કે પેએએલી, વળી પુછીએ તો જવાબ હાજર કે પેએએએએલી. વળી અર્ધો કલાક રહીને પુછતાં જવાબ મળે કે એ મોઢાની આગળ. એમ ખાસા બે કલાક તો પેએએએલી કરતાં જાય. એમ કરતે કરતે અમારી વંજારે સ્હવારે ૯ વાગે ને મંજલ કીધી.

આ ગામડાંનું નામ આહમેદી હતું. આપણે આગળ જણાવ્યું તેમ રસ્તામાં જુદે જુદે ઠેકાણે ઉતારાની ગોઠવણ માટે જ્યાં જ્યાં છેડો યુરોપીયન ટૅલીગ્રાફનું મઠક આવે ત્યાં જાણીતા મુસાફરો માટે એક ઓરડો ઉતારા માટે એલાહેદો રાખે છે અને તેવાં ઠેકાણાંએ ઉપર ઉતારાની સગવડ મેળવવા માટે બુશાયરના તાર ખાતાંના વડા અમલદારની સહી સાથની અમો પાસે પાસ હતી. પણ આહમેદીમાં તાર ખાતાંની શાખા નહિ હોવાથી કૅરેવનસરામાં અમોએ ઉતારો લીધો. કૅરેવનસરાની બાંધણી મોટે ભાગે આખા ઇરાનમાં એકજ રીતની અમારા જોવામાં આવતી. એક મોટા ખુલ્લા ચોકને ચારે બાજુ ફરતા ઓરડાઓ બાંધી લીધેલા, તે એવી રીતે કે ચોકમાં ઉભા રહેતાં બહારના ભાગે મહેરાબવાળાં આરકાં સાથ આશરે દશ, બાંર ફીટ લાંબી પહોળી જગા રહેતી તેની અંદર દાખલ થવાના બારણાં બારી વગરના નાના રસ્તામાંથી જતાં અંદર નાના ઓરડા આવે. તેની પછવાડે અંદરના ભાગમાં ઘણી કૅરેવનસરાઓમાં ભારબરદારી જાનવરો બાંધવાને માટે મોટા બંધવાર વાડા બાંધેલા. આ આખી ઇમારતને માથે છોંયનું બાંધેલું ધાબું હોય છે. કોઇક ઠેકાણે પથ્થર યા છોંયના ફરતા દાદર મારફતે માળપર જવાય છે અને ત્યા થોડાક ઓરડાની સગવડ હોય છે. આ ઓરડાઓને પણ અલબતાં લાકડાંનાં બારી બારણાં જેવું કશું નથી હોતું. આખી ઇમારતમાં

દાખલ થવાનો એકજ મોટો દરવાજો હોય છે. તેમાંથી અંદર દાખલ થતાં વચમાના ખુલ્લા ચોકમાં જાનવરો ઉપરથી સામાન ઉતારી સૌ વગેસગે થવા મંડે છે. જાનવરોને ત્યાંજ તુરત વેળા બાંધી દાણો પાણી આપવામાં આવે છે. એમ થતાં આખો ખુલ્લો ચોક જાનવરોના ઘાસ કચરાથી તથા ગોબરથી ભરાઇ જાય છે કે જે સાફ કરવાનું કામ કોઇનું ગણાતું નથી. રાતે મકાનના અંદરના ભાગમાં જાનવરો બાંધે છે, ત્યાં પણ તેવુંજ મેલું રહે છે. અમે હમેશ બહારના મહેરાબદાર ખુલ્લા ઓટલા ઉપરજ વાસો કરતાં હતાં. તે ઓટલાઓ જમીનથી બે અઢી ફીટની ઉંચાઇના બાંધેલા તે છતાં અજાયબ જેવું એ કે કોઈ ઠેકાણે લોકો પોતાનાં જાનવરોને ઉપર ચઢાવીને બાંધે જેથી ખરાબીથી તે ભરાઇ જાય. એટલે પહેલે તો તે સાફ કરાવવું પડે, પછી અમારૂં બિછાનું તે ઉપર કરીએ. હવે દિવસે જેમ જેમ સુરજ ફરે તેમ તેમ આપણાં દિલ ઉપર તડકું આવે અને આપણને જગા બદલતાં રહેવું પડે. કારણ મેં ઉપર જણાવ્યું તેમ એ મહેરાબદાર વરંડો મુખડા ઉપરથી તમામ ખુલ્લો હોય છે. વાંચનાર સવાલ કરશે કે ત્યારે અંદરના ઓરડામાં શા માટે રાતે નહિ સુવાય. તેનો જવાબ એ કે જે મુસાફરો કૅરેવનસરામાં રહી જાય તેઓ આ ઓરડાઓને જાણે હાજતના ઓરડાઓ તરીકે વાપરી ગંદીલા કરી જાય. એવો રાહધાટ અમે લગભગ દરેક ઠેકાણે જોયો. અમો જે ઓટલા ઉપર સુતાં હતાં ત્યાંજ એક ખુણામાં હમેશ ચુલો સળગાવી અમારો ખોરાક પકાવતાં હતાં. કેટલેક શહેરે કૅરેવનસરા સુંદર બાંધણીની હોય છે. પણ કમનશીબે આ ઇમારતો એક વેળા બંધાયા પછી તેની રખેવાળી કરનાર, મરામત કરનાર કોઇ હોતું નથી. એટલે ઘણે ઠેકાણે આ સુંદર મકાનો બીસ્માર હાલતમાં આવી પડેલાં જણાતાં હતાં.

અમો આહમેદીમાં જેવાં કૅરેવનસરામાં દાખલ થયાં કે કચરો વારી જગા સાફ કરીને બિછાનું નાખીને તુરતજ સુઇ ગયાં. કારણ થાક એટલો સખ્ત લાગેલો કે ચાહની તરસ ઘણી હતી તે છતાં એકાદ બે કલાક આરામ લઇ પછી ચાહ, પાણી માટે ઉઠયાં. હવે અમોને આગળથી ખબર હતી કે આહમેદીનું પાણી ઘણુંજ ખરાબ અને સાથે સાથે કડવું આવશે માટે બુશાયરથી પુરતું પાણી અમારે લેવાનું હતું. વંજારવાળાએ ભાર ઘણો છે કરી ખટપટ કરી તે વખતે બુશાયરમાં થોડું ઢોળી નાખ્યું હતું. બે મસક રસ્તે ખચ્ચર ઉપર અફળાતાં ભીખાતાં ગળી ગઇ અને બીજી બે મસકમાંથી આખી રાતમાં અમે પીને પુરૂં કીધું હતું. હવે ચાહને માટે પાણી ભરી મંગાવ્યું તે પણ ઘણું ખરાબ આવ્યું અને ચાહ તો બનાવી પણ ખરેખર તદન મોંઢા ઉપર મુકવા નહિ ગમે તેવી કડવી હતી. તો પણ જરા ગરમ પીવાનું મળે તો થાક ઉતરે ને જીવ હુસ્યાર થાય કરી જરા રતી પીધી, ને પાછાં સુતાં. આખી રાતનો ઉજાગરો એટલે જો કે ઉંઘ સખ્ત ગલબો કરે, છતાં તડકાંને લીધે જરાબી નિરાંતે ઉંઘાઇ શકાય નહિ. થોડા વખત પછી મેં વિચાર્યું કે મારા ખાવીંદને કોઇ પણ કરી થોડું ન્હાવાનું ગરમ પાણી મળે તો દિલ સેકાય, કેમ જે સૌ કરતાં એવણ ખચ્ચર ઉપર બેસતાં અને ચાલતાં વધુ થાકી ગયા હતા. ગામના છોકરાઓ પાસે પાણી મંગાવવા કહ્યું તો તેઓ એટલા આળસુ કે ધસીને જવાબ પણ નહિ દેએ, પણ આખરે વધારે પૈસાની લાલચ આપતાં એક તપેલી અને એક કીટલી ભરી લાવ્યા. એ રીતે તેનેજ સ્પીરીટના ચુલાપર મુકી ગરમ કીધું. પવન ને તડકું તેથી ચુલા ચાલવા મુશ્કેલ પડે તેમજ ચુલાને પણ હમણાથી કાંઇક બિમારી લાગુ પડેલી તે થોડે થોડે વખતે ચાલવાનું માંડી વાળી બેસે. એવી રીતે બપોરે માખણ ને જૅલી નાન સાથે ખાઇને બેઠાં. જો સુવાનું મળે

તો તેથી પણ વખત પસાર થાય, પણ તડકું સાંજ સુધી રહ્યું. અમોએં ચારવાદારના વડાને તેડીને કહ્યું કે કાંઇ પણ કરીને એક કજાવો મેળવી આપે તો મોટી બક્ષીશ અમે આપીશું. ઇનામની મોટી રકમ સાંભળતાં તેનાં મોઢાંમાં જરા મીઠાશ આવેલો જણાયો અને તેણે અમોને ધીરજ આપી કે બીજી મંજલે બોરાસ્જુન ગામ આવશે તે મોટું હોવાથી ત્યાં કજાવો મળશે. તેટલાં હાલ તુરત તે રાતે પોતાનું બેસવાનું સરસ ગધેડું તેણે આપવા કબુલ્યું. આ સારી વધાઈ હતી કારણ માલ સાથનાં ખચ્ચર કરતાં આ ગધેડું ભલું. સાંજે પાછું જરા રતી અમારી પાસનું કાઢી ખાઇને ઉપરવા માટે તૈયારી કરવા માંડી. દીવા થતાં અમો કૅરેવનસરાની બહાર વંજાર આગળ જઇને બેઠાં ને રાતે નવ વાગે અમારી વંજારે ચાલુ મુક્યું. આ. રાતે રસ્તો સાફ ને સપાટ મેદાનનો મળ્યો.

આખાં ઇરાનમાં આશરે દોઢ હજાર માઇલની મુસાફરી કરી અમે મેસોપોટેમીઆના મુલકમાં દાખલ થયાં તે દરમ્યાન આખે રસ્તે અમોને વારંવાર ઉંટ, ઘોડા, ખચ્ચર, ગધેડાંનાં નાનાં મોટાં હાડકાં, આખાં હાડપીંજરો યા કોઇ વખતે સડેલાં માંસ સાથની લાશો જાનવરોની મળતી. કુતરાં, કોહલાં યા પક્ષીઓ આ લાશોનો ભક્ષ કરી તેને ઠેકાણે પાડવાનું કામ બજાવતાં. એની મતલબ એજ કે આવતી જતી સેંકડો વંજારોનાં જાનવરોમાં રસ્તે કોઇ વધુ બિમાર થયું કે મરવા પડયું તો તેને રસ્તેજ મુકી ચાલવા માંડે. મારા ખાવીંદ એ દેખાવ ઉપરથી અમોને માણસની જીંદગીનો ખ્યાલ આપતા હતા કે જગતમાં હજારો અને લાખો માણસો જન્મ લઇ આવે છે અને સૌ સૌનો વખત આવી પુગતાં માર્ગે લાગે છે. જે જાય છે તેને માટે જગત થોભતી નથી, પણ તેનો કારોબાર તો નિયમિત ચાલ્યો જાય છે.

પહેલા દિવસ કરતાં બીજે દહાડેની મંજલ ટુંકી હતી અને અમે બે કલાક વ્હેલાં યાને પાછળી રાતે ચાર વાગે મુકામ કરી શક્યાં. તો પણ પહેલી રાત કરતાં થાક કાંઇ ઓછો નહિ લાગ્યો, તેનું કારણ એ કે પહેલી રાતે ઘેરમાંથી નિકળ્યાં ત્યારે સારાં અને આસુદાં તન સાથે બહાર પડ્યાં હતાં. પણ હવે તો પહેલી રાતે જે રીતે શરિર દોડરાઇ ગયું એટલે તેની થાક ઉતરે તેની આગમજ વળી પાછાં લાગત સાતેક કલાક ખચ્ચર ઉપર સવાર થયાં. મારા ખાવીંદનું ગધેડું રૂપાળું અને કલાસરનું હતું. તેની ઉપર પાવરા નહિ હોવાથી પગ ઝુલતા રાખવાથી તકલીફ પડતાં રસ્તે થોડો વખત તેને ઉંચું રાખી રસીના પાવરા બનાવી કામ ચલાવ્યું. પણ કમનશીબે અઢી વાગાને સુમારે ગધેડું ફસરાવા લાગ્યું અને થોડા વખતમાં વગર રજાએ બેસી ગયું.

તપાસ કરતાં માલમ પડ્યું કે ગધેડું લંગડું થઇ ગયું હતું. ચારવાદારે આરોપ મુક્યો કે અરબાબને બરોબર સવારી કરતાં નહિ આવડી અને પછવાડેથી બેસવું જોઇએ તેનો બદલે એવણ આગળથી બેઠા તેથી ગધેડાંના આગળા પગ ઉપર ઘણો બોજો પડ્યો, અને ગધેડું લંગડું થયું. અરબાબ શબ્દ માનની નિશાન ગણાય છે અને મોટાં માણસોનાં નામની આગળ માન તરીકે વાપરવામાં આવે છે. મારા ખાવીંદ હસ્યા કે આપણને એક સબક મળ્યો કે દુનિયામાં ચોપડી વાંચવાથીજ અભ્યાસ પુરો થતો નથી પણ જીવીને ઘણું શિખવાનું બાકી છે. સેવટ એ આવ્યું કે એવણને બાકીનો રસ્તો પગે ચાલીને, થોડુંક દોડીને પસાર કરવો પડ્યો. આખરે કાંઈ હસતાં, કાંઇક બબડતાં અમે બોરાસ્જુન ગામની નજદીકનાં ખેતરો કુદાવી રળીયામણા દેખાવ વચેથી પસાર થઇ ગામમાં દાખલ થયાં.

નજદીકમાંજ ટૅલીગ્રાફખાનું છે એમ જાણતાં મેં મારા ખાવીંદને જણાવ્યું કે

સાંજ સીધાં જઈને જે ઓરડો હોય ત્યાં સુઇયે તો ઠીક. એઓનો વિચાર કે કોઇને રાતને વખતે ઉઠાડી તકલીફ આપવી ઠીક નહિ. મેં દાવો રજુ કીધો કે મુસાફર તરીકે જ્યારે બી આપણે પુગીએ ત્યારે આપણુને હક છે.કે ત્યાં જઇને આરામ લઇએ. સહવાર પડે ત્યાં સુધી જંગલના બીજાં માણસોની માફક ખુલ્લાં ચોગાનમાં સુઇને શું કામ નકામી આપદા વેઠીએ. એઓએ પરવાનગી આપતાંજ મેં જઇને બારણું ઠોક્યું, અને પરિણામ એ આવ્યું કે થોડાજ વખતમાં બારણું ઉઘડ્યું, અને સારા આવકાર વચે અમોને અમારા ઉતારાના ઓરડાનો હવાલો આપવામાં આવ્યો. જરા પણ વખત ખોવા વગર તુરતજ બિછાનાં કરી સુતાં તે છેક સહવારે આઠ વાગે બંદુકના બાર સમજ્યા સારે ભડકીને ઉઠ્યાં. જીતેજારી વચે ચોકીખાનને પુછતાં જણાયું કે એનો તારખાનાનો સાહેબ અમારે માટે શીકાર મારવા ગયો હતો તેની બંદુકના અવાજ નિકળતા હતા. નોકરે અમોને જણાવ્યું કે તેના સાહેબ કહિ ગયા છે કે અમારે બપોર તથા રાતે તેવણુના પહરોણાં તરીકે તેવણુની સાથેજ જમવું. જંગલની વચ્ચે આ તો ઘણી ખુશ વધામણી હતી અને અમે તે મોટા ઉપકાર સાથે તુરતજ સ્વીકારી.

થોડા વખતમાં તે નોકર અમારે માટે ચાહેનાં ગ્લાસો લઇને આવ્યો. એવાંજ નાનાં ગ્લાસો મોટે ભાગે આખાં ઇરાનમાં અમોને જગેજગ ચાહ પીવા માટે મળેલાં હોવાથી તેનાં માપનો અત્રે ખ્યાલ આપીશું તો બહેતર થશે. આ કાચનાં ગ્લાસો એટલાં નાનાં કદનાં હોય છે કે સાધારણ રીતે આપણાં પારસી કુટુંબોમાં ચાહે પીવા માટે જે કપો રોજ વાપરવાનો ચાલ છે તેવાં એક કપમાંથી ખાસાં છ ગ્લાસો તો જરૂર ભરાય. બચ્ચાંઓ માય દીકરાં દાવ રમે તેમાં વાપરવા લાયકનાં આવાં બચુકલાં ગ્લાસો જોઇ અમોને જબરો બળાપો લાગો કે એટલી ચાહેથી કેમ સંતોષ મળશે. જે હોય તે ઉપર શુકરાના કરવાના એવું ધારી બે ગોટમાં ગ્લાસ પુરાં કરી જરા ગળાંના કાકરાને ગરમી આપી પણ છાતી તો સેકાઇજ્ઞી નહિ. માણસ ખાલી ગ્લાસો ઉંચકી લઇ ગયો અને અમારા ઇરાની જવાનને અગે ટુણો માર્યો કે તેવણુનાં ઇરાનમાં તો ચાહેના પણ વાખા છે. તેવણે અમોને જણાવ્યું કે "ઇરાનના કાયદા એવાજ છે." હશે બા કરી અમે ઉઠવા જઇએછ તેટલાં પેલો માણસ પાછો ચાહેનાં ગ્લાસો ભરેલો ખુમચો લઇ આવ્યો, અને અમારી આગળ ધર્યો. જેવાં અમે તે પીને પુરાં કીધાં કે ખાલી ગ્લાસો પાછાં લઇ ગયો અને વળી ફરીથી ત્રીજી વખત ભરેલાં લાવ્યો. અમે પણ નકામાં અધીરાં બન્યાં અને ઇરાનીઓ ચાહે થોડી પીનારા છે એવું માની લીધું. ખરૂં પુછો તો ચાહેનું પીણું આખાં ઇરાનમાં એક નાકેથી બીજે નાકે સુધી એક ખાસ મોજ ગણાય છે. અને મુસાફરી દરમ્યાન પણ રસ્તે રસ્તે ચાહેખાનાં હોય છે કે જ્યાં આવતાં જતાં રાહદારીઓ એક, બે, ત્રણ યા ગમે તેટલાં ગ્લાસો પી આગળ વધે છે. ચાહે પીવાની અહિંની રસમ એવી છે કે તેમાં દુધ સુદ્દલ નાખવામાં આવતું નથી પણ કુમળીજ પીવાય છે. ચાહેમાં મીઠ્ઠાશ વધુ લેવાનો ચાલ અત્રે નજરે પડેછે અને મોટે ભાગે શરબત જેવી મીઠી બનાવી સૌ કોઇ સ્વાદ લઇ લઇને પીએછે.

હવે અમારા તાર માસ્ટર જેવણુ એક આરમીનીઅન જવાન હતા તેવણુ એક હાથમાં બંદુક અને બીજા હાથમાં શેકાર લઇને આવ્યા. અમારી ખેરઆફીયત પુછી અમોને જણાવ્યું કે ઉતારાવાળા ઓરડામાં ગરમી પડશે માટે અમારે બેલાસક ડ્રૉઇંગ રૂમમાં બિછાનાં પાથરી સુવું. આ ઓરડામાં મોટો પંખો બાંધેલો હતો તે જેટલો વખત અમે ત્યાં સુવે

તેટલો વખત વારા ફરતી માણસોએ ચલાવ્યા કીધો અને અમો તેની નીચે નિરાંતે સુઇને બપોરે જમવાને વખતે ઉઠ્યાં. થોડા વારમાં સ્વાદદાર આરમીનીઅન વાનીઓ ટેબલ ઉપર આવીને ગોઠવાઈ અને અમો બધાં એક સુદરે જમ્યાં. હવે મને બોરાસ્જુનમાં કોઇ પણ રીતે કજાવો મેળવવાનો હતો અને જમી રહ્યા પછી અમોએ વંજારના વડાને બોલાવી મંગાવ્યો ને તેને સમજાવ્યું કે કાંઇ પણ કરી કજાવો મેળવે. વળી તે કહેવા લાગો કે અરબાબ એટલા ભારી છે કે તેનું ગધેડું ગઇ રાતે આપ્યું તેથી લંગડું થઇ ગયું તો કજાવા સાથે ખચ્ચર કેમ ભાર ઉચકશે. હવે મેં અને પેલા આરમીનઅને સમજાવતાં આખરે તેવણ ગળે પડયા કે એક ખચ્ચરને બદલે ત્રણ ખચ્ચર રાખવાં પડશે ને રોજ એકેક વાપરી બેને આસાયશ આપી વારા ફરતી તૈયાર કરવાં પડશે. એવી રીતની વાતો થતે આખરે બસો રૂપિયા આપતાં કજાવાનાં ખચ્ચરોનું નક્કી થયું. જે કજાવો બજારેથી આવ્યો તેના બાત્રીસ રૂપિયા આપવા પડયા. પૈસા વધુ ખરચાયા પણ મારા જીવને રાહાત મળી કે હવેથી મુંસાફરીમાં મારા ખાવીંદ તથા બેટાને સગવડ મળશે.

થોડો વખત પાછો વીસામો લીધા પછી અમારા ભલા યજમાને અમારા કહેવાથી દુર વેરથી પાણી મંગાવી ગરમ કરાવ્યું. મોરીની સગવડ નહિ હોવાથી પાસેના ગોડાઉનમાંજ ઉભાં ઉભાં વારા ફરતી દિલ સેકી અમે નાહી લીધું. આ ભલા માણસની મદદ આખો દહાડો અમોને ખરેજ કિંમતી થઇ પડી. પોતે એટલો હસ્મુખો અને મળતાવડો હતો કે એકજ દહાડામાં જાણે તે અમારો કેટલાક દિવસોનો દોસ્ત હોય તેવી રીતે મળી ગયો. તેનું મુખ્ય કારણ આ પણ ગણાય કે જંગલની વચ્ચે એવાં માણસોને નોકરી કરવાની એટલે જ્યારે આપણાં જેવાં મુસાફરો આવી લાગે ત્યારે એ લોકોનો પણ વખત સોહવાઇ જાય. સાંજ પડતાં જમી લઇને અમે અમારા મિત્રથી છુટાં પડવા આગમજ અમારી પાસે જે વેલાતી ખોરાકીનો સામાન હતો તેમાંથી સાર્ડીન, સામન, ચીઝ, જૅમ્સી, બીનબીઝ વગેરેનું એક એક ટીન તેને ભેટ કીધું. અમારો થોડોક તેથી ભાર કમતી થયો ને તેને તો જંગલમાં એવું મળે નહિ તે ઘણો ખુશ થઇ ગયો. રાતે આઠ વાગે અમે અમારો સામાન તારખાનામાંથી લાવી વંજાર આગળ આવી પડાવ નાખ્યો.

આ વખતે ત્રણ હિંદીવાન ઘોડેસ્વાર કૅરેવનસરા આગળ ઉભેલા અમોને જણાયા. તેઓને પુછતાં જણાયું કે તેઓ શીરાઝથી આવ્યા હતા અને હિન્દુસ્તાન જવા માટે બુશાયરથી સ્ટીમર લેવા માગતા હતા. સાઉથ પર્સીયન રાઇફલ્સની જે લશ્કરી ટુકડી માટે આપણે લખી ગયાં છીએ તેને લગતા તે માણસો હતા અને તેમનું કામ ઇરાનમાં ખલાસ થવાથી થોડાક થોડાકોને જેમ પરવાનગી મળતી તેમ નાની નાની ટુકડીઓમાં પોતાને દેશ પાછા ફરતા હતા. અમોને હવે પહાડી ભાગો વચેથી આગળ વધવાનું હોવાથી અમે તેઓને રસ્તાની હકીકત પુછતાં તેઓએ અમોને ખબર આપી કે ચોર, લુટારાઓ જેવી કશી અડચણ તેઓને આવતાં નડી નહિ હતી. તેઓએ અમોને સલાહ આપી કે લડાઇને વખતે મોટરોને માટે જે રસ્તો બનાવ્યો હતો તે જોકે હવે બીસ્માર થવાથી મોટરો ત્યાંથી જતી નથી, પણ જો અમારી વંજાર તે રસ્તે જાય તો ઓછી તકલીફ અમોને પડશે. પણ પોતાના અનુભવથી તુરત તેઓએ ઉમેર્યું કે અમારા ચારવાદાર તેમ કરવા કબુલે એમ તેઓ ધારતા નથી, કારણ રસ્તો વધારે લાંબો છે. અને થયું પણ તેમજ. અમારી વંજારના વડાને એ મુજબની અમારી ખાહેશ જણાવતાં તેણે સાફ ના કહ્યું કે તે રસ્તો લાંબો પડે ને વળી તેનાં જાનવરોને ચારો, પાણી જોઇએ તે તે રસ્તે બરોબર મળે નહિ. એટલે એ વાત તો

અહિંજ પડતી મેળાઈ અને હવે ખચ્ચરો ઉપર સામાન લાદવાની ધમચકરી ચાલી રહી.

ખચ્ચર અને ગધેડાં ઉપર એક એક રાત પસાર કરવા પછી આજે મારા ખાવીંદને ફાલે પણ કજાવો આવનાર હતો તેથી અમે ખુશી હતાં. રાબેતા મુજબ એક માણસે ખચ્ચરને પકડયું અને બે માણસોએ કજાવા ઉંચકી તેની પીઠ ઉપર ચઢાવ્યા અને અમે સવાર થયાં. હવે જાણે કે અમારો કાફલાના વડાની અઢની કરવા માટે હોય કે શું તે એવું બન્યું કે હજી તો વંજારે ચાલુ મુક્યું કે પાંચ સાત કદમ આગળ વધતાં અમારો કજાવો બાંધેલો ને બાંધેલોજ ખચ્ચરનાં મોંહ તરફ વળી ગયો, ખચ્ચરે ડોકી નીચે કીધી અને આગળા પગનાં ઘુંટણ વાળી દીધાં. એટલે અમે અંદરથી ઉલટાઇને જમીન ઉપર ગબડયાં અને ખચ્ચર ઉભું થઇ ગયું. પાંચ સાત ખચ્ચરવાળો દોડી આવ્યા અને તાબુત પાછું ખચ્ચર ઉપર ચડાવ્યું. અમોને ઉલગબરડી થતાં ગભરાટ લાગો હતો પણ કશી ઇજા થઇ નહિ હતી. વડા ચારવાદારને અમે ઠપકો આપ્યો કે કજાવાને એમ ઢીલો કાંય બાંધ્યો કે ઉલટાઇ ગયો. તો તેના જવાબમાં અમારી માફી ચ્હાવાને બદલે તેણે હસતાં હસતાં કહ્યું "ઝુદ, ઝુદ" એટલે "જલદી જલદી કરો, નહિ તો વંજાર ચાલી જશે ને તમો પાછળ રહી જશો." જો ઘેરને આંગણે પડીએ અરીએ તો "તોરે મફ" કે "છરે તમુને" કહેનાર પણ કોઇ મળે. અહિં તો પડો, ખરો ને ઉઠીને પાછાં દિલ પખોરીને નાસો એવો મામલો. અમારી વંજાર થોડીક આગળ જતાં આડા અવળા મોટી ઉંચાઇના પહાડો આવવાના શરૂ થયા અને તે પહાડોની ખીણની અંદરથી ખરાબ બદબો નિકળવા લાગી તે કેટલેક રસ્તે સુધી અમોને મળી. તે ખીણની અંદર ગંધકનાં પાણીના ઝરાઓ તે પહાડોમાંથી નિકળી મેદાનો તરફ દોડે છે, અને તેનો વાસ મુસાફરોને વેઠવો પડે છે. પહાડોની અસગાર હવે એક વખત શરૂ થઇ તે ચાલુજ રહી અને ખરૂં પુછો તો આખાં ઈરાનમાં પહાડોએ અમારો પિછો છોડયોજ નહિ. રાતે આશરે એક વાગાને સુમારે અમારા ચારવાદારે અમોને જણાવ્યું કે ચઢાણ ઘણું ઉંચું આવે છે તેથી ખચ્ચરો અમારો ભાર લઇ ઉપર ચઢી નહિ શકશે, માટે અમોને નિચે ઉતરી પાયદલ ચાલવું પડશે. હવે અમોને બુશાયરથી જણાવવામાં આવ્યું હતું કે પહાડ ઉપર ચઢતી વખતે આખી મુસાફરીમાં એકાદ વખત આશરે એક માઇલ પગે ચાલવું પડશે. તેમ અમોએ ધાર્યું કે એક માઇલજ ચાલવાનું હશે. એવા વિચારથી ઉતરીને અમોએ ચાલુ મુક્યું. તે ચઢાણ એવું કે તદન ટોંચ ઉપર જવાનું અને એકદમ સીધા પહાડો. જરા પણ ચઢ ઉતર હોય તો દમખી લઇ શકાય. અમારી સાથવાળાં મુસલમાન બાનુનાં કહેણ મુજબ અત્યારસુધી તો બુરખાવાળું કાળું પહેરણ દિલ ઉપર રાખ્યું હતું. પણ હવે મધરાતને વખતે બ્હીકટ પહાડ ચઢવાના અને સાથે લાગી હજી ગરમી પડતી હતી, તેમાં બુરખાને કયાં ઘસડાયે કરી રૂખસદ આપી. થોડુંક ચઢાણ આગળ વધતાંજ સખત તરસ લાગવા માંડી અને ગળું સુકાવા લાગ્યું, પણ અમારા ઈરાની જવાને સમયસૂચકતા વાપરીને પોતા સાથે એક મસક પાણીની ખભે ઓળવી લીધેલી તેમાંથી થોડું થોડું પાણી પીને એક બે મીનીટની આસાયેશ લઇને વળી પાછું ચઢવું શરૂ કરીએ. એમ કરતાં એક ને બદલે ખાસાં અઢી માઇલનો પથ્થર, ખાડા, ચઢાણનો રસ્તો કાપી અમો અમારા કજાવેમાં બેઠાં, ને ખચ્ચરોએ પાછું ચાલુ મુકયું. એવી રીતે પગે ચાલવાનું યા ઉંચાણ ચઢવાનું તો ખરૂં પણ તેથી આપણી મરજી પ્રમાણે ધીમે સારતે થાક લેતાં લેતાં જવાનું નહિ બને તેનું એક કારણ તો એ કે વંજારનાં જે આશરે બસો ખચ્ચરો મોટે ભાગે આપણી પુઠે હોય તે જેમ તેઓની મરજીમાં આવે તેમ પોતાની પીઠ ઉપર લાદેલા માલ સાથે લટક લટક કરતાં આપણી ઉપર ધસી આવે.

તેટલો વખત વારા ફરતી માણસોએ ચલાવ્યા કીધો અને અમો તેની નીચે નિરાંતે સુઇને બપોરે જમવાને વખતે ઉઠ્યાં. થોડા વારમાં સ્વાદદાર આરમીનીઅન વાનીઓ ટેબલ ઉપર આવીને ગોઠવાઈ અને અમો બધાં એક સુફરે જમ્યાં. હવે મને બોરાસજુનમાં કોઇ પણ રીતે કજાવો મેળવવાનો હતો અને જમી રહ્યા પછી અમોએ વંજારના વડાને બોલાવી મંગાવ્યો ને તેને સમજાવ્યું કે કાંઇ પણ કરી કજાવો મેળવે. વળી તે કહેવા લાગો કે અરબાબ એટલા ભારી છે કે તેનું ગધેડું ગઇ રાતે આપ્યું તેથી લંગડું થઇ ગયું તો કજાવા સાથે ખચ્ચર કેમ ભાર ઉંચકશે. હવે મેં અને પેલા આરમીનઅને સમજાવતાં આખરે તેવણ ગળે પડયા કે એક ખચ્ચરને બદલે ત્રણ ખચ્ચર રાખવાં પડશે ને રોજ એકેક વાપરી બેને આસાયશ આપી વારા ફરતી તૈયાર કરવાં પડશે. એવી રીતની વાતો થને આખરે બસો રૂપિયા આપતાં કજાવાનાં ખચ્ચરોનું નક્કી થયું. જે કજાવો બજારેથી આવ્યો તેના બાવીસ રૂપિયા આપવા પડ્યા. પૈસા વધુ ખરચાયા પણ મારા જીવને રાહાત મળી કે હવેથી મુસાફરીમાં મારા ખાવીંદ તથા બેટાને સગવડ મળશે.

થોડો વખત પાછો વીસામો લીધા પછી અમારા ભલા યજમાને અમારા કહેવાથી દુર નેરથી પાણી મંગાવી ગરમ કરાવ્યું. મોરીની સગવડ નહિ હોવાથી પાસેનાં ગોડાઉનમાંજ ઉભાં ઉભાં વારા ફરતી દિલ સેકી અમે નાહી લીધું. આ ભલા માણસની મદદ આખો દહાડો અમોને ખરેજ કિમતી થઇ પડી. પોતે એટલો હસમુખો અને મળતાવડો હતો કે એકજ દહાડામાં જાણે તે અમારો કેટલાક દિવસોનો દોસ્ત હોય તેવી રીતે મળી ગયો. તેનું મુખ્ય કારણ આ પણ ગણાય કે જંગલની વચ્ચે એવાં માણસોને નોકરી કરવાની એટલે જ્યારે આપણાં જેવાં મુસાફરો આવી લાગે ત્યારે એ લોકોનો પણ વખત સોહવાઇ જાય. સાંજ પડતાં જમી લઇને અગે અમારા મિત્રથી છુટાં પડયા આગમજ અમારી પાસે જે વેલાતી ખોરાકીનો સામાન હતો તેમાંથી સાર્ડીન, સામન, ચીઝ, જેલી, ગ્રીનપીઝ વગેરેનું એક એક ટીન તેને ભેટ કીધું. અમારો થોડોક તેથી ભાર કમતી થયો ને તેને તો જંગલમાં એવું મળે નહિ તે ઘણો ખુશ થઇ ગયો. રાતે આઠ વાગે અમે અમારો સામાન તારખાનામાંથી લાવી વંજાર આગળ આવી પડાવ નાખ્યો.

આ વખતે ત્રણ હિંદીવાન ઘોડેસ્વાર કેરેવનસરા આગળ ઉભેલા અમોને જણાયા. તેઓને પુછતાં જણાયું કે તેઓ શીરાઝથી આવ્યા હતા અને હિન્દુસ્તાન જવા માટે બુશાયરથી સ્ટીમર લેવા માગતા હતા. સાઉથ પર્શ્યન રાઇફલ્સની જે લશ્કરી ટુકડી માટે આપણે લખી ગયાં છીએ તેને લગતા તે માણસો હતા અને તેમનું કામ ઇરાનમાં ખલાસ થવાથી થોડાક થોડાકોને જેમ પરવાનગી મળતી તેમ નાની નાની ટુકડીઓમાં પોતાને દેશ પાછા ફરતા હતા. અમોને હવે પહાડી ભાગો વચેથી આગળ વધવાનું હોવાથી અમે તેઓને રસ્તાની હકીકત પુછતાં તેઓએ અમોને ખબર આપી કે ચોર, લુટારાઓ જેવી કશી અડચણ તેઓને આવતાં નડી નહિ હતી. તેઓએ અમોને સલાહ આપી કે લડાઇને વખતે મોટરોને માટે જે રસ્તો બનાવ્યો હતો તે જોકે હવે બીસ્માર થવાથી મોટરો ત્યાંથી જતી નથી, પણ જો અમારી વંજાર તે રસ્તે જાય તો ઓછી તકલીફ અમોને પડશે. પણ પોતાના અનુભવથી તુરત તેઓએ ઉમેર્યું કે અમારા ચારવાદાર તેમ કરવા કબુલે એમ તેઓ ધારતા નથી, કારણ રસ્તો વધારે લાંબો છે. અને થયું પણ તેમજ. અમારી વંજારના વડાને એ મુજબની અમારી ખાહેશ જણાવતાં તેણે સાફ ના કહ્યું કે તે રસ્તો લાંબો પડે ને વળી તેનાં જાનવરોને ચારો, પાણી જોઇએ તે તે રસ્તે બરોબર મળે નહિ. એટલે એ વાત તો

અહિંજ પડતી મેળાઈ અને હવે ખચ્ચરો ઉપર સામાન લાદવાની ધમચકરી ચાલી રહી.

ખચ્ચર અને ગધેડાં ઉપર એક એક રાત પસાર કરવા પછી આજે મારા ખાવીંદને ફાળે પણ કજાવો આવનાર હતો તેથી અમે ખુશી હતાં. રાબેતા મુજબ એક માણસે ખચ્ચરને પકડયું અને બે માણસોએ કજાવા ઉંચકી તેની પીઠ ઉપર ચઢાવ્યા અને અમે સવાર થયાં. હવે જાણે કે અમારો કાફલાના વડાની ચઢની કરવા માટે હોય કે શું તે એવું બન્યું કે હજી તો વંજારે ચાલુ મુકયું કે પાંચ સાત કદમ આગળ વધતાં અમારો કજાવો બાંધેલો ને બાંધેલોજ ખચ્ચરનાં મોંહ તરફ વળી ગયો, ખચ્ચરે ડોકી નીચે કીધી અને આગળા પગનાં ઢુંટણ વાળી દીધાં. એટલે અમે અંદરથી ઉલટાઇને જમીન ઉપર ગબડયાં અને ખચ્ચર ઉભું થઇ ગયું. પાંચ સાત ખચ્ચરવાળો દોડી આવ્યા અને તાબુત પાછું ખચ્ચર ઉપર ચઢાવ્યું. અમોને ઉથલાબરડી થતાં ગભરાટ લાગો હતો પણ કશી ઇજા થઇ નહિ હતી. વડા ચારવાદારને અમે ઠપકો આપ્યો કે કજાવાને એમ ઢીલો કાંય બાંધ્યો કે ઉલટાઇ ગયો. તો તેના જવાબમાં અમારી માફી મ્હાવાને બદલે તેણે હસતાં હસતાં કહ્યું "ઝુદ, ઝુદ" એટલે "જલદી જલદી કરો, નહિ તો વંજાર ચાલી જશે ને તમો પાછળ રહી જશો." જો ઘેરને આંગણે પડીએ ખરીએ તો "તોરે મર્યું" કે "છીરે તમુને" કહેનારૂં પણ કોઇ મળે. અહિં તો પડો, ખરો ને ઉઠીને પાછાં દિલ પખોરીને નાસો એવો મામલો. અમારી વંજાર થોડીક આગળ જતાં આડા અવળા મોટી ઉંચાઇના પહાડો આવવાના શરૂ થયા અને તે પહાડોની ખીણુની અંદરથી ખરાબ બદબો નિકળવા લાગી તે કેટલેક રસ્તે સુધી અમોને મળી. તે ખીણુની અંદર ગંધકનાં પાણીના ઝરાઓ તે પહાડોમાંથી નિકળી મેદાનો તરફ દોડે છે, અને તેનો વાસ મુસાફરોને વેઠવો પડે છે. પહાડોની અસ્સગાર હવે એક વખત શરૂ થઇ તે ચાલુજ રહી અને ખરૂં પુછો તો આખાં ઇરાનમાં પહાડોએ અમારો પિછો છોડયોજ નહિ. રાતે આશરે એક વાગાને સુમારે અમારા ચારવાદારે અમોને જણાવ્યું કે ચઢાણ ઘણું ઉંચું આવે છે તેથી ખચ્ચરો અમારો ભાર લઇ ઉપર ચઢી નહિ શકશે, માટે અમોને નિચે ઉતરી પાયદલ ચાલવું પડશે. હવે અમોને બુશાયરથી જણાવવામાં આવ્યું હતું કે પહાડ ઉપર ચઢતી વખતે આખી મુસાફરીમાં એકાદ વખત આશરે એક માઇલ પગે ચાલવું પડશે. તેમ અમોએ ધાર્યું કે એક માઇલજ ચાલવાનું હશે. એવા વિચારથી ઉતરીને અમોએ ચાલુ મુકયું. તે ચઢાણ એવું કે તદન ટોંચ ઉપર જવાનું અને એકદમ સીધા પહાડો. જરા પણ ચઢ ઉતર હોય તો દમણી લઇ શકાય. અમારી સાથવાળાં મુસલમાન બાનુના કહેણ મુજબ અત્યારસુધી તો બુરખાવાળું કાળું પહેરણ દિલ ઉપર રાખ્યું હતું. પણ હવે મધરાતને વખતે બહીકટ પહાડ ચઢવાના અને સાથે લાગી હજી ગરમી પડતી હતી, તેમાં બુરખાને કયાં ક્ષસાયે કરી રૂખસદ આપી. થોડુંક ચઢાણ આગળ વધતાંજ સખત તરસ લાગવા માંડી અને ગળું સુકાવા લાગ્યું, પણ અમારા ઇરાની જવાને સમયસુચકતા વાપરીને પોતા સાથે એક મસક પાણીની ખભે ઓળવી લીધેલી તેમાંથી થોડું થોડું પાણી પીને એક બે મીનીટની આસાયેશ લઇને વળી પાછું ચઢવું શરૂ કરીએ. એમ કરતાં એક ને બદલે ખાસાં અઢી માઇલનો પથ્થર, ખાડા, ચઢાણનો રસ્તો કાપી અમો અમારા કજાવેમાં બેઠાં, ને ખચ્ચરોએ પાછું ચાલુ મુકયું. એવી રીતે પગે ચાલવાનું યા ઉંચાણ ચઢવાનું તો ખરૂં પણ તેબી આપણી મરજી પ્રમાણે ધીમે સાંરતે થાક લેતાં લેતાં જવાનું નહિ બને તેનું એક કારણ તો એ કે વંજારનાં જે આશરે બસો ખચ્ચરો મોટે ભાગે આપણી પુઠે હોય તે જેમ તેઓની મરજીમાં આવે તેમ પોતાની પીઠ ઉપર લાદેલા માલ સાથે લટક લટક કરતાં આપણી ઉપર ધસી આવે.

તેમ કરતાં જો તેઓની પિઠ ઉપરની બેઉ બાજુ લાદેલી પેટીઓ આપણી સાથે અથડે તો આપણને તુરત ફેંકી દેએ યા કદાચ નિચેની ખિણમાં ગબડાવી દેએ. વળી કોઇ વખત પહાડ ઉપરનો રસ્તો એવો સાંકડો આવી લાગે કે પછવાડેથી ધસી આવતાં ખચ્ચરોને રસ્તો આપવા આપણે પહાડની છેક કઢણમાં ચંપાઇને ઉભાં રહીએ તો પણ પુરતી જગા નહિ મળે. આપણે ઉપર જોયું તેમ બસો ખચ્ચરે ફક્ત દશ માણસો હોવાથી પહાડોની ભુલ ભુલામણી વચ્ચે તેઓ જાનવરોને આટોપી શકે નહિ. પણ જાનવરો પોતેજ રસ્તો જાણી રહેલાં એટલે પોતાની મરજીમાં આવે તેમ બરોબર આગળ ચાલે. એવી રીતે રસ્તો કાપતાં પાછલી રાતે ચાર વાગે અમે દલકી ગામમાં આવી પુગ્યાં. આ ઠેકાણે કેરેવનસરા કે ટેલીગ્રાફ યા. ટેલીફોનખાતું નહિ હોવાથી અમોને જમીન ઉપરજ વાસો કરવો પડયો. સઘળો સામાન જમીન ઉપર ઉતારી અમારા કજાવા પણ જમીન ઉપર મુક્યા. અમે દરેક જણે એક એક કજાવાને અમારો પલંગ બનાવ્યો તે એવી રીતે કે કજાવામાં પલાંઠી વાળી બેસતી વખતે તેમાં બન્નુસો મુકી કજાવેની લાકડાંની ચારો પતીની સરોબર કરી નાખતાં હતાં, તેમાં તકીયો મુકી સુનાં. માથાંથી કમ્મર તેમાં સમાઇ શકાયું, પણ બાકી હજી અર્ધું શરિર કેડું બહાર રહી ગયલું. તેને ટેકવવા માટે એક એક ટ્રંક કજાવાની સાથે જોડી પછી મરીયાં મારી જી કરી ગયાં. રહવારે ઉજાશ થતાંજ અમોને દુરથી મટોડાનાં ઝુપડાં દેખાયાં. ત્યાં જઇને તપાસતાં માલમ પડયું કે છેલ્લી લડાઇના વખતમાં લશ્કરી સેપાહોની છાવણી માટે ચટાઇ તથા મટોડાંનાં તે ઝુપડાં બાંધેલાં હતા. હાલ તે પડત હોવાથી તેમાં અમોએ જઇને ઉતારો લીધો, અને ત્યાંજ તુરત ચુલો સળગાવી રાંધી સીધી, ચાહે પાણી કરી આખો દહાડો પસાર કીધો.

દલકીની આસપાસનો દેખાવ રળીયામણો લાગતો હતો. ખેતરોમાં બળદો અસલ વારેની રીત મુજબનાં પુરાણાં હળો ખેંચતા હતા અને નજદીકના કુવાઓમાંના પાણીથી ખેતીવાનો પ્યાસી જમીનની તરસ ભાંજતા હતા. સાંજ પડવા આવતાં દુરથી અમારાં ખચ્ચરો આવતાં જણાયાં, કારણ થોડેક દુર ચરવાની જગા હોવાથી અમારા ચારવાદારો તેઓને ચારીએ લઇ ગયા હતા અને ત્યાંથી પાછા ફરતાં રસ્તામાં આવતાં પાણીના ચશમામાંથી પાણી પાઇ જાનવરોને વંજારને મહેકે લાવતા હતા. આ વખતે વંજારના મુખીએ અમોને અમારો સામાન વંજારને મહેકે લાવવા જણાવ્યું, કારણ હવે અહિંથી ઉચાંગરી કરવાની તૈયારી ચાલતી હતી. ખચ્ચરોને ગળે ઘંટા ઓળખાતાં અને પીઠ ઉપર અસબાબ સીકરાઇ રહેતાં અમે પણ સવાર થયાં અને અમારૂં સરઘસ ઉપડ્યું.

થોડાજ વખતમાં બુલંદ પહાડોની વચ્ચે અમે આવી લાગ્યાં અને કોઇક વખતનાં થોડાં ઉતરાણ બાદ કરતાં મોટે ભાગે અમે હવે ઉપર અને ઉપરજ ચઢતાં ગયાં. મધરાત થતાં વળી હફતેખાન આવ્યું. આગળી રાતની માફક ઉતરીને ચાલવાની ખબર મળી. હવે જો અમોને ઘેરને આગળથી ખબર હવે કે પહાડી જગાઓ વચ્ચે રોજ કલાક બે કલાક લાગત ચાલવાનું અને ચઢવાનું આવશે તો એડી વગરનાં સ્લીપર લેત. એક તો ત્રણ આંગળની ઉચી એડી તે પહાડો ચઢતાં ઘણી પીડા થવા લાગી, તેથી કરાચીમાં ગરીબ સીધીઓ જેમ હાથમાં જોડા લઇને ચાલે તેમ તેઓની નકલ કરી મોજાં ઉપર ચાલવા માંડયું-એક રીતે તે ઠીક હતું પણ જ્યારે કાંકરા, પથ્થર ભોકાતા ત્યારે પાછાં બુટ પહેર્યાં વગર છુટકો નહિ. એવી મુસાફરી વખતે બાઇરાં તેમજ માટીડાઓએ વગર એડીનાં બુત કે જેને કાઠાની. રસીનું યા તો મજબુત રબરનું તળીયું હોય તે વાપરવાં જોઇએ. તેમજ દરેક જણે

પોતા સાથે ટેકો લેવા એક જાડી લાકડી પણ લેવાને ભુલવું નહિ જોઇએ. આશરે પોણા બે કલાક એ મુજબ ચાલતાં, ચઢતાં, થાક લેતાં, મસક મોંહમાં ઉંધી વાળી તાજગી મેળવતાં ચઢાણ પુરૂં કીધું, અને ચારવાદારે પાછાં સવાર થવાની પરવાનગી આપી. વંજારની સાથનાં માણસો પોતાનું કામ એવું નિયમિત રીતે બજાવતાં જાય કે આપણેથી તેમની તારીફ કીધા વગર રહેવાય નહિ. એ બીચારાઓની મહેનત ખરેખર હલાલ છે, કારણ આપણે ગમે તેવી મુસીબત વેઠીએ છતાં આપણને તો સવારી કરવાની, અને ગમે તેમ અગવડ, સગવડે પણ દિલ ગે ઠરીને બેસવાની તક મેળવીએ. જ્યારે આ લોકો વંજાર ચાલવાનું શરૂ કરે ત્યારથી તે પાછી મંજલ કરે ત્યાંસુધી યાને ખાસા આઠથી દશ કલાક લાગત પગેજ ચાલે. આપણાં ગરીબ બીચારાની હમદીનો જેઓમાં ગધેડાંના પૈસા ખરચવા જેટલી ગુંજાશ હોતી નથી તેઓ પણ એજ મુજબ પગે રસ્તો કાપી મુસાફરી કરે છે. એ તો બચપણથી એમ કરતા આવેલા તેથી એવી ખાતલ જીંદગી એ લોકોને માફક આવી રહેલી. તેજ માફક બીચારાં વાચા વગરનાં જાનવરોની દશા પણ એવીજ. તેઓ પોતાની પીઠ ઉપરના ભાર સાથે ઉપર ચઢે ને થાકે ત્યારે પોતેજ જરા ઉભાં રહી જઇને ડોકું ઉંચે કરી જાણે ખોદાતાલાને યાદ કરતાં હોય તેમ કાંસે અને વળી પાછાં ચઢે. જેમ આપણે સહનાર પડવાની કાગને ડોળે વાત જોઇએ તેમ આ મુગાં જાનવરો પણ મંજલ ક્યારે વહેલી આવે તેની જાણે તલબગારી કરે. એ રીતે અમારી તથા જાનવરોની ભેગી દુઆ વચ્ચે રાત પસાર થઇ ગઇ અને પાછલી રાતે પાંચ કલાકે કુનાર તખ્તે નામનાં ગામમાં અમારી વંજારે પડાવ નાખ્યો.

કુનાર તખ્તેમાં ટેલીગ્રાફ ઑફીસ નહિ હતી, પણ તેને બદલે ટેલીફોનખાતું હતું. હવે અમોએ જ્યારે બોરાઝજાનમાં પેલા ભલા આરમીનીઅનની પરોણાગત ચાખી હતી ત્યારે તેણે અમારા આગળ વધવાના રસ્તામાં જ્યાં જ્યાં ટેલીફોનખાતું કે ટેલીગ્રાફખાતું હતું, ત્યાં ટેલીફોનથી ખબર આપી હતી કે અમો ત્યાં જઈ પુગીએ તે આગમજ ઉતારાના ઓરડા સાફ કરાવી રાખે અને અમારી ખાતરદારી કરે. તેથી અમો પાછલી રાતે પાંચ વાગે કુનાર તખ્તે પુગ્યાં કે ટેલીફોનખાતું નજરે પડતાં ત્યાં જઈ દરવાજો ઠોક્યો. તુરતજ ચોકીઆતે દરવાજો ખોલ્યો અને અમોને જણાવ્યું કે તેનો સાહેબ જાણેછે કે અમો આવનાર છીએ. અમોને ઉતારાની જગા તેણે દેખાડી કે જ્યાં કશો વખત નહિ ગુમાવતાં તુરત બિછાનાં કરી અમે સુઇ ગયાં, તે જ્યારે છેક મોડેથી ભગેલી બારીની ફાટમાંથી સુરજનાં કિરણો અમારાં મોંહ ઉપર પડવા લાગ્યાં ત્યારે અમો ઉઠ્યાં.

દરેક ગામમાં દાખલ થતાં ત્યાં ખોરાકીની શું શું ચીજો મળી શકે છે તેની અમે પહેલે ઇંતેજારીથી ખબર કાઢતાં હતાં. તેમ કુનાર તખ્તેમાં પણ ખબર કાઢતાં જણાયું કે અમોને દુધ મળી શકશે તેમજ મરઘી પણ મળશે. કરાંચીથી સુકવીને લીલી ચાહ, તથા ફુદનો સાથે લાવેલાં હતાં તેની ચાહ બનાવી, એટલે તાજાં દુધ સાથે ઘણી લહેજતદાર લાગી. ઘેરમાં રોજ મળે ત્યારે કાંઇ આપણે તેની એટલી કદર નથી બુજવાં પણ અમોને મોટે ભાગે મુસાફરી દરમ્યાન કુમળી ચાહ યા નહિ તો અમારી સાથનાં વેલાતી ટીનનાં દુધની ચાહ મળતી, તેથી જ્યારે તાજું દુધ મળે ત્યારે તેની બનાવેલી ચાહ એક મોજ સમાન થઇ પડતી. બપોરનું રાંધી ખાઈ આરામ લેવાની તૈયારી કરતાં હતાં તેટલાં અમારા ચારવાદારે આવીને અમોને ખબર આપી કે તે આજે સાંજે સાડા ચાર વાગે જલદી કુચ શરૂ કરશે. તેનું કારણ તેણે એ જણાવ્યું કે વચમાં આવનાં કમારેજ ગામની મંજલ કીધા વગર સીધાં અમોને કાઝરૂન લઈ જવા તે ચાહતો હવો કે જેથી ત્યાં બે દિવસ રહેવાના

મળી શકે. આ ગોઠવણ અમોને પણ ઘણી પસંદ પડી, કારણ કાઝરૂનથી શાહપુર શહેર જોવા જવા અમોને પુરતો વખત મળી શકે. ગોઠવણ મુજબ અમોએ સાડા ચાર વાગે વંજાર સાથે ચાલવું મુકર્યું.]

વળી પાછાં ગણતાં ગણાય નહિ તેટલા બુલંદ અને ભયાનક પહાડો અને ખિણો વચ્ચે અમે દાખલ થયાં. સાંજે સુરજ અસ્ત પામતાં ઘણું અંધારૂં થઇ ગયું, કારણ હવે ચાંદરણું મોડેથી પડતું હતું. એવે વખતે અમારી વંજાર નદીને કીનારે પસાર થતાં એક વખત એવે ઠેકાણે આવી પહોંચી કે જ્યાં ચોમેર ઉંચા પહાડોની દીવાલ બાંધી લીધેલી હોય તેવા એક ઘેરાવાની જગામાં એક છાવણી હતી. તુરતજ તેમાંથી પાંચ, સાત તોફાંગચીઓ બહાર નિકળી આવ્યા અને વંજારને આગળ વધતી અટકાવી. ચારવાદાર સાથે તેઓને બોલાચાલી શરૂ થઇ અને હાથા હાથી ઉપર આવી જાય તેવો કાંઈ મામલો થઇ પડ્યો. પછી જણાયું કે તોફાંગચીઓ યાને બંદુકવાળાઓ વંજારને આગળ જતી અટકાવી કહેતા હતા કે હજી ઘણુ સકાળું હતું અને તેઓ સાથે આવશે નહિ. સાથે સાથે તેઓ ઉમેરતા કે રસ્તે લુટારાઓની બ્હીક ▪ માટે અમારેથી તેઓને લીધા વગર જવાય નહિ. જ્યારે નવી મંજલેથી અમારી વંજાર ઉપડે ત્યારે થોડે થોડે રસ્તે તોફાંગચીઓ હમેશ સાથે આવતા ને પાછા પોતાની જગા આવે ત્યારે બીજા નવાઓને વંજારનો હવાલો આપી પોતે છુટા પડતા. કોઇ વખતે એક રાતમાં બે ત્રણ તબકકે જુદાં જુદાં માણસો બદલાતાં એટલે જુનાઓ અમારેથી રૂખસદ લેનાં બખ્શીશ માગતા અને અમે પણ ખુશીથી દરેકને એકેક, બબે• કરાન આપતાં. હવે જણાયું કે જો મુસાફરો ત્રણ તુમાન એટલે દશ રૂપીઆ આ તુફાંગચીઓને બખ્શીશ આપે તો બધું સમાધાન થાય ને તેઓ અમોને ખોટી કીધા વગર અમારી સાથે સાથે આવે. અમે તુરત ગજવાંમાંથી ત્રણ તુમાન કાઢી આપ્યા અને તેની એવી તો અસર થઈ કે ગડબડ સડબડ બધી દપટ પડી અને થોડાજ વારમાં એ નવા સપેહસાલારોની રાહબરી તળે અમે કુચ શરૂ કરી.

થોડાંક દુર જવા પછી બે તરફ ઉંચા પહાડ અને તેની વચ્ચેની સાંકડી ખિણમાંથી વહેતાં પાણીની વચ્ચેથી આમારી વંજાર પસાર થવા મોડી. પાણી આશરે એક ફુટ યા કોઇક ઠેકાણે જરા વધુ હતાં એટલે ખચ્ચરના ચાલવાથી પાણીના છાંટાં ખુબ ઉડતા હતા. હવે આ વખતે અંધારૂં ઘણું હતું અને પથ્થરો અને કાંકરાઓથી ભરેલી જમીન હોવાથી ખચ્ચરો ઘણાં ધીમે કદમે આગળ વધતાં હતાં. અંધારાંને લીધે તથા બેઉ બાજુ જાણે આસમાનસે લાગે તેવા પહાડો હોવાથી ઘણું બીહામણું લાગતું હતું. અમે અમારાં ગજવાંમાંથી ટૉર્ચ લાઇટ કાઢી સળગાવી અને પાણી ઉપર તેની રોશની ફેંકવા માંડી. તુરતજ ચાર વાદારે અમોને તેમ કરતાં અટકાવ્યાં અને જણાવ્યું કે પાણીમાં રોશની પડવાથી જાનવરો ચોંકશે તો નાસવા માંડશે. એટલે અંધારાંમાંજ ખુદાતાલા ઉપર ઈતબાર રાખી અમે આગળ ચાલ્યાં. એકાએક અમારી આગળનું એક ખચ્ચર ઉભું રહી ગયું અને આગળ વધવાની જગા નહિ હોવાથી અમે અટકી પડ્યાં. ત્રણ ચાર માણસો દોડી આવ્યાં અને જોય છ તો નાના જેવા બે ખડકની વચ્ચે ખચ્ચરનો નાલ સાથે પગ અટકી બેઠેલો હતો. તે બહાર નિકળે નહિ. આખરે ત્રણ જણે મળી સંભાળીને પગ બહાર ખેંચી કાઢ્યો કે અટકી પડેલી આખી વંજાર પાછી ચાલતી થઇ. આ સાંકડી જગા પસાર કરી આશરે એકાદ કલાકમાં અમે પાછાં પહાડ ઉપર આગળ વધવા લાગ્યાં. ધીમે ધીમે હવે ચાંદરણું નિકળવા માંડવાથી જરા હિંમત આવતી ગઇ પણ તેમ તેમ ચઢાણ વધુ અને વધુ બ્હીકટ થતું ચાલ્યું.

એવી રીતે પહાડોનાં ઉંચાણુ ઉપર ચઢવાની જગાઓની કાંઇ આપણાં હિન્દુસ્તાનમાં નવાઇ નથી, તોપણુ મરી હીલ્સ, કાશ્મીર, ખાઇબર પાસના મારા જાતી અનુભવ ઉપરથી હું કહીશ કે કોટલ ઇ મલુ, કોટલ ઇ કમારીજ, તંગ ઇ તુર્કાન, કોટલ ઈ દુખ્તર, અને કોટલ ઇ પીર ઇ ઝન જેવાં સાંપની માફક આડી અવળી વળાણુ લેતાં પહાડી ચઢાણો જે બુશાયરથી શીરાઝની વચ્ચે આવે છે, તે વધારે મુશ્કેલ છે. વળી અધુરામાં પુરૂં ઘોડા, ખચ્ચર, ગધેડાં અને ઉંટની ચાલુ આવજાવ અને લડાઇ પુરી થવા પછી મરામતની ગેરહાજરીને લીધે રસ્તા એટલા તો ખણાઇ ગયલા તથા કોઇ કોઇ ઠેકાણે નાના મોટા પથ્થરોથી ભરાઇ ગયલા છે કે બીચારાં જાનવરોને પગ મુકીને આગળ વધવાની પણુ સીધી જગા રહેતી નથી. માણુસોની માફક જાનવરોને પણુ જે આદત પડી ગયલી હોય તે સહેલાઈથી છોડાય નહિ. મોટે ભાગે ખચ્ચરોને પહાડની બાજુને બદલે ખિણુની તરફ ચાલવાની ટેવ વધારે પડેલી અને તે લોકની ચાલથી ત્યાં પગથી પડી ગયલી તે ઉપરથીજ તેઓ ચાલે. આપણાં ખચ્ચર પર બે બાજુએ બે કજાવા બાંધેલા એટલે જ્યારે પણુ ખચ્ચરો પોતે કીનારી કીનારીએ ચાલે ત્યારે એક કજાવો તો જાણે બહાર ખિણુની અંદર લટકતો હોય તેમ થઇ પડે. વારે ઘડીએ ચારવાદારને અમે અંદરથી ચલાવવા કહીએ તો થંડે કલેજે તે જવાબ આપે કે "હીચ હરકત નીસ્ત" એટલે "કાંઇ પણુ ફીકર નથી." આપણો કજાવો જ્યારે ખિણુની નજદીક હોય ત્યારે નીચે ઉંડાણુમાં જોતાં આંખે ચિત્રિ આવી જાય પણુ આ ભલા માણુસો રાત દિવસની ટેવથી એવા ધાડી છાતીના થઇ રહેલા કે આપણી ધાસ્તીનો એ લોકોને ખ્યાલ આવેજ નહિ. આપણા હોસ કોસ ઉડી જાય કે જરા જો ખચ્ચર એવામાં ઠોકડ ખાય કે કજાવાની રસી એકાએક છુટી જાય યા કાંઇ પણુ સેતાન ચોઘડ્યું બની જાય તો બોલ બોલતાંમાં ઉંડી ખિણુમાં પડી કબરવાસ થવા પામીએ.

વંજારનાં માણુસોની ચાલચલણુની મેં આગળ પણુ તારીફ કરી છે અને ખચીત આવી મુશ્કેલ મુસાફરીના વખતમાં એ લોકોની પણુ અમોને ભારે હિમત હતી. જરાજરામાં ચાલતાં ચાલતાં આપણી ખેર આફીયત પુછતા રહે, આપણો કજાવો તપાસતા રહે અને જરા એકાદ બાજુ વજન ઓછું વત્તું હોય તો તુરત ખચ્ચર ઉભું રાખી સીધું કરે અને આપણી સાથે ઘણાં માનથી તથા ઉંચી નજરથી વર્તે. જ્યારે વખત નહિ જાય ત્યારે અમે મોટે ભાગે અમારાં ખચ્ચર હાંકનારને ગીત ગાવા કહીયે કે તુરતજ ભલો માણુસ મોઢેથી ગીત લલકારી મધરાતને શાંત વખતે પહાડો અને ખિણો ગજાવી મુકે. એટલા વખતમાં ફારસી ભાષાના પચીસ, ત્રીસ શબ્દો મેં પણુ ઉપાડી લીધેલા તે મારફતે એક બે ભાગા તુટા વાક્ય બોલીએ કે બીચારા તુરત સમજી જાય અને આપણો હુકમ બજા લાવે.

હવે ઉપર જણાવ્યુ તેમ કાઝરૂન જલ્દી પુગવાને ખાતર અમે કુમારીજ ગામમાં મંજલ નહિ કીધી હતી. પણુ કરેલી ગોઠવણુ પાર પડી શકી નહિ. પાછલી રાતે પાંચ વાગે રસ્તાની વચે ચારવાદારે જાનવરો એકાએક ઉભાં રાખી દીધાં અને જણાવ્યું કે જાનવરો એકદમ થાકી ગયાં છે, તેથી તેઓને ચાર પાંચ કલાક આરામ આપ્યા વગર છુટકો નથી. હવે આ તબક્કેથી કાઝરૂન શહેર ફક્ત સાડા ચાર માઇલ દુર હતું. પણુ બૉડી ગાર્ડોની ગેરહાજરીમાં અહિંથી વંજારથી છુટાં પડી એકલાં ત્યાં જવાય તેમ નહિ હતું. આ માટે અમારે કાઝરૂન જઇ ત્યાંથી સવારો મેળવીને જવા વગર છુટકો નહિ હતો, જો કે કાઝરૂનથી શાહપુર જવા માટે અમોને બેવડો રસ્તો કાપવો પડે તેમ હતું. આગળી સાંજે ચાર વાગેનાં ઉપરેલાં એટલે લાગત તેર કલાક કુચ કરતાં દિલ ભાગી જતું હતું, છતાં કાઝરૂન જલ્દી

જો જઇએ તો ખંડીએરો જોવા જવાને બની શકે, માટે તેને સમજાવ્યો કે કાંઇબી કરીને એટલો રસ્તો પુરો કરી કાઝરૂનમાંજ મંજલ કરે. પણ અમે જોઇ શકતાં હતાં કે તેનો વાંક નહિ હતો. અમારી માફક તે કાઝરૂન જલ્દી જવા આતુર હતો, કારણ ત્યાં તેનું ઘરબાર હતું, પણ તેર કલાકની ચાલથી બીચારાં ખચ્ચરો નસીશ થઇ ગયાં હતાં. આખરે હછ અંધારૂં હોવાથી અમે ઠજાવામાંજ પગ વાળી સુતાં અને બે કલાક તેમ પસાર કીધા.

સહવારે ચારવાદારે અમોને થોડે દુર આવેલો એક બગીચો દેખાડી ત્યાં ઝાડ તળે આશરો લેવા કહ્યું. આ બગીચો ખરેખર સુંદર અને મેવાનાં ઝાડપાનથી ભરેલો હતો. ત્યાં જઇ એક મોટાં ઝાડની નીચે બિછાનાં પાથર્યાં. નજદીકમાંજ ચુલો સળગાવી ચાહે-પાણી તથા ખાવાનું રાંધીને તૈયાર કીધું. જેમ જેમ તડકું દિલ ઉપર આવે તેમ તેમ બિછાનાં ખસાડ, મુક કરી બપોરે સુતાં. ઝાડની નીચે ચોખી હવામાં ઉંઘ તો ઘણી આવે પણ કીડીઓ એટલી બેજાર કરે કે અર્ધાં સુતાં, અર્ધાં જાગાં એમ કરતાં ચાર વાગ્યા અને ચારવાદારના બોલાવવાથી બિછાનાં જમીન ઉપરથી ઉચકી થોડાંક દાડમનું પોટલું બાંધી લઇ આખા દહાડાની જુદાઇને લીધે અમારેથી વીછુલાં પડેલાં અમારાં ખચ્ચરોને જઇ મળ્યાં. થોડા વખતમાં વંજારે ચાલવા માંડ્યું અને સાંજે બતીને વખતે અમે કાઝરૂનમાં આવી પુગ્યાં.

બુશાયર છોડ્યા પછી આ સૌથી મોટું ગામ આવ્યું હતું અને અહિં આશરે બાર હજાર માણસની વસ્તી છે. રસ્તા તેમજ મકાનો, બજારો વગેરે કંગાલ અને ગંદીલાં છે, પણ મોટું ગામ હોવાને લીધે ખાધખોરાકી સારી મળી શકે છે. અમે તારખાનામાં ઉતારો લીધો અને રાંધવાની કડાકુટ બચાવી નાન કવાબ તથા કર્નુબર બજારમાંથી મંગાવી જમી લીધું. હવે અમે શાહપુર ખાતેનાં અસલી ખંડીએરો જોવા માટે આતુર હોવાથી તેનાં સંબંધી ગોઠવણ કરવા માંડી. કમનશીબે વંજાર રસ્તે અટકી પડવાથી આખો દહાડો તો ફોકટ ગયો હતો. અમો તારખાનાંમાં માળ ઉપર રહેતાં હતાં અને ત્યાંથી દોઢ માઇલના અંતર ઉપર લશ્કરી છાવણી મારેલી હતી. અમોને ખબર મળી કે લશ્કરના વડા પાસે મોટર છે તેમાં જો ખંડીએરો જોવા જવાની ગોઠવણ થાય તો બીજે દહાડે બપોર સુધીમાં ત્યાંથી પાછું ફરી શકાય. રાતના સાડા આઠ વાગાનો સુમાર હતો અને અમે છાવણી તરફ જવા ઓવરકોટ વગેરે પહેરી હાથ ફાનુસ સાથે બહાર પડ્યાં. બુશાયર છોડ્યા પછી ૭ દહાડામાં ઋતુમાં ભારે ફેરફાર થઇ ગયો હતો. જ્યારે બુશાયરમાં ગરમીથી જીવ ગભરાતો હતો ત્યારે હવે અહિં ટાઢીથી શરિર ધ્રુજતું હતું. સપાટીથી અમે આટલા વખતમાં સાડા ત્રણ હજાર ફીટ ઉંચે ચઢી આવ્યાં હતાં. લશ્કરી છાવણીમાં આવી પુગતાં અહિંનાં લોકોની હમેશની પરોણાગતની રૂઢી મુજબ ચાહેનાં કપોથી અમોને આવકાર દઇ જ્યારે અમારી મુલાકાતનું કારણ લશ્કરના મુસલમાન કેપ્ટનને સંભળાવ્યું ત્યારે તે ઘણો દલગીર થયો કે તેનો શોફર બિમાર હોવાથી ગામ ગયો છે અને કોઇને મોટર હાંકતાં આવડતી નથી પણ જો ઘોડા જોઇએ તો તે ખુશીથી આપશે. અમારા ચારવાદારે અમોને જણાવ્યું કે રાતે બે વાગે તે કુચ કરવા માગે છે. અમે વાંધો લીધો અને તેને એક દહાડો વધુ થોભવા જણાવ્યું પણ તેણે હઠ લીધી કે તેને શીરાઝથી લગણો કાગજ મળ્યું ▪ તેથી તે બીજે દહાડે ત્યાં પુગવા માગે છે. જો તેમ વખતસર તે જઇ પુગે તો તેને એક વેપારીનો માલ ભરી બુશાયર પાછા ફરવાનું બની શકે. આખરે કશું નહિ વળતાં અમે શાહપુર શહેરની મુલાકાતની આશા છોડી અને તારખાને પુગ્યાં.

અહિં તારખાનાનો વડો આરમીનીઅન બિમાર હતો અને બીચારાને બે, ત્રણ જાતની ફર્યાદ હતી, પણ જંગલની વચ્ચે સારા ઉપાયો લેવાને તેને બનતું નહિ હતું. અમારી

પારસે તારખાનાઓમાં ઉતરવાની જે પાસ હતી તે ઉપર 'ડૉકતર ધાલા અને પાર્ટી' એવું લખેલું તેથી આ ગૃહસ્થને ઉમેદ આવી કે એક ડૉકતરની એવણને મદદ મળી શકશે. તેમનાં ધણીઆણીએ આવીને માગણી કીધી કે ડૉકતર સાહેબે મહેરબાની કરી આવીને તેણીના ધણીની હાલત તપાસી કાંઇ ઉપાય ફરમાવવા. અમે તેવણની સાથે ગયાં અને જ્યારે બીચારાએ જાણ્યું કે તબીબની મદદ મેળવવાની તેની ઉમેદ પાર પડી શકશે નહિ ત્યારે તેઓ બહુ નિરાશ થયા, પણ અમોએ તેમને ઘણો સધ્યારો આપ્યો અને અમારી પાસની દવાના જથ્થામાંથી તેમને કારગત લાગે તેવી ભરવાની તથા પીવાની દવાઓ આપી. ચારવાદારે અમોને ખબર આપી હતી કે રાતે બે વાગે તે અમારાં ખચ્ચરો લઇ લેવા આવશે. તારખાનાંથી તેણે વધુ દુર મંજલ કીધેલી હોવાથી આવી ગોઠવણ કરવાની ફરજ પડી હતી અને અમારો સઘળો અસ્બાબ પણ તારખાનામાંજ ઉતારેલો હતો.

રાત જતાં કાંઇ વાર લાગી નહિ અને બે વાગે કહેલું તેને બદલે એક વાગામાં ખચ્ચરોના ઘાંટનાં અવાજેએ અમોને બેદાર કીધાં. બારણું ખોળતાં ચાર માણસો ઉપર આવ્યાં અને સામાન નીચે ઉતારવાની ધમચકરી ચાલી રહી. રાતે સુતી વખતે ચાહ બનાવી ચમોસો અમે ભરી રાખી હતી તેથી કકડતી ઠંડીમાં અમે ચાહ પી જરા ગરમી મેળવી પાછું હંકારવા માંડ્યું. એ વખતે અમારાં બેસવાનાં તથા માલનાં મળી દશ ખચ્ચર તથા ચાર માણસો હતાં બાકીની વંજારને માટે અમોને કહેવામાં આવ્યું કે તે ચાલતી થઇ અને રસ્તે જતાં તેને પકડી પાડીશું. આ ખબર સારી નહિ હતી કારણ એમ કીધાથી મધરાતને વખતે અમે એકલાં પડી ગયાં હતાં. પણ અમારાં માણસોએ અમોને હિંમત આપી અને દોઢ કલાકના અરસામાં અમે કાફલાની સાથે થઇ ગયાં.

તદન સાંકડા પહાડો ઉપર અમારો કાફલો ચઢતો હતો તેવામાં જબરૂં કિલ્યાણ સંભળાવા લાગ્યું અને તુરત અમારાં જાનવરોને ઉભાં રાખી દેવામાં આવ્યાં. થોડાજ વખતમાં સામેથી સાતસો ઉંટની વંજાર આવી લાગી. અમે પહાડની કઠણ આગળ અંદરથી દબાઇને ઉભાં અને બિજુની બાજુએથી ધીમે ધીમે પેલી વંજાર પસાર થવા માંડી. એક તો સાંકડી જગા તેમાં અમારાં ખચ્ચર ઉપર બન્ને બાજુએ માલ લાધેલો એટલે જાણે ખચ્ચરનાં કુદરતી દિલ કરતાં ત્રણ ગણી જગા તેઓ રોકે અને તેજ માફક ઉંટો પોતાના અસ્બાબને લીધે તેથી વધુ જગા રોકે એટલે પસાર થતાં ઘણીજ મુશ્કેલી પડે. જેમ માણસો જબરાં હિંમતવાન થઇ રહેલાં તેમ જાનવરો પણ પોતાનો જાન સંભાળવા એવાં શિખી રહેલાં કે કીનારે કીનારેથી ઉંટો સંભાળીને ચાલે કે રખે જરા પગ લપસી જાય તો નીચે બિજુની ઉંડાઇમાં જઇ પડે. એવે વખતે અમારાં ખચ્ચર પણ જરા ભડકે યા મસ્તી કરે તો જોવા જેવું થઇ જાય. એટલે દમ ઉંચો રાખી ફરી હીલચાલ કીધા વગર અમે બેસી રહ્યાં. સાતસો ઉંટ કદમ કદમે આપણી આગળથી પસાર થઇ જાય તે કાંઇ સહેલું કામ નહિ, એટલે આશરે પોણો કલાક થયો ત્યારે આખી વંજાર ખલાસ થઇ અને અમે પાછાં આગળ વધી શક્યાં. થોડુંક દૂર જતાં ચઢાણું વધારે ઉંચું આવવાથી વળી પાછી ખચ્ચર ઉપરથી ઉતરી પગે ચઢવાની અમારી વારી આવી. હવે તો માહવરો પડી રહેલો એટલે તુરત નીચે ઉતરી આશરે દોઢ માઇલનો રસ્તો પગે ચઢી પસાર કીધો.

સહવારે સાત વાગે પુલાબ ગીરીન નામની એક ખુશનુમા જગાએ અમે મંજલ કીધી. નજદીકમાંજ સફાઇદાર પાણીનો ચસ્મો હતો. તેની પાસેજ એક ઝુપડું દેખાયું જેમાં

ઘાસ ભરેલું હતું. તે માટે એક જણને પુછતાં ભાડે આપવાની તેણે ખુશી બતાવી અને અમોએ પાંચ કરાને એટલે દોઢ રૂપિયે તે ભાડે મેળવ્યું. તેણે ઝાવલું સાફસુફ કરી આપ્યું અને તેમાં અમોએ દિવસ ગુજાર્યો. એ રીતે હવે અમોને વારે ઘડીયે ઝુપડાં ભાડે લેવાનો વખત આવી લાગ્યો. દરેક મંજલે એજ રીતે પાંચ કરાન કે એક તુમાન કે બે તુમાને એક દિવસ યા એક રાત માટે એમ ભાડે લેતાં આવ્યાં. એટલે જે ગામોમાં તારખાનાં યા કૅરેવનસરાની સગવડ નહિ હોય તેનો કાંઈ મુંઝારો નથી. દરેક ઠેકાણે લોકો એ રીતે પોતે બહાર નિકળી પોતાનાં ઝુપડાં ભાડે આપી થોડીક કમાઇ કરવા આતુર રહે છે. વળી કોઈ ઠેકાણે તો એવું પણ બની શકે છે કે ઝાવલાંનો માલેક કીફાયત ભાવે ગામમાં ખોરાકીની જે ચીજો મળે તે મુજબ આપણને રાંધી ખવારે છે. જ્યાં એવી સગવડ મળી શકે ત્યાં ખચિત તેનો લાભ લઈ મુસાફરે આસાયશ લેવી સારી છે. અમોને પુલાબ ગીરીનમાં બે જાતનાં નાન મળ્યાં કે જેવાં મોટે ભાગે ઘણે ઠેકાણે મળે છે. એક તો જાડાં નાન જે આપણને હિન્દુસ્તાનમાં પણ મળી શકે છે, તેથી તો આપણે વાકેફ છીએ. તે ઉપરાંત જવના આટાનાં પાતળી પાપરી જેવાં પણ ઘણાં મોટાં મળે છે. સુપરાં કરતાં મોટી લોહડી કરીને ચુલા ઉપર ઉંઢી ચઢાવી આ નાનને ભુંજે છે. એ પાતળાં નાન મહિનો બે મહિના સુધી ચાલે છે અને તેના નાના ટુકડા કરી સૌ કોઇ રાખે છે ને ખાતી વખતે તેની ઉપર થોડું પાણી છાંટે છે કે જરા નરમ થાય. વળી તહેરાન જેવાં મોટાં શહેરોમાં એક ત્રિજી જાતનાં નાન મળે છે. આ નાન ઘણાં જાડાં અને મોટાં પણ તે બીસકીટનાં જેવાં કડકાં અને સવાદદાર હોય છે. એ પણ મહિનાથી ૭ મહિના જેવાં ને તેવાં કડકાં રહે છે અને મુસાફરીમાં ઘણાં ઉપયોગી થઇ પડે છે, જયારે કોઇ મંજલે ખાવાનું કાંઇ મળી શકે નહિ યા તો હજમ થઇ શકે એવો સોજો ખોરાક કેઠે નહિ મળે તેવે વખતે થોડાક ટુકડા ખાઇને પાણી પીજીએ તો ઘણો સંતોષ મળે છે.

હવે અમારાં ઝુપડાંની નજદીકનાં નિચાણમાં અમોએ પહાડ ઉપર કોતરેલો ચિતાર જોયો, જે નક્ષે તેહમુરને નામે ઓળખાય છે. એમાં દુનિયાને ધ્રુજાવનાર પાદશાહ તેમુરલંગ ખુરસી ઉપર બેઠેલો નજરે પડે છે. તેના પગની આગળ એક વાઘ લાંબો થઇને પડેલો છે કે જેનાં દિલની ઉપર શાહે હાથ મુકેલો છે બાજુંએ બે ચોબદાર ઉભેલા છે અને શાહને હુકો ભરી આપે છે. તેની નજદીક જે રીતે આપણી તરફ કાકાતઉઆનું પાંજરૂં હોય છે તેવા સળિયા ઉપર બેઠેલો સાંકળે બાંધેલો એક કાકાતઉઓ છે. આ તાકથી થોડેજ દુર અસલ મહેલ હોવો જોઇએ પણ હાલ તે તદન બીસ્માર હાલતે ખંડીએર બની પડેલો છે. જ્યાં આ પાદશાહનાં કોતરકામ આવેલાં છે તે જગા તરફ એકાંત આવેલું હોવાથી વંજારનાં સઘળાં માણુસો જાણે તે પાદશાહની નજરની સામેજ ખરાબ કરી જતાં હતાં. જે વખતે આ પાદશાહ જીવતો હતો તે વખતે તેનાં નામનો ત્રાસ એવો હતો કે તેની નજદીકમાં જનાર માણુસ નીચેથી ઉચું જોઈ શકે નહિ, જ્યારે આજે તેની સામે ગમે એવો બે બદામનો માણુસ ગલીચી કરે છે. જ્યાં સુધી માણુસનો દમ ચાલે છે ત્યાં સુધીનીજ સઘળી ફુંફાં છે, દમ બંધ થયો કે બધી ધાંધલ ધરપચ ખલાસ. આગળી રાતે પહાડ સાથે અથડવાથી મારા બેટાનો કજાવો ભાગી ગયો હતો. તેનું ટળીચું પડી જાય તેમ થઇ રહ્યું હતું, પણ તેને મજબુત દોરડાં બાંધેલાં હોવાને લીધે જીલાઈ રહ્યું હતું. સારે નશીબે પુલાબ ગીરીનમાં નવો કજાવો મળવાથી તે અમે વેચાતો લીધો અને જુનાને રૂખસદ આપી.

આખો દિવસ ઝુપડાંમાં રહી સાંજનાં એ જગે એકલાં રહેવામાં સલામતી નહિ હોવાથી અમે અમારી વંજાર આગળ જઇ બેઠાં. અમારી વંજાર છેક રાતે બે વાગે ઉપડનાર હોવાથી

ઘાસ મારતી અને ગોબર વગેરેથી ભરેલી જગામાં બિછાનું કરી અમોએ સખત ઠંડીમાં ચોગાનમાં રાત તોડી પાડી. રાતને વખતે હમેશાં એક બીજાંથી દુર દુર નહિ પણ નજદીક રહેવામાં વધુ સલામતી હોવાથી જ્યાં ખચ્ચરો હારે દોર બાંધેલાં અને તેઓનાં માણસો સુતેલાં તેની વચ્ચેજ અમે પણ સુતાં. ખચ્ચરોને એવે ઠેકાણે બાંધવાની રીત એ હોય છે કે ચાલીસ, પચાસ ફીટ લાંબુ દોરડું સીધુંને સીધું જમીન ઉપર મુકી તેને ખટકે ખટકે લોખંડની મેખોથી જમીન સાથે મજબુત કરે છે. ત્યાર પછી દરેક એક એક ટુંકા દોરડાથી ખચ્ચરના પાછલા પગ બાંધી તે દોરડું પેલાં મોટાં દોરડાં સાથે બાંધી લેએ છે. એ મુજબ જેટલાં ખચ્ચર તેટલાં દોરડાંના ટુકડાથી તેઓને બાંધે છે. કોઈ વખત તક મળવે કોઇ ખચ્ચર ગોળ ફરીને રાતે અમારી નજદીક આવી જાય તો રખે તેની લાત લાગે તેથી બહીવું પડે. વળી કુદરતી રીતે આટલાં બધાં જાનવરો આપણી નજદીક બંધાય એટલે ઘાસ વગેરેને લીધે રીતે ઘણો કંટાળો લાગે. મધરાતે ચાલુ મુકતાં એક ઠેકાણે બે પહાડો વચ્ચેની એક પાસ એટલી સાંકડી આવી કે અમારો કજાવો તેની વચ્ચે અટકી બેઠો. અમે તુરત નીચે ઉતર્યાં અને કજાવાને ખચ્ચરની પીઠ ઉપર નીચે ઉતારી એક એક છુટો ઉચકીને કેટલેક છેટે માણસો લઇ ગયાં અને પછી જ્યારે રસ્તો પાછો પહોળો આવ્યો કે કજાવા પાછા બંધાયા અને અમે સવાર થઇ આગળ વધ્યાં.

પોણો કલાક ભાગ્યેજ પસાર થયો કે અમોને ઉતરીને પગે ચાલવાનું ફરમાન મળ્યું. અમોએ શકેતા મુજબ ચાલવા માંડ્યું, અને અમારાં ખચ્ચરોને થોડાક લાંબા ઘેરાવાને જુદે રસ્તેથી અમારી પુઠે ચારવાદારો લાવતા હતા, તેવામાં આઠ દશ ખચ્ચરો કોઇ કરણમાંથી રસ્તો લઇ એકલાં અમારી નજદીક આવી લાગ્યાં. અમે તેઓને ઉભાં રાખવા મોટે મોટે "હોશ, હોશ," કરી બુમ પાડીએ, પણ તેઓ તો ગાંડા હાથીની માફક અમારી દિશ ઉપર ધસી આવ્યાં. રખે તેઓની પીઠ ઉપર બન્ને બાજુએ લાદેલો સામાન અમોને લાગે તેની બહીકથી અમે જેમ બને તેમ પહાડની બાજુએ સંકોચાઇને ઉભાં, ત્યારે તેઓ લટક લટક કરતાં અમારી પાસેથી પસાર થઇ ગયાં અને અમારો રસ્તો મોકળો થવા પામ્યો.

ખચ્ચર ચાલતું હોય, અને આપણે તેને ઉભું રાખવા માગીએ તો જેમ "હોશ, હોશ" બોલવાનું તેમ જ્યારે તે ધીમું ચાલે ત્યારે હોઠ બીડીને ઉંઉંઉંઉંઉં કરી લંબાણ અવાજ ગળામાંથી કાઢીએ તો કદમ ઉપાવે.

થોડેક વખતે પાછાં ખચ્ચર ઉપર સવાર થઇ ચાલુ મુક્યું તે છેક દશ વાગે મીયાન કોટલ ખાતે મંજલ કરી ત્યાંની કૅરેવનસરામાં ઉતારો લીધો. બપોરે ઉંઘાઇને ઉઠતાં ખબર મળી કે પાસેના પહાડ ઉપર આગલી રાતે ટપાલ લુટાયો, તેમજ ટપાલની ગાડી ઉપર ચાર મુસાફરો હતા તેઓ પણ લુટાયા. આ લુટાયલા માણસોએ અમારી કૅરેવાનસરામાં ઉતારો લીધેલ હતો અને પોતા ઉપર વીતેલી સઘળી કહાણી અમોને કહી સંભળાવી. આ માણસોમાં એક સીંધનો રહીશ હતો જે આગળ કરાંચીની મદ્રેસામાં શિખેલો હતો. તેના પગમાં બુટ કે માથાં ઉપર ટોપીની જાત નહિ હતી. બીજાઓમાં બે મુસલમાન અને એક રશીયન હતો જેમની હાલત પણ તેવીજ હતી. લુટારાઓ બીજો સામાન લુટી નહિ ધરાતાં પોતાને ટોપી, બુટની જરૂર હશે તે પણ આ લોકો પાસેથી લઇ લીધાં ને તેઓને ઉઘાડે માથે અને ઉંઘાડે પગે જતા મુક્યા. અમારી મુસાફરી શરૂ કીધા પછી આ વધાઇ પહેલીજ હતી અને સૌ કોઇ વમાસણમાં પડ્યાં, કારણ અમોને તેજ રસ્તે આગળ વધવાનું હતું. સાંજ પડતાં શીરાઝ તરફથી નિકળેલી એક વંજાર સલામત આવી પુગી. ત્યારે બધાં ખુશી થયાં

કે હવે રસ્તો સાફ થયો છે અને અમો સલામત પુગી જઇશું. એ લુટારાઓની વાત એવી છે કે જે જગે એક કલાક ઉપર ચોરી થાય તે જગેથી બીજેજ કલાકે આવનાર વંજાર સલામતીથી પસાર થઇ શકેછે, કારણ લુટારાઓ એટલા હુસ્યાર [illegible] કે તેજ જગે નથી રહેતા. કદાચ તેઓને પકડવા કોઇ આવી લાગે એ ધારતીથી તેઓ લુટેલો અસ્બાબ ઘોડા ઉપર લાદી પોતાને અઠેકે તુરત નાહસી જાય છે. એવી રીતે લુટાવાની કાંઇ નવાઇ નથી. પણ જ્યારથી બ્રીટીશોનાં વડપણ હેઠળની સાઉથ પર્શન રાઇફ્લસની જાણીતી લશ્કરી ટુકડી જગે જગ રાખવામાં આવી હતી ત્યારથી ચોરી લુટફાટનો અટકાવ થયો હતો. પણ આપણે ઉપર જોયું તેમ કમનશીબે બન્ને સરકારો વચ્ચે ગેરસહમજુતી થવાથી આ ટુકડી વીખેરી નાખવામાં આવતી હતી, તેવામાં આ બનાવ બનેલો હોવાથી જ્યારે બ્રીટીશની તરફેણવાલાઓ કહેતા કે હવે બ્રીટીશનો મજબુત હાથ દૂર થવાથી એથી બદતર મામલો ઉભો થશે, ત્યારે બ્રીટીશોની વિરૂધવાલા તેનો જુદોજ જવાબ આપતા. દાખલા તરીકે જ્યારે અમે શીરાઝ પુગાં ત્યાં એ ટપાલ લુટાવાના બનાવના સંબંધમાં કેટલાક કેળવાયલા મુસલમાન ગૃહસ્થો અમોને એવું કહેતા કે એ તો આગળ રહીને અમોને દુનિયામાં ફીણું લગાડાવવા બ્રીટીશોએ એવી રીતે ટપાલ લુટાવ્યો, તો વળી બીજા કહેતા હતા કે લશ્કરી ટુકડીનાં જે માણુસોને રજા આપી હતી તેઓનુંજ એ કામ હતું. ચોર લુટારાઓની વાતમાં મોટે ભાગે આખો દહાડો પસાર થઇ ગયો, અને સાંજ પડતાં અમારી વંજાર જે જગે હતી ત્યાંજ જઇને બેઠી. ચારવાદારોએ જંગલમાંથી કાંટા, ખુટરાં વગેરે લાવીને સળગાવ્યા હતાં તેની આગળ તાપણું કરી ખુલ્લા આકાશ તળે અર્ધું શરિર કજાવામાં અને અર્ધું બહાર રાખી અમે આરામ કીધો અને રાતે એક વાગે ઉપડ્યાં.

એક તો કજાવેમાં બેસવાની જગા નાની તેમાં હવે સખ્ત ઠંડીને લીધે ઓવરકોટ પહેરીને બેસીએ તથા સાથે એક એક બન્નુસ ઓઢીએ એટલે અગવડમાં પુરી અગવડ થાય અને હાથ પગ હીલવવા મુકવાની ખુબ અકડ વકડ થાય. થોડો વખત ઉપરવાને થયો કે વળી અમોને પાછું ઉતરી પગે ચઢાણ ઉપર જવાનુ કહેવામાં આવતાં પોણો કલાક પગે ચાલી પહાડની ટોચે જઈ પુગાં. અહિં જોઇએછ તો અમારૂ ખચ્ચર આગળ નિકળી ગયલું. હમેશ જ્યારે ચઢાણ ઉપર જઇએ ત્યારે ચારવાદારનાં કેટલાંક માણસો ઝડપમાં દોડી જઇ ઉપરની ટોચ ઉપર જ્યાંથી આપણને પાછું બેસવાનું હોય ત્યાં ઉભા રહી માલનાં જાનવરોને આગળ વધવા દેએ અને આપણાં સવારીનાં ખચ્ચરને પકડીને આપણે ઉપર જઇ પુગીએ ત્યાં સુધી અટકાવી રાખે. તેમ કરતાં કાંઇક ગફલતી થતાં બીજાં જાનવરોની સાથે અમારૂં ખચ્ચર આગળ ચાલી ગયલું એટલે વળી થોડોક રસ્તો અમે પગે ચાલતાં રહ્યાં, ને જ્યારે માણસો દોડી જઇ, ખચ્ચરને પકડી લાવ્યાં ત્યારે અમે પાછાં સવાર થઇ શક્યાં. એમ કરતાં બે કલાક નિકળી ગયા કે કહેવામાં આવ્યું કે વળી ઉતરીને ચાલો. પણ અમોને સધ્યારો આપવામાં આવ્યો કે ઉતરાણ હોવાથી અમોને હવે ભારી નહિ પડશે. ઉતરાણ પણ તેબી મુશ્કેલ, તે છતાં બેકાદ માઇલ ચાલ્યાં ને પાછાં કજાવેમાં બેઠાં.

સહવારે અમે સાડા આઠ વાગે દશતરઝનમાં મંજલ કીધી. ગામથી અર્ધા માઇલને છેટે પાણીના વહેતા ચશમાની આગળ ઝાડ પાનની ઘણી સુંદર ઘટા હતી અને અમે ચાહ્યું કે ત્યાં મંજલ કરે. પણ અમોને જણાવવામાં આવ્યું કે તે જગા રાતને વખતે સલામત નથી. એટલે અમે ગામ તરફજ ગયાં. અહિં ટૅલીફોન ખાતું હોવા છતાં તેનેથી માઇલ દૂર પહાડ ઉપર થોડાંક ઝુપડાં હતાં ત્યાં વંજારે મંજલ કીધી. અમારેથી એકલું

ટેલીફોનખાને જ્યાં રહેવાય તેમ નહિ હતું, કારણ દિવસ પસાર કરવા માટે જરૂર જોગો સામાન સાંમેર ધસડી જવો પડે અને મધરાતે ઉપરવાનું હોવાથી સાંજે પાછું સામાન ચસકતાં ત્યાં આવવું પડે, તેથી ત્યાંજ એક કંગાલ ઝાવલું દશ આનાને ભાડે લીધું. તેમાં રહેનારી બાઇ તથા તેનાં છોકરાંઓએ બહાર નિકળી અમોને જગા આપી, પણ તેની એક મરઘીએ તુરતનાં બચ્ચાં કાઢેલાં તે એટલી બહેંસીલી કે હાંકીએ હાંકીએ ને પાછીજ અંદર આવે, અને રાતે તો આખરે અમારી ફાંટમાંજ બચ્ચાં લઇને સુતી ત્યારે રહી, તેમજ છુટાં પડતી વખતે પોતાના ચાંચડ અને જુવા અમારાં બિછાનામાં યાદદાસ્ત તરીકે આપી મોકલ્યાં. દલાતરઝનમાં અમોને મરઘી, ઇંડાં, દુધ વગેરે મળવાથી બપોર રાત ખોરાકના સંબંધમાં અમોને ફરી અડચણ પડી નહિ. આ ગામમાં અમોને જરૂર કરતાં વધારે રહેવું પડયું, કારણ અમારી, વંજારના વડાએ એવી ખબર અમોને આપી કે ખાને ઝનીયાન નામની આવતી મંજલે જવાના રસ્તા વચ્ચે લુટારાઓની ધાસ્તી [illegible] તેથી રાતે ઉપડવું સલામત નથી. એટલે આખા દહાડા ઉપરાંત આખી રાત પણ દલાતરઝનમાં અમે પસાર કરી.

પાછલી રાતે અમોને કુચ કરવાનું ફરમાન મળ્યું. ઠંડી હવે વધતીજ જતી હતી અને તેવે વખતે બામદાદના વખતમાં મુસાફરી કરવી ઘણી મુશ્કેલ થઇ પડતી. પણ હવે બે દહાડામાં તો શીરાઝના વખણાયલા બાગોવાલાં શહેરમાં પુગવાનું હતું, એટલે તેની ઉલટમાં અમે આગળ વધ્યાં. સહવાર પડતાં આસપાસનો દેખાવ ઘણો ખુબસુરત લાગતો હતો અને જેમ જેમ સુરજ વધુ અને વધુ બહાર દેખાવ દેતા તેમ તેમ થોડી ઠંડી કમતી લાગવા માંડી. અમો એવી રીતે અમારો રાહ કાપતાં હતાં તેવામાં સામેના પહાડોની કદણમાંથી એક મોટી વંજાર આવતી જણાઇ અને થોડાજ વખતમાં અમારી ભારે ખુશાલી વચ્ચે અમોને ત્રણસો ઇરાની જરથોસ્તીઓ ખચ્ચર તથા ગધેડાં તથા કજાવેમાં બેઠેલા તથા આશરે એક સો મરદો પગે ચાલતા મળ્યા. આ કાફલામાં કોઇ કોઇ એવા હતા કે જેઓ હિન્દુસ્તાન આગળ જઇ આવ્યા હતા, જ્યારે બીજાઓ પહેલીજ વાર જતા હતા. બન્ને વંજારો સામ સામી બાજુએ ચાલતી હોવાથી અમોએ સાહેબ સલામ કરી આગળ વધવામાં સંતોષ પકડયો, જ્યારે અમારી સાથના અમારા જવાન ઇરાનીને ઓળખીતાઓ સામી વંજારમાં મળી જવાથી થોડોક વાર ખચ્ચર ઉપરથી ઉતરી તેઓ સાથ ખેર આફીઅત પુછતાં કરતાં અમારેથી તેઓ પછાત પડી ગયાં અને થોડે વખતે ખચ્ચર દોડાવી પાછા અમારી વંજારમાં જોડાવા પામ્યા. આ ઇરાની જરથોસ્તીઓ મોટે ભાગે ગરીબ હતા અને પોતાની સાથે બબે ત્રણ ત્રણ જોડી કપડાંની અને થોડાક પરચુરણ સામાનની ગાંસડી કમ્મરે બાંધી હિન્દુસ્તાનમાં પોતાની હાલત સુધારવા જતા હતા. પછી અમો જ્યારે શીરાઝ પુગાં ત્યારે અમોને કહેવામાં આવ્યું કે બીજા બસો ઇરાનીઓ બંદર અબ્બાસને રસ્તે હિન્દુસ્તાન તેજ અઠવાડયે ગયા હતા. એટલે યઝદથી બધા મળીને પાંચસો માણસો એ ટોળકીમાં હિન્દુસ્તાન રવાના થયાં હતાં. થોડેક દૂર જવા પછી ઉંચા પહાડોની અલગાર સામે આવી ઉભી અને પગે ચાલવાની પાછી વારી આવી. અત્યાર સુધી હમેશ મધરાતે યા પાછળી રાતે પહાડો ચઢવાનું અમારે ફાલે આવતું હતું. આજે પહેલીજ વખત દિવસે તેનો અનુભવ મળ્યો. ખચ્ચર ઉપરથી નીચે ઉતરતાંજ ચઢાણ શરૂ થાય તે જગે એક કાવાખાનું હતું, ત્યાં ગરમ ગરમ ચાહ પી લીધી અને પછી ચઢવાનું શરૂ કીધું. રાતને વખતે તો હમેશ જે મુજબ ચારવાદાર રસ્તો દેખાડે તેજ રસ્તે સૌ ચાલતાં પણ હવે દિવસના ઉજાસને લીધે

એક પછી એક પહાડો વટાવવાની સાંપના જેવી આડી અવળી પાસો દેખાતી હોવાને લીધે લાંબો ચકરાવો ખાવાને બદલે વચ્ચે વચ્ચેથી પહાડો કુદાવી ઉપરની પાસો ઉપર ચઢી જવાની યુક્તિ સૌએ અજમાવવા માંડી. એમ કરવાથી ચઢાણ થોડું કમતી થતું પણ તેમ વધારે મુસ્કેલ બનતું, કારણ લાંબો ચકરાવો લઈને રસ્તેથી જઈએ તેનાં કરતાં ખરબચડા પહાડો ઉપરથી પથરા ખાડા ખબોચીઆ વચ્ચેથી જગા શોધી ઉપર જવામાં વધારે થાક લાગતી હતી. તેમજ વળી કોઇ વખતે પગ સરી પડે યા ઠોકર લાગે એવું બનતું હતું પણ તેમાં શું મુઝાકો હતો. પડતાં ખડતાંખી સરજમીન ઇરાન જોવાનું હતું એટલે થોડે થોડે વારે જરા ઉભાં રહી, જરા બેસી આસાયશ લઇ દોઢ કલાકમાં ઉંચે જઈ પુગાં.

અમારી મહેનતનો બદલો અમોને અહિ મળ્યો, કારણ અમો ટુંકે રસ્તે ચઢી આવેલા હોવાથી અમારાં ખચ્ચરોને પછાત મુકી આવ્યાં હતાં. એટલે હવે આસાયશ લેવાનો વખત મળ્યો. વળી સારે સંજોગે લીલી અને લાલ મોટી દરાખ લાદેલાં ગધેડાં સામી બાજુએથી આવી લાગ્યાં. ખાસી એક મોટી ટોપલી ભરાય તેટલી દરાખ અમે ખરીદી અને સૌએ પેટ ભરાય તેમ ખાધી. સહવારે સાડા દશનો વખત થયો હતો અને સુરજે તપવા માંડ્યું હતું. સાધારણ રીતે ઠંડીની મોસમને લીધે એ તડકું તો ઘણું આવકારદાયક લાગે, પણ દોઢ કલાક સુધી થાકથી નાખનારૂં ચઢાણ ચઢેલાં હોવાથી તરસ ઘણી લાગી હતી. હવે અમે શીરાઝની નજદીકમાં હોવાથી અત્યારથી શીરાઝી દરાખનો સ્વાદ અમોને મળવા પામ્યો હતો. આ દરાખમાં જેમ મીઠાશ ઘણી હતી તેમ રસ પણ ભરપૂર હતો. આ તકે મુસાફરોની જાણ માટે થોડા ચેતવણીના સખુનો લખવાની જરૂર છે. બહાર ગામથી આવેલાં અંજાણ્યાં મુસાફરો કુદરતી રીતે લહેજતદાર દરાખ, તેમજ દાડમ, તરબુચ, ખરબુચાં, પીચ વગેરે વધુ સ્વાદદાર લાગવાથી ગજા ઉપરાંત ખાવાને લલચાય એ તદન બનવા જોગ છે, પણ તેમ કીધાથી તબીયતને નુકશાન થાય છે અને એક વખતે ઘણી ફ્રુટ ખાવાથી હજમીયત બગડે છે તો તે બ્લીકટ મુસાફરી વખતે રસ્તામાં ઘણી તકલીફ આપે છે. દુર વેરથા હેજગારી વેઠતાં આવી ટુંક વખતમાં બની શકે તેટલું ઇરાન ફરી વળવાનું હોવાથી મોટાં શહેરોમાં જયાં ડાક્ટરો વગેરે મળી શકે ત્યાં વધુ વખત રહેવાનું તો આપણને બને નહિ. એટલે તબીયત સાચવવી એ પહેલી ફરજ થઇ પડે છે અને મોઢ સ્વાદ લીલો મેવો ખાતાં અંદાજે જાળવવો એ મુસાફરો માટે ઘણુંજ જરૂરનું છે.

આશરે બે કલાકની વધુ ખચ્ચર સવારી પછી અમે બપોરે બાર વાગાને સુમારે ખાને ઝનીયાન નામને ગામ આવી પુગાં અને ત્યાં ટેલીગ્રાફ કે ટેલીફોનખાતાં નહિ હોવાથી કેરેવનસરામાં ઉતારો લીધો. રાબેતા મુજબ મોટાં ખુલ્લાં ચોગાનની ચારે બાજુએ બાંધી લીધેલા ચહેરાબવાળા ઓરડાઓની હારમાંથી જે બાજુએ સુરજ સામો નહિ આવતો હતો તેવી જગા પસંદ કરી તે સાફસફ કરવા માંડી. જેમ સઘળી કેરેવન સરાઓમાં હોય તેમ અહિ પણ વચ્ચેનો ચોક ભારબરદાર જાનવરોનાં ગોબર ઘાસ કચરાથી ભરાએલો હતો. એવી જાતનો દેખાવ હવે અમોને કોઇ રીતે નવો નહિ લાગતો હતો, કારણ જગે જગ તેવું જોતાં મોઢવેરો પડી ગયો હતો. પણ આ ઠેકાણે કાંઇ નવો અનુભવ મેળવવાનું અમારી સરજતમાં હતું. હજી તો અમે ઠરીઠામ થઈ રહ્યા પછી દુધ તથા ખોરાકીનો અસબાબ મેળવી રાંધવાનુ શરૂ કરવા માડ્યું તેટલા ધુમાડો અને સાથે રાખની ઉડતી રજકણો અમારી તરફ આવતી અમોને જણાઇ. તપાસ કરતાં જણાયું કે આખાં ચોગાનમાં જે ઘાસ ગોબર આશરે બે બીસ્કીસની જાગા જેટલું એકઠું થઇને પડેલું

હતું તેનો નિકાલ કરવા ખાતર બે ત્રણ ઠેકાણેથી તેને સળગાવવામાં આવ્યું હતું. ચોકઃઆશરે સો ફીટની લંબાઇનો અને તેટલોજ પહોળો હતો અને તે આખો કચરાથી ભરાયલો હતો. જેમ જેમ પજરણ ફેલાતું ગયું તેમ તેમ ધુમાડો અને રાખ તથા બારીક કચરો વધુ પ્રમાણમાં અમારી ઉપર હુમલો કરવા લાગ્યાં. ચોગાનની બધી બાજુએ ફરતા ઓરડાઓ હતા, એટલે ઘેરાયલી હવાથી ધુમાડો વગેરે વંટોળીયાના આકારમાં સઘળે ફેલાવા લાગ્યો. રસ્તાની હેરાનગારી ભરી મુસાફરીથી આખું શરિર તો દોડાઇ રહ્યું હતું તથા પગને છાગરા પડ્યા હતા, પણ તે છતાં અત્યારસુધી અમારી આંખને કશી ઇજા થઇ નહિ હતી. તેની હવે વારી આવી. જો બળતું બળે ને જલદી સૌ સળગી જાય તો છુટકો થાય પણ અહિ તો ધીમું ધીમું પજરે ને સખત ધુમાડું થાય. સાથે સાથે પવન ફૂંકવાનો શરૂ થયો એટલે સળગેલો કચરો તથા મેસ આંખમાં જવા લાગ્યું. આંખમાંથી પાણી ગળતાં આજુબાજુ કશું દેખાય નહિ. આંખમાં ચચરાત થાય એટલે શું રાંધીએ ને શું ખાઇયે. તેમ કરતે અમારી આગળ બે ત્રણ માણસો આવીને કહેવાં લાગ્યાં કે જો બધાં ઉતારૂઓ એક એક કરાન આપે તો તેઓ ઘણી સરખી મસક પાણી લાવીને પજરણ હોળવે. અમે તો તુરતજ હા કહી તૈયાર થયાં અને ચાર કરાન આપ્યા. પણ બીજાં વણજારૂઓએ તો ગજવામાં હાથ નાખવાના અખાડા કીધા. એટલે પછી પરિણામ એ કે અમારા ઓટલાની નજદીક પાંચ છ મસક પાણી છટકાવ્યું, પણ જ્યાં બધેજ સળગેલું એટલે ઓટલાંના શું ભાર. અમે કાચું પાકું રાંધવાનું ઉતારી પાદીને દરેક જણ મોઢાં વેરથી ઓઢીને બેઠાં ને એક જણ પ્લેટમાં દરેકને ખીચડી મુકીને આપે કે તુરત પેલાં ઓઢેલાં માણસ લઇ લેએ ને મોઢાં વેરથી ઓઢી નેજ ખાય. વાંચનારને આ લખાણ કદાચ સહરાગાત ભરેલું લાગશે, પણ જેમ બંધ તંબુમાં આપણે રહિયે તેમ આખો ચારસો માથાં વેર ઢાંકીને ખાવું ત્યારેજ રજકણ અંદર આવતી અને ખોરાક સાથે પેટમાં જતી અટકાવી શકાઇ. જમીને પાછાં મોઢાં વેરથી ઓઢીને બેઠા તેમજ સુતા. આજે અમે નીરાંતે ઉંઘાઇ શક્યાં નહિ કારણ આંખમાં અગન બળે અને મોઢું માથું આખો વખત ધાંકીને સુતાં જીવ ગુંગળાઇ આવે. બુશાયરથી બુરખો સીવરાવેલો જેને કાળી ચાદર તરીકે આપણે ઓળખ્યો છે, તે હજી અમારી સાથે રાખતાં હતાં કે કદાચ કામ પડે ત્યારે પહેરવાને બની આવે. કોણ જાણે ક્યારે તેની ઉપર એકાદ ચીણગારી આવીને પડેલી તે લગભગ અર્ધો બળી ગયો, અને એ રીતે એ બીચારો યાદદાસ્ત તરીકે કોથળામાં જઇને પડ્યો ને ફરીથી બહાર નિકળવા પામ્યોજ નહિ. સાંજ પડતાં પૈસા ખરચી બીજી થોડીક વધુ મસકો ભરી પાણીનો છંટકાવ અમારી સામેના પજરતા ઢગલા ઉપર કરાવ્યો અને ઉજાસ હતો તેટલાં જમી લઇ પાછાં સુવાની તૈયારી કરવા માંડી. અમોને વરદી મળી ચુકી હતી કે રાતે બે વાગે અમારે પાછાં ઉપરવાને માટે તૈયાર થઈ રહેવું. એટલે જે ઘડી ચપકો વધારે ઉંઘ આવે તે ભલી, દિવસે ધુમાડાંનો કંટાળો ખમી વખત કાઢ્યો અને હવે રાતે સખત થંડીથી લખલખાં ભરાવા માંડ્યાં. સાધારણ રીતે એટલી થંડીમાં ઓરડામાં બારણાં બંધ કરીને સુઇએ તો કેટલો આશરો મળે પણ અહિ તો ખુલ્લા મહેરાબમાં સુવાનું અને કોઇ જાતનાં બારી બારણાં કે પડદાની જાત નહિ એટલે પછી ઠઠરવા સીવાય છુટકોજ નહિ. જલદીથી ઉઠીને ચાહ પાણી કરી લેવાનું હતું તેથી એક બીજાંને કહીને સુતાં કે જેની જાગે તે ઘડીયાલ જોઇને એક વાગે સૌને ઉઠાડે. પણ આજે એ ફરજ અમારાંમાનાં કોઇને બજાવવી પડે તે આગમજ એક ગાયમાયે એ કામ એજામતી રીતે બજાવ્યું. આપણે આગળ જોઈ આવ્યાં છીએ કે મહેરાબદાર ઓટલાઓને દરેકને

પાછળથી ઓરડાઓ જોડાયલા હોય છે કે જેમાં માણુસો મેલું કરેછ, તેથી આપણુને વાપરવાને બનતું નથી, યાતો ત્યાં જાનવરોનાં કોઢાર બનાવેલાં હોય છે. અહિ પણુ તેવુંજ હતું. અને એક ગાયે બહાર નિકળવાને માટે દરવાજા વગરના ઓરડામાંથી બહાર આવી ઓટલાને માર્ગે ચોકમાં ઉતરવા ચાહ્યું, પણુ આખા ઓટલાની પહોળાઇ ઘેરી અમે સુતેલાં તેથી સંભાળીને કદમ કદમે તેવણુ અમારાં દિલ ઉપરથી ઓળંગીને ગયાં. અમે પહેલે બ્હીધાં કે ચોર આવીને ઓઢવાનું ખેંચેછ અને ચીંગાં થઇને જોવાની હિંમત કીધી, પણુ મારા ખાવીંદે અમોને ધીરજ આપી કે એતો વખત થઈ ગયો હતો અને આપણે બધાં ઉંઘાઇ રહેલાં તેથી ગાયમાય આપણુને જગાડવા આવેલાં. અમારા ભલા ઇશાની ભાઇએ તુરત આઠ દશ ઇંડાં હતાં તેને હાર્ડ બૉઇલ્ડ કીધાં. કુમળી ચાહે પીને તૈયાર થઇ કંપાઉંડની બહાર વંજાર તૈયાર થતી હતી તે તરફ અમે ચાલવા માંડયું. ઓવરકોટનો પણુ આશરો નહિ રહે એટલી થંડી વાગે એટલે એક વંજારમાંના માણુસે છાનાંનું તાપણું સળગાવેલું હતું તેની આસપાસ ફરી વળી જરા હાથ પગ સેકયા. માલ લાદવાનું કામ પુરૂં થઇ રહ્યું અને ચારવાદારે અમોને ખચ્ચરો ઉપર અમારી બેઠક લેવા જણુાવ્યું.

થોડા વારમાં ઘાંટરડીઓનાં ખણુખણુાટ, ગધેડાં ખચ્ચરના ભુકવાનાં મીઠા અવાજ અને માણુસોનાં કિરયાણુ વચ્ચે અમે ચાલું મુકયું. હવે એ રાતે અમો ઘણુાંજ નશીબદાર હતાં કે પગે ચાલવાનું અમારે ફાલે આવ્યું નહિ. બુશાયર છોડયા પછી પહેલી બે રાત અને હવે આ છેલ્લી મળી ત્રણુ રાત અમોને પગે ચઢાણુ ચઢવું પડયું નહિ હતું. બાકીની સઘળી રાતો આપણે જોઇ આવ્યાં છીએ તેમ લાંબાં કંટાળા ભરેલાં બ્હીકટ ચઢાણો અને પહાડી રસ્તાઓ અમોને પસાર કરવા પડ્યા હતા. એક હફતેખાન પસાર કરી અમે અમારાં માણુસોને પુછીએ કે હવે રસ્તો કેવો છે તો તુરત જવાબ મળે કે "રાહ ખયલી સાફ અસ્ત" "હવે રસ્તો તદન સાફ છે," તેમાંની કશી જાત ભાત નહિ, જેહુંને તેવું. જ્યાં જુઓ. ત્યાં પહાડના પહાડ.

ખાને ઝનીયાનથી શીરાઝ આઠ માઇલ દૂર છે. સાધારણુ રીતે વંજારો વચમાં ચીનાર રાહદાર નામે ગામે આશાયસ લેવા પડાવ નાખે છે. અમોએ અમારા ચારવાદારને માગણી કીધી કે અમે મુસાફરીની થોડીક વધુ હેજગારી ખમીશું, પણુ તેણે ચીનાર રાહદારની મંજલે નહિ થોભતાં શીરાઝ પાધરા જવું. અમારી માગણી તેણે કબુલ કીધી, અને હવે દિવસોની કંટાળા ભરી મુસાફરી પછી શીરાઝ જેવાં નામીચાં શહેરે પહોંચતાં ત્યાં થોડાક દિવસ આસાયશ લેવાની મળશે એ ખ્યાલ વચ્ચે કલાક પછી કલાક પસાર કરતાં સવારના આઠ વાગ્યા. રસ્તામાંજ ખચ્ચરોને પંદર વિસ મિનિટ ઉભાં રાખીને ચાહેપાણી કરી લઇ પાછાં સ્વાર થઇ ચાલુ મુકયું. ખબર કાઢતાં જણુાઇ આવ્યું કે અમોને શીરાઝ પૂહોંચતાં હજી તો ૭ સાત કલાકની મુસાફરી કરવાની હતી. રસ્તાનો મહેમાર જોતાં, વાતચીત કરતાં તેજ મુજબ માણુસોનાં ગીત સાંભળતાં રસ્તો કોઇક વખત મઝેહનો પસાર થતો. છતાં છેક-મોટી રાતનાં સવાર થયલાં એટલે જેમ જેમ વખત જાય, તેમ તેમ ખચ્ચર ઉપર ચાંયકા ખાતાં અને સાંકડી કજાવેમાં વખત લેતાં અકડ વકડ વધતી ચાલી.

જગેજગ જમીન ઉપર ઘાસચારો દેખાય કે ચાલતાં ચાલતાં અમારાં ખચ્ચર મોહું નીચું કરી એકાદ બાચકું મારી લે. આખે રસ્તે એ મુજબ જયાં, જ્યાં ઘાસ મળે યા પાણીની નહેર રૂળે કે અમોને ચેતાવ્યા વગર અમારાં ખચ્ચરો હમેશ એમ વાંકાં વળી જાય તેથી બેધ્યાન આપણે બેઠેલાં હોઇએ ત્યારે જાણે ઉથલાઈ જઇએ તેવું લાગે. બાર દહાડા

એવો અનુભવ પણ અમે મેળવેલો હોવાથી હવે શીરાઝની નજદીકમાં ચારો મળતાં ખચ્ચરો વખતે વખત અચકીને પોતાનો જીવ ખુશ કરતાં તેની અમે હવે અદેખાઇ નહિ કરી.

અમારા જુવાન ઇરાની મિત્ર શીરાઝની દરાખ, ત્યાંનો દારૂ, ત્યાંની રચના વગેરેની અમારી આગળ તારીફ કરતા હતા; અને અમે પસાર થતાં હતાં તે રસ્તાનો દેખાવ કેવો રળિયામણો હતો, તે ઉપર વખતો વખત અમારૂં ધ્યાન ખેંચતા હતા. બપોરે બાર વાગવાને સુમારે અમને શીરાઝની નજદીકના પહાડ દેખાવા લાગ્યા, અને તેની તળેટીમાં શહેર વસ્યું હતું તે સૌ ઇંતેજારીથી જોવા લાગ્યાં. અમો હજી પહાડી ઉંચી જગામાં હતાં ત્યાંથી અમે દૂર સુધીનો વિસ્તાર જોઇ શકતાં હતાં, અને હવે અમોને શીરાઝની આસપાસની નીચી સપાટ જમીન ઉપર ઉતરવાનું હતું. અહિંથી અમારા કાફલાનાં માણસો જાણે અમારી મુસાફરીની રંજ હવે પૂરી થવા આવી અને ધારેલે મુકામે સલામત આવી પહોંચ્યાં તેની શુક્ર ગુજારીમાં શીરાઝના સંખ્યાબંધ બાગોને લીધે ઝાડોના ઘેરાવામાં જે લીલી ચાદરો જમીન ઉપર પંથરાયલી દૂરથી હવે દેખાતી હતી તેની તરફ નજર કરી પગે લાગ્યાં. અમારા ઇરાની જવાન શીરાઝના નામીચા કવિ હાફીઝ અને સાદીની ગઝલો અને કવિતા ઉપર વિવેચન કરતા, અને શીરાઝને બહેસ્તના બાગ તરીકે ઓળખાવતા. શીરાઝની આવી તારીફ અમારી વંઝારમાં મુંબઇના જે વેપારી હતા, તેવણના નોકરથી સાંખી શકાઇ નહિ. તેને પોતાનું વતન હૈયે ચઢી આવ્યું, અને શીરાઝને બહેસ્ત તરીકે ઓળખાવવાના ખ્યાલને હસી કાઢી પોતે કોઇ વખતે શેઠ સાથે મહાબળેશ્વર ગયો હશે ત્યાંની કુદરતી બહારીની સીફત ગાઇ બહેસ્ત તરીકે ગણાવાનો મહાબળેશ્વરનો દાવો જુસ્સા સાથે રજુ કીધો. આ રસીલી તકરાર હજી ઘણી લંબાતે, અને એ બહાને અમારો કેટલોક રસ્તો મજેહનો પસાર થઇ જતે પણ શીરાઝનો સિતારો કેઠો બુલંદ હશે તે મહાબળેશ્વરનો બિચારો હીમાયતી જે પોતાનાં ખચ્ચર ઉપર લાદેલા સામાનની ટોંચ ઉપર પલાંઠી વાળીને બેઠો હતો તે તકરારની ધુંધમાં પોતાનું સમતોલપણું ખોઇ બેઠો, અને લાંબા લાંબા હાથ કરી હાથ ઉપર હાથ અફાળી પોતાનાં બોલવાને વજનદાર બનાવવા જતાં ખાસી છ, સાત ફીટની ઉંચાઇએથી જમીન ઉપર તૂટી પડ્યો. અમારા ઇરાની જવાન અને કાફલાના ઇરાની મુસલમાન નોકરોની ભારે ચઢતી થઇ, અને પેલો હિન્દીવાન જમીન ઉપર જોરથી ઠપકાઇ પડેલો, તેને ઉઠાડવાને બદલે હસાહસ, મશ્કેરી વચ્ચે તેને કહેવા લાગ્યા કે શીરાઝને હિણવાને લીધે ખુદાએ સજા કીધી. હાલ તુરત તો મહાબળેશ્વરનો બહેસ્ત ગણાવાનો દાવો જમીનદોસ્ત થયો, અને તાળીઓના અવાજો વચ્ચે શીરાઝ બહેસ્ત તરીકે કબુલ રખાયું. એ હિસાબે અમને થોડાજ વખતમાં બહેસ્તમાં જવાનું હતું એટલે તેની ઉલટમાં ને ઉલટમાં હાડકાં પાસરાં દુઃખતાં હતાં તે પણ લઇ ચલાવી બહેસ્તનો દરવાજો ક્યારે દેખાય કે અંદર દાખલ થઇએ તો જહેમતનો છેડો આવી જાય તેની ઇંતેજારી વચ્ચે આગળ વધતાં રહ્યાં.

# પ્રકરણ ૫

## શીરાઝ

બુશાયરથી નિકળેલાં બરાબર બારમે દિવસે અમે શીરાઝ આવી પુગ્યાં. આ બે શહેર વચ્ચેનો તફાવત ફક્ત આશરે ૧૮૦ માઈલનો છે, અને જો રસ્તાનું સમાર કામ વખતે વખત કરવામાં આવે તો જોકે કોટલોનાં ચઢાણ ઉતરાણો ઘણાં બ્હીકટ છે, તો પણ મોટર બે દહાડામાં આટલી મજલ જરૂર કરી શકે. જ્યારે આપણે વંજાર સાથે ઉપડીએ છીએ ત્યારે ચારવાદારો જુદી જુદી મોસમ પ્રમાણે જ્યાં તેઓને પાણી ઘાસ ચારો મળી શકે ત્યાં મંજલ કરે છે, તેથી મોસમ મોસમે કોઇ વાર થોડેક ઉટે તો કોઇ વાર ચકડાવો લઇને નજદીક યા દુરથી આવતા રહે છે, તેથી મંજલમાં થોડોક તફાવત થવા પામે છે. પણ તે સઘળું ધ્યાનમાં લેતાં બુશાયર અને શીરાઝ વચ્ચેનો તફાવત ૧૮૦ અને ૧૯૦ માઇલથી વધુ નથી.

શીરાઝ શહેરના મિનારાઓ અને ચિનાર, સરોવરોનાં મોટાં ઝાડો વગેરેનો પહેલો દેખાવ દૂરથી નજરે પડ્યા પછી અમોને શહેરમાં દાખલ થતાં લગભગ બે કલાક નિકળી ગયા. આખે રસ્તે બન્ને તરફ મોટા બગીચાઓ નજરે પડતા હતા અને જો કે અમે તેની વચ્ચેથી પસાર થયાં તે વખત મધ્યાન બપોરનો હતો, તે છતાં દેખાવ ઘણો દીલખુશ લાગતો હતો. શીરાઝના બાગો ખાસ કરીને તેની લ્હેજતદાર મિઠી દરાખ્ અને ખુશબોદાર ગુલાબોની બહોળા વિસ્તારની રોપણીને લીધે વખણાય છે. અસલવારેથી આપણે શીરાઝના દારૂની વખાણ આપણી તરફ સાંભળતાં આવ્યાં છીએ, તે અત્રે ઉગતી દરાખમાંથી બનાવવામાં આવે છે. જો કે ઇરાનમાં દરાખની વાવણી મોટા વિસ્તારમાં થાય છે છતાં જે પ્રમાણે ફ્રાન્સ, અને ઇટાલીમાં મુસાફરી કરતાં માઇલોના માઇલો દરાખનાં વનોનાં વન અમારા જોવામાં આવ્યાં, તેટલા મોટા જથ્થામાં ઇરાનમાં અમે જોવા પામ્યાં નહિ. ફ્રાન્સ અને ઇટાલીમાં ત્યાંનાં લોકો દરાખના જાત જાતના દારૂઓ બનાવી જેમ જર્મનો પાણીની માફક બીર પીએ છે, તેમ રોજીંદાં પીણાં તરીકે વાપરે છે. તથા તે ઉપરાંત બહુ મોટા જથ્થામાં દારૂ પરદેશ ખાતે રવાના કરી મોટો વેપાર કરે છે. કદ અને મિઠાશમાં ઇરાની દરાખ ફ્રેન્ચ અને ઇટાલીયન દરાખ કરતાં ચઢીયાતી છે. પણ ઇરાનમાં દરાખની વધું રોપણી કરી તેનો વેપારી ધોરણે ઉપયોગ કરી શકે તેવાં કશાં સાધનો નથી. માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇજા લાવ કરવાનાં સાધન ઇરાનમાં આપણા વડવાઓના જમાનામાં જેવાં હતાં તેવાંજ જુનાં છે. રેલ્વેની સગવડ નહિ હોવાથી એવું બને છે કે જો એક ઠેકાણે કોઇ ચીજનો મોટો જથ્થો ઉગે તે ત્યાંના ખપ ઉપરાંત ઘણો વધુ હોય છે, તો તે ત્યાં પડીને કોહે છે, જ્યારે તે ચીજ સો માઇલના દૂરના ભાગમાં શોધેલી મળી

શકતી નથી. વળી ઈરાન મુસલમાન દેશ હોવાથી દારૂના વેપારના હેતુ વચ્ચે દરાખના મોટા વિસ્તારની વાવણીની આશા પણ રાખી શકાય નહિ. આટલું લખવાની મતલબ એ છે કે ઈરાનની રસાળ જમીન સુંદર જાતની દરાખ ઉગાડવા માટે ઘણી અનુકુળ છે. આ દરાખમાંથી લાલ તથા સફેદ એવા બે જાતના દારૂ બનાવવામાં આવે છે. લાલ દારૂ ઘણો નરમ હોય છે, અને જેમ ફ્રેન્ચ યા ઈટાલીયન વાઈનની એકાદ પાઈન્ટ વગર કેફ ચડવે પી શકાય છે, તેવો હોય છે. અલબત્તાં જે સાહેબો દારૂ પીવાની ટેવ ધરાવતા હોય તેવાઓને આ પીણું ફક્ત પાણી જેવું લાગે એ બનવા જોગ છે. સાધારણ રીતે ફ્રાન્સ વગેરે શહેરોમાં ખાણાં ઉપર જેમ ચાલુ વાઈન તથા જરમનીમાં બીર પીવાય છે, તે રીતે આ લાલ રંગનો શીરાઝ વાઈન પી શકાય. સફેદ રંગનો દારૂ જે સાધારણ રીતે અરકને નામે ઓળખાય છે, તે આપણી તરફનાં મહુડાં જેવો જલદ હોય છે, અને તેનાં નાનાં કદનાં ત્રણ ચાર પ્યાલીઆં નોશ કરનારને અમે ઘણી વખત પોપટ બની ગયલા જોયા હતા. આબકારી ખાતાં જેવી કાંઈ બંધી નહિ હોવાથી સૌ કોઈ પોતાનાં ઘરમાં દારૂ બનાવી ભરી રાખે છે, અને બપોર સાંજ તેનો ઉપયોગ કરે છે.

સુરજ માથા ઉપર હોવાથી તાપ સખત લાગતો હતો, અને લગભગ બાર કલાક ખચ્ચરપર ચાલુ મુસાફરી કરવાથી થાકને લીધે જીવ ઘણો કંટાળી ગયો હતો. બગીચાઓ અને ખેતરો કુદાવતાં બે વાગ્યાને સુમારે અમે તારખાતાંની ઑફિસમાં આવી પુગ્યાં. અમે જાણતાં હતાં કે જે માફક નાનાં ગામોમાં તારખાતાંની ઈમારતમાં અમે ઉતારો લઈ શકતાં હતાં, તેવી સગવડ શીરાઝમાં નહિ હતી. તો પણ અમે આગળથી કોઈ ઉપર લખીને ઉતારાનો બંદોબસ્ત કીધેલો નહિ હોવાથી ખબર અંતર મેળવવા ત્યાં જવાનું દુરસ્ત ધાર્યું. ખચ્ચરો બહાર ઉભાં રાખી અંદર દાખલ થતાંજ અમે કશી વધુ પુછપરછ કરવા પામીએ તેટલાં એક જરથોસ્તી ભાઈ પોતે તાર કરાવવા ત્યાં આવેલા હતા, તેઓ અમારી નજદીક આવ્યા, અને પોતાના હમદીનોને છેક હિન્દુસ્તાન દેશથી આવેલાં જાણી ઘણા મગન થયા. તેઓએ અમોને જણાવ્યું કે પડોશમાંજ બાગે જહાંનીયાન નામની ઈમારત છે, તેના એક ભાગમાં "સાઉથ પર્શન રાઈફલવાળા બ્રિટિશ અમલદારોની ઑફિસ છે, તથા બીજા ભાગમાં આગળી જેહાનીયન પેઢીના એક માલેક મી. રૂસ્તમ શાહજાનના જમાઈ અરદેશર એદાલતી રહે છે, તેવણ અમોને ઉતારો આપવાને ઘણા ખુશ થશે. અમે તેવણની સાથે બાગ તરફ ચાલુ મુક્યું, અને પાંચ મિનિટમાં સુંદર બગીચાવાળા મોટાં ચોગાન સાથના બાગમાં દાખલ થયાં. મી. અરદેશર પોતે શહેરમાં પોતાની કોઠી ઉપર ગયલા હોવાથી તેમનું મકાન બંધ હતું એટલે અમોને વરંડા ઉપર જગા આપી અમારા ઈરાની જરથોસ્તી ભાઈ તેવણને બોલાવવા ગયા. અમોને જોતાંજ પાસેની ઈમારતના એસ. પી. આર યાને સાઉથ પર્શન રાઈફલ્સના હિન્દીવાન કલાર્કો અમારી ખેર આફીયત પુછવા અવારનવાર આવતા રહ્યા. કલાકોની મુંજલ કાપતાં ધુળ મટોડાંથી અમારાં કપડાં તથા હાથ, મોહું ભરાઈ ગયાં હતાં, તેથી બાગમાંથી વહેતી પાણીની નહેર આગળ જઈ હાથ, મોહું ધોઈ અમે તૈયાર થયાં. થોડા વખતમાં મી. એદાલતીના બે ગુમાસ્તાઓ ચાવી લઈને આવી પુગ્યા, અને કહેવા લાગ્યા કે શેઠ કોઠી ઉપર નથી, પણ જેવા આવશે તેવા તેવણને અમારા આવ્યાની ખબર પહોંચાડવાની તેઓએ ગોઠવણ કરી છે, તેટલાં અમારે ઘેરમાં જઈ ફરાગત થયું.

સાંજ પડતાં અમારા ભલા યજમાન કેટલાક જરથોસ્તીઓની સાથે અમોને

આવી મળ્યા, અને તે ઘડીથી તે અમે શીરાઝ છોડ્યું ત્યાં સુધી અમારી ઘણી માયા ભરી પરોણાગત તેઓએ કીધી.

હિન્દુસ્તાનથી એક દસ્તુર આવ્યા છે એ ખબર શીરાઝના જરથોસ્તીઓમાં ફેલાઇ જતાં વાર લાગી નહિ અને દીવા થતાં આશરે પચીસ હમદીનો મુલાકાતે આવ્યા. પાંચ પૈસે સુખી હોય તેવાં સઘળાં ઇરાની ઘેરોમાં જમીન ઉપર સુંદર ગલીચાઓ તથા બારણાંઓને કિમતી પડદાઓ ટાંગેલા હોય છે. સાધારણ રીતે સઘળાઓ જમીન ઉપર પગ પછવાડે વાળીને બેસે છે. વધુ આગળ વધેલાં કુટુંબોમાં ખુરસીઓ પણ વપરાય છે, તેમ અમારા ઉતારાનાં મકાનમાં પણ ખુરસીઓ હતી. પણ મળવા આવનારા ભાઇઓની સંખ્યા મોટી હતી, તેથી મારા ખાવીંદે પોતેજ પહેલે ગાલીચા ઉપર બેઠક લીધી. એટલે આખી મીજલસે પણ તેમજ કર્યું. શીરાઝમાં આશરે ચાળીસ જરથોસ્તીઓ વસે છે, જેમાંના કોઇ પણ પોતાનાં કુટુંબનાં બાનુઓને શીરાઝ લાવના નથી. પણ પોતે વખતો વખત યઝદ જઇ થોડો વખત કુટુંબમાં ગાળે છે. આ જવાનો ધંધા માટે શિરાઝમાં રહે છે, અને દુકાનદારી તથા મહેતાગિરી કરી હાળ રોટલી મેળવે છે. આ ભાઇઓમાંથી મી. એહદાલતી પોતે તથા બીજા બે જણા ફક્ત થોડાક વખત હિન્દુસ્તાન આવી ગયલા હતા, એટલે કુદરતી રીતે કોઇ ગુજરાતી જાણતું ન હતું. એવે વખતે અમારા ઇરાની જવાન મોટે ભાગે દુભાસીઆ તરીકે અમોને કામ લાગતા હતા. એ મુજબ બીજે દિવસે પણ સાંજે આ ભાઇઓ મુલાકાતે આવ્યા, અને જેટલા દિવસ અમો શિરાઝમાં રહ્યાં, તેટલા દિવસ વધની ઓછી સંખ્યામાં રોજ ધધાથી પરવારી સાંજને છેડે અમોને મળવા આવતા. આ લાંબી મુલાકાતો દરમ્યાનની ખુલાસાવાર વાતચીતો ઉપરથી શીરાઝ ખાતે વસતા એ હમદીન ભાઇઓની રહેણી કરણીના અમોને જે ખ્યાલ આવ્યો, તે બાબત ઉપર હાલ વિવેચન નહિ કરીશું. પણ તહેરાન ખાતેના અમારા અગીયાર દહાડાના વસવાટમાં ત્યાંના આશરે નવસો નાનાં મોટાં જરથોસ્તીઓ સાથના સમાગમમાં અમો જે જોઇ શક્યાં તે બાબત ઉપર. બોલતી વખતે ઇરાની હમદીનોની સામાન્ય જીંદગી ઉપર ઘટતું વિવેચન કરીશું.

ઇરાની પરોણાગત અસલવારેથી તેનાં ઉદારપણાં માટે જાણીતી છે, અને મી. એહદાલતી પણ અમારી સગવડ માટે હમેશ ખંતી રહેતા હતા. જેમ આપણી તરફ પારસીઓની કોઇ ચોક્કસ એક ખાસ વાની કઇ, એમ કોઈ જાણવા માગે તો આપણે ધાન શાકને પહેલી પારસી વાની ગણાવવા તૈયાર થઇએ, તેમ ઇરાની જરથોસ્તીઓમાં બલ્કે સઘળી કોમોમાં પલાવ એ મુખ્ય વાની છે. આ પલાવ રોજ જુદી જુદી કિસમના અમારી ટેબલ ઉપર પીરસવામાં આવતા હતા. તે જો કે ઘણા સવાદદાર રહેતા, તે છતાં આપણી તરફ જે ધાન દાળ, ધાન શાક, બુરીઆની ચાવલ, કરી ચાવલ, ચાવલ ને રસ, ખીચડી પાટીઓ, ખીચડી સાસ, ખીચડી ને રસ, ખીચડી ને દહિ યા કોકમની કઢિ, ખીચડીને આમલીનું દહીરૂં વગેરે અનેક વાનીઓ રોજ જુદી જુદી મળી શકે તેમ નહિ હોવાથી રોજનો રોજ દહાડામાં બે વખત પલાવ મોઢે આવી જતો હતો. કરાંચી પોતાનાં દુંબાનાં ગોસ્ત: માટે પંકાયલું છે, પણ ઇરાની દુંબા તે કરતાં વધુ ફરબે અને ચરબદાર હોય છે. પલાવમાં તેમજ કવાબમાં દુંબાનુંજ ગોસ્ત વપરાય છે. સાંજનું ખાણું છેક મોડી રાત્રે નવ, સાડા નવ વાગે લેવાનો રિવાજ છે. જો કે જમવા નોતરેલાંઓ સમીસાંજથી ભીજવાવા માંડે છે. દીવા થતાં ટેબલ બિછાવવામાં આવે છે. જેમાં મુખ્ય જગા અલબતાં લાલ અને

સફેદ દારૂના શીશા તથા નાના ત્રાલકાં ચાંદીનાં યા પિતળનાં કુલીયાં, ખરૂં પુછો તો એકજ કુલીયાંને, આપવામાં આવે છે. સાથે ચવેણા તરીકે કોદરાં, તડબૂચનાં બી, બદામ, પસ્તાં; દાડમ, કાકરી, પનીર વગેરે રાખવામાં આવે છે. ધરધણી કુલીયાંમાં બે ત્રણ ચમચા જેટલો દારૂ નામી પરોણાઓને આપતા જાય છે, અને જેના હાથમાં શરાબનું કુલીયું આવ્યું હોય તે બધાંને સલામ કરી પોતે પીએ છે. અને પાછું કુલીયું યજમાનને સ્વાધિન કરે છે. એ રીતે એકજ કુલીયું સૌના હાથમાં જાય છે, અને સૌ કોઇ તેમાંથીજ પીયે છે. ટેબલ ઉપરનાં સર્વેને એ રીતે દારૂ મળી રહ્યા પછી દશ પંદર મિનિટ પસાર થતાં વળી પાછું આગળીજ રીતે કુલીયું ફરવા માંડે છે. એ મુજબ ચવેણું ચાવતાં વાતચીત કરતાં જમવાના વખતની આગમજના બે કલાક યા વધુ પસાર થાય છે, અને પછી ખાણાંની ટેબલ બિછાવવામાં આવે છે. ટેબલ ઉપર અલબત્તાં ટેબલ કવર તો બિછાવેલું કાયમ રહે છે, પણ જમતી વખતે તેની ઉપર એક રંગીન કપડું બિછાવે છે, કે જે સુફરાને નામે ઓળખાય છે. એક સુફ્રે બેસીને જમવા માટે આપણે વારે ઘડીએ બોલીએ છીએ તે આ રિવાજને આભારી છે. સુફરાની ઉપર આખી ટેબલે કિનારે ફરતાં નાન પાંથરી જવામાં આવે છે. આ નાન આશરે ૭, સાત ઇંચ પહોળાં અને બે ત્રણ ફુટ જેટલાં લાંબા હોય છે. નાનની ઉપર સૌની પ્લેટ રહે છે. અને નાનોના ઘેરાવાની વચ્ચેની જગ્યા ઉપર વાનીઓ મેળવામાં આવે છે. જમતી વખતે નાનના ટુકડા આસપાસથી તોડી ખાવામાં લેવામાં આવે છે. ઘણે ભાગે અમે એવું જોતાં કે ચાવલના પલાવનો ભુક નાનના ટુકડા ઉપર લઇ બન્ને સાથે ખાતા હતા. જેઓને ઘેર ખુરસી ટેબલની સગવડ હોતી નથી, તેઓ એજ મુજબ જમીન ઉપર કારપેટ પાંથરી ગોઠવણ કરે છે. જમતાં જમતાં પણ પેલાં લાલ અને સફેદ રંગનાં એજમતી પાણીનાં કુલીયાં દેખાવ દે છે. અલબત્તાં તેના વધના ઓછા ઉપયોગનો આધાર જમવા બીરાજેલાઓ પોતપોતાની કાયનાત મુજબ કરી શકે છે.

સાંજ પછી કોઇ એક બીજાને મળવા ખાતર યા કાંઇ કામકાજ માટે આવે તેની આગળ પણ ટેબલ ઉપર દારૂ અને ઉપર જણાવેલો સુકો મેવો વગેરે જરૂર મુકવાનો ધારો છે. જ્યારે દિવસને વખતે આવનાર સામે ટેબલ ઉપર પિતળની ચકચક થતી સમાવાર કે જેમાં ચાહેનું પાણી ખળખળતું રહે છે, તે તથા પ્યાલાં, રકાબી, બીસકીટ, પેપરમીટ, વગેરે પીરસવામાં આવે છે. ચાહે તેમજ કૉફી મોટે ભાગે દૂધ વગરનીજ પીવામાં આવે છે, જો કે તેમાં આપણે લઇએ તે કરતાં વધારે ખાંડ લઇ ઘણી ગળી પીવાનો મહાવરો વધુ છે.

શીરાઝ પુગ્યા પછી બીજે દિવસે બ્રિટિશ કોનસલની મુલાકાત લઇ અમારો પ્રોગ્રામ ઘડવાનું અમે નક્કી કીધું. બુશાયરથી શીરાઝ વચ્ચે કાફલા સાથે મુસાફરી કરતી વખતે મારા ખાવીંદને બાર દહાડા પાઘડીનો ઉપયોગ કરવાની જરૂર પડી• નહિ હતી. પણ હવે કૉનસલ તથા બીજા જાણીતા આસામીઓને મળવાનું હોવાથી એવણ પાઘડી બાંધવા બેઠા. આ વખતે પાંચ સાત જરથોસ્તી ભાઇઓ જેઓ અમારે ત્યાં આવેલા હતા, તેઓ વરંદા ઉપર ફરતા હતા. અને તેમની નજર મારા ખાવીંદની સફેદ પાઘડી ઉપર પડી. તેઓ આપસઆપસમાં ઘણો વખત ગંભીરાઇથી વાત કર્યા કરે પણ અમોને કંઇ ખબર નહિ કે તે બધી ચર્ચા સફેદ પાઘડી પર ચાલી રહી હતી. આખરે ઘર ધણી અને બીજા બે ત્રણ જણાએ નજદીક આવી દરગુજર ચાહી જણાવ્યું કે એ પાઘડી શીરાઝમાં પહેરીને જો મારા ખાવીંદ ફરશે તો શહેરમાંના મુલ્લાંઓ ગુસ્સે થશે. વધુ તેહકીક કરતાં જણાયું કે ઇરાની ઓમેદો હિન્દુસ્તાનમાં જ્યારે આવે છે, ત્યારે જે સફેદ પાઘડી પહેરીને ફરે છે તેની સફેદ-

રંગની પાઘડી મુલ્લાંઓ તેઓને ઇરાનમાં પહેરવા દેતા નથી. એથી તેઓ ખાખી રંગની પાઘડી તેમજ સફેદ જામાને બદલે તેવાજ રંગનો જામો પહેરે છે. મારા ખાવીંદે તેઓને સધ્યારો આપ્યો કે તેઓની હાલત જરા પણ કઢંગી થાય તેવું કશું તેવણ કરશે નહિ. પછી શાંતિથી તેમને સમજાવ્યું કે ઇરાની ઓબેદોની વાત જુદી છે, કારણ તેઓ ઇરાની રૈયત છે. પણ અમે પરદેશથી આવેલાં હતાં એટલે અમારા પોશાક સામે કોઇ વાંધો લેશે નહિ તે છતાં અમે વખત અને સંજોગ તપાસીને કામ લઇશું અને અમારા ભલા યજમાન યા શીરાઝની નાની જરથોસ્તી અનજુમનને કશી તકલીફ નહિ પડે તેની સંભાળ લઇશું.

આ ભલા જરથોસ્તીઓની બ્હીક કંઇ તદન ખ્યાલી નહિ હતી. કારણ એકજ વર્ષની વાત ઉપર યઝદમાં જરથોસ્તી મરદોનાં માથાનાં પહેરણ બાબે કમનશીબ ભાંજઘડ ઉઠી હતી. સાધારણ રીતે જે કાળી ટોપી આપણી તરફ પર્સીયન યા મોગલ ટોપીને નામે ઓળખાય છે, તે સામાન્ય રીતે સઘળા મુસલમાનો પહેરે છે. તેમની નકલ કરી તહેરાન, ઇસફહાન, શીરાઝ વગેરે શહેરોના જરથોસ્તી મરદો પણ તે ટોપી પહેરે છે. પણ યઝદ કે જ્યાં મુલ્લાંઓનો દોર થોડો ઘણો કાયમ છે, ત્યાંના જરથોસ્તીઓને એ ટોપી પહેરવાની મનાઇ છે. એક સાલની વાત ઉપર કોઇ જરથોસ્તીઓએ યઝદમાં એ ટોપી પહેરવાની કોશીષ કરી તેથી રમખાણ શરૂ થયું. વાત આગળ વધી, અને પાયતખ્ત તહેરાન સુધી ફરીયાદ પહોંચી. રાજધાની શહેરમાંથી જોખમદાર પ્રધાને જરથોસ્તીઓની તરફેણમાં ફરમાન મોકલ્યું તે છતાં યઝદમાં ઝનુન એટલું રહ્યું કે જરથોસ્તીઓએ મુલ્લાંઓ અને બીજા જાહેલોની કતરાજીમાંથી બચવા ખાતર આખરે એ ટોપીથી હાથ ઉઠાવ્યો.

શીરાઝનું બ્રિટિશ કૉનસલ ખાતું અમારાં ઉતારાનાં મકાનથી ફકત પાંચ મિનિટના રસ્તા ઉપર હતું, અને અમે બન્ને જ્યાં સવારે દશ વાગે ત્યાં ગયાં. અમારી મુસાફરી દરમ્યાન અમે દરેક મોટાં શહેરોનાં બ્રિટિશ કૉનસલ ખાતાંઓમાં ગયાં હતાં, અને તે સઘળાં ઘણી કુશાદે જગામાં મોટા બાગો સાથનાં સુંદર મકાનો હતાં. શીરાઝમાં પણ દરવાજામાં દાખલ થયા પછી મોટાં ઝાડોની ઘટા વચ્ચે સળંગ લાંબો રસ્તો પસાર કરી અમે કૉનસલની ઑફિસમાં દાખલ થયાં. કૉનસલ આ વખતે બહારગામ ગયલા હતા. તેમના યુરોપીઅન મદદનીશે અમારી મુસાફરીની ખબર અંતર પુછ્યા પછી અમે તેની તરફથી ઇરાનમાં હાલ મામલો કેવો હતો, તેની કેટલીક વિગત મેળવી. અમારા જુદે જુદે ઠેકાણેના અનુભવ ઉપરથી અમે જોયું કે જ્યાં જ્યાં અંગ્રેજ અમલદારો યા બૅંકના વડાઓ યા કોઇપણ યુરોપીઅનો અમોને મળેતા તેઓ સાથની વાતચીત ઉપરથી જણાતું કે તેઓને ઇરાનની આબોહેવા, બાગ-બગીચા ઘણું ગમતું હતું. સર્વે એકે અવાજે ઇરાનમાં રહેવાને ખુશી જણાવતા. આપણી તરફ ગરમ રૂતુને લીધે ફરજ્યાત રહેવું પડે તે ઉપરાંત હિન્દુસ્તાનમાં વધુ થોભવાને ગોરાઓ રાજી રહેતા નથી, અને ઈંગ્લાંડ જવાને માટે કયાર કપારમાં પડે છે. અહિં તેથી ઉલટું જણાતું હતું, અને ઘણાક અમને કહેતા હતા કે એક વખત ઇરાન આવ્યા પછી કોણને અહિંથી પાછું આવવા નહિ ગમે. આ તેમનું બોલવું ખરૂં હતું. ત્રણ મહિનાની આપણાં પુરાતન વતનની અમારી પ્હેલી ઉડની મુલાકાત પછી હવે પછી વધુ લાંબી મુસાકાત લેવાની ખીજી તક અમને ખુદાતાલા જલદીથી આપે તે માટે અમે વધુ આતુર બન્યાં છીએ.

કૉનસલ હવે આવી પુગ્યા, અને અમને પોતાના ઓરડામાં લઈ જઈ ખેર આફીયત પુછ્યા પછી કહેવા લાગ્યા કે બુશાયરના કૉનસલ તરફથી અમારે માટે તેવણને લખાવત આવી છે કે શીરાઝથી ઉપર જઇ પર્સીપોલીસનાં ખંડીએરો જોઈ અમે પાછાં ફરનાર હતાં.

અમોએ જણાવ્યું કે જો તહેરાન તરફ આગળ વધી અમારી ધારેલી મુસાફરી પુરી કરવાનું તેવણ સલાહકારક નહિ ધારતા હોય તો અમે તેમ કરીશું, બાકી બુશાયરથી શીરાઝ સુધીની હેજગારી ભરી મુસાફરી કીધા પછી અમે તો આગળ વધવા ઈંતેજાર હતાં. કેટલોક વિચાર કીધા પછી તેવણે જણાવ્યું કે અલબત અમે હમણાં ઇસફહાન તરફ આગળ વધશું, તો રસ્તા હાલ તરત સલામત છે. પણ ઇરાનમાં પંદર દિવસ પછી શું થાય છે તે કોઇથી કહેવાઈ શકે નહિ. આખરે આગળ વધવાનું નકી થતાં ઇરાનના મામલા સંબંધી કેટલીક વાતચીત ચાલી અને પછી કૉનસલે અમોને મોટર મારફતે આગળ વધવાની સલાહ આપી.

ખચ્ચરો યા ઘોડા મારફતે અને તે પણ વંજારની સાથે હવે પછી મુસાફરી આગળ ચલાવવાનો વિચાર તો અમે તદન માંડીજ વાળ્યો હતો. જો તેમ કરવા બેસીએ તો અલબત સસ્તું ઘણું પડે. પણ વખત એટલો નિકળી જાય કે મુસાફરીની મોસમ પુરી થઇ જાય, અને પાછળથી તહેરાન તરફથી હમાદાન, કેરમાનશાહ વગેરે થઇ કસરે શીરીન તરફ જતાં સખત બરફ મળે, અને આગળ વધવું મુશ્કેલ થઇ પડે. ઘોડાની ગાડી કરતાં મોટર બમણી મોંઘી પડે તેમ હતું. ગાડીમાં મુસાફરી કરતાં જ્યાં મંજલે મંજલ ઘોડા બદલવા પડે છે, ત્યાં હમેશ એવો કાયદો છે કે આવતા ટપાલની ગાડીઓને પહેલાં ઘોડા પુરા પાડે અને પછી બાકી વધે તેમ ઘોડા મુસાફરોને વારા ફરતી આપે. કોઈ મંજલે તેમ થતાં ઘોડાની તંગીને લીધે મુસાફરોને લાંબો વખત થોભી જવું પડે છે.

શીરાઝથી ઉપર જતાં તથા તહેરાનથી કસરે શીરીન સુધી જવા માટે સઘળે ઠેકાણે આપણે ચાહીએ તો ગાડીઓ મળે છે. આ ગાડીઓ વીકટોર્યા, લૅંડો યા ડીલીજન્સ જેને અહિંનાં લોકો સાધારણ રીતે ડીલીજાનને નામે ઓળખે છે તેમાં યા તો ટપાલની ગાડીમાં મુસાફરી થઇ શકે છે. વીકટોર્યામાં બે યા ત્રણ માણસો મુસાફરી કરી શકે છે અને તેને બે ઘોડા જોડવામાં આવે છે. બંધીવાર લૅંડો કુટુંબ માટે સારી કહેવાય. એમાં બે માણસ સગવડે બેસી શકે છે, પણ જો અગવડે બેસો તો પછી ત્રણ યા ચાર પણ બેસી શકે. ડીલીજાન ચાર પૈડાંની ગાડી હોય છે, જે લાંબા ઘાટની બનાવેલી હોય છે તેમાં સામસામી સુલંગ બેઠક ઉપર ચાર ચાર માણસો બેસી શકે છે. આ આઠ પેસેન્જરો તથા તેમનો કેટલોક સામાન લઇ જનાર ગાડીને ચાર ઘોડા જોડે છે. આ ચાર ઘોડા બબેની બે હારમાં નહિ પણ ચારે એકજ હારમાં સાથે જોડે છે, અને તેઓ ઘુંઘરા અને સાજ સાથે ગાડી ઘસડતા દોડે તે મજેહનું લાગે છે. એ ઉપરાંત ગરીબ માણસો ટપાલની ગાડી મારફતે પણ મુસાફરી કરે છે. આ ગાડી મુંબઇના આપણા ખટારાના ઘાટની પણ એને બદલે ચાર પૈડાંની તથા લંબાઇમાં ખટારાથી વધારે હોય છે. તેમાં પહેલે ટપાલનાં કાગજો, પાર્સલો વગેરે મુકે છે. પછી પેસેન્જરોના ગાંસડા, પોટલાં તેની ઉપર છેક મથાળાં સુધી સિંચે છે અને પછી તેના ઉપર એટલે જમીનથી ખાસાં ૭ ફીટ ઉંચાણ ઉપર કશાને અઢેલ્યા વગર પલાંઠી વાળીને પેસેંજરો બેસે છે. આપણાથી એવી રીતે મુસાફરી થઈ શકે નહિ, કારણ ગાડીને ઉપરથી કશા કટેરા જેવું નહિ એટલે ગટેર, ખાડા ખબોચીઆંમાં પૈડાં પડે તે વખતના આંચકાથી યા તો સપાટ જમીન ઉપર ગાડી દોડે તે વખતે પણ સાહવેરાની ગેરહાજરીમાં ગબડી પડવાનો સંભવ વધારે રહે છે.

હવે મોટર તો ગાડીનાં કરતાં વધારે ઝડપથી જઇ શકે એ તો દેખીતુંજે હતું. પણ કૉનસલે મોટરની ખાસ ભલામણ કરવાનું કારણ એ જણાવ્યું કે કામ પડવે વધુ ઝડપે નસાડી શકાતી હોવાથી લુટારાઓ આવી પુગે તેવે વખતે તે ઘણી ઉપયોગી થઇ પડે.

છે. અમારાં ગજવાંના ભાર પ્રમાણે અમોને કામ લેવાનું હોવાથી અમે તો ગાડી ઘોડા મારફતેની ઓછી ખરચાળ મુસાફરી પસંદ કીધી. ભલા કૉનસલે અમને જણાવ્યું કે શીરાઝના હાકેમ જેવણ નામદાર શાહના કાકા થાય છે, તેવણ મારફતે અમારે માટે બૉડી ગાર્ડ મેળવવાની તેવણ ગોઠવણ કરશે, તેમજ રસ્તામાં જગેજગ અમોને જોઇતી મદદ મળી શકે તેવું ફરમાન અમારે માટે તેવણ મેળવશે કે રસ્તામાં ગામડાંઓના મુખીઓને દેખાડવાથી અમોને ઘણી મદદ મળી શકશે.

જેમ જેમ એક એક દિવસ પસાર થતો ગયો તેમ તેમ અમારા આવ્યાની ખબર આસપાસ ફેલાવા લાગી. પરિણામ એ આવ્યું કે મી. હાઈ માલકમ નામના એક ભણેલા આરમીનીઅન જેવણે પચીશ વર્ષ ઉપર મુંબઇની કૉલેજમાં કેળવણી લીધી હતી, અને વર્ષોથી ઇરાન ખાતે વસતા હતા, તેવણ તથા શીરાઝની ઇમ્પીરીઅલ બૅંક ઑફ પરશીઆના વડા કારભારી મી. મીરઝાં મહમુદખાન જેવણ વર્ષોની વાત ઉપર જ્યારે હાલના નામદાર શાહના બપાવાના બાવા નાસરદીન શાહ યુરોપની સહેલગાહે ગયા હતા અને આપણી યુરોપની જરથોસ્તી અનજુમને મરહુમ દાદાભાઈ નવરોજીની આગેવાની હેઠળ તે નામદારને માનપત્ર આપ્યું હતું તે વખતે પારસી ડેપ્યુટેશનનો નામદાર શાહ સાથે મેળાપ કરાવવામાં આગેવાની લીધી હતી, તેવણ તથા આઠ દશ બીજા અંગ્રેજી જાણનારા મુસલમાનો વખતો વખત મારા ખાવીંદને મળતા હતા. આ સઘળાઓ એક અવાજે આપણી કોમને માટે માયા ભર્યા વિચારો દર્શાવતા હતા, અને કહે કહે ને એમજ કહે કે પારસીઓએ હિન્દુસ્તાનથી અત્રે આવવું જોઇએ. એક જવાન એક વખતે કંઈક લાગણીથી બોલ્યા કે પારસીઓ નગુણા કહેવાય કે જ્યારે તેઓની અસલ માતૃ ભૂમિ આજે ગરીબી અને હાડમારીમાં આવી પડી છે, ત્યારે પોતાનાં એક વખતનાં પ્યારાં વતનને ભુલી જઇ તેઓ હિન્દમાં અમન ચમન કરે છે. લગભગ એજ મીસમના શબ્દો અમારી આખી મુસાફરી દરમ્યાન જ્યાં જ્યાં અમને ભણેલા મુસલમાનો મળતા હતા, ત્યાં ત્યાં અમો સાંભળતાં હતાં. અમારી તહેરાન ખાતેની મુલાકાતનો અહેવાલ આપતી વખતે એ બાબત ઉપર હું વિગતે લખનાર હોવાથી હાલ તરત આગળ વધીશું. ઇરાન શહેરના એવા કેળવાયલા ગૃહસ્થો સાથની વાતચીતથી અમને ઘણું જાણવાનું મળતું હતું. કેટલાકો ઇરાનની હાલની પડતી માટે ઘણાં દુઃખ સાથે બોલતા હતા, કેટલાકો હાલનાં રાજવંશી કુટુંબ અને શાહ સામે કડવાશ ભરેલી ટીકા કરતા, કેટલાક પોતાના દેશની હાલની દયાજનક હાલતને રડીયા, ઈંગ્લાંડ વગેરેના રાજદ્વારી કાવાદાવાઓને આભારી જણાવતા. *એ રીતે નવાં ઇરાનની ચળવળને લગતી ઘણી જાણવાજોગ હકીકતો, તરેહતરેહવાર મતો* વગેરે બાબતોની માહિતી એવી વાતચીતો ઉપરથી અમને મળતી.

ચોથે દહાડે સહવારે કૉનસલ તરફથી પેગામ આવ્યો કે અમારે માટે બૉડી ગાર્ડ વગેરેની ગોઠવણ થઇ ચુકી છે. હાકેમ સાહેબે મહેરબાનીની રાહે પોતાના અગીયાર ઘોડેસ્વાર અમોને આપવાને કબુલ્યું હતું, તથા રસ્તા ઉપરની અમારી સલામતી માટે બાદશાહી મોહોર સાથનું ફરમાન પત્ર મોકલ્યું હતું. અમારી મુસાફરીનો હજી આ શરૂઆતનો તબકકો હતો, અને ઘણીક બાબતોથી અમો વાકેફગાર નહિ હતાં. પહેલાં તો ભોળાપણામાં અમે માની લીધું કે ગવર્નર સાહેબે પોતાનાં લશ્કરમાંથી અગીયાર માણસો અમારી પાસબાની માટે આપ્યાં હતાં તેઓને છુટા પડતી વખતે કંઇક બક્ષીશ આપવા ઉપરાંત અમોને કશું વધારે કરવાનું નહિ હતું. પણ પાછળથી માલમ પડ્યું કે જેમ હાકેમ સાહેબના સવારો તેમજ તેઓના ઘોડાઓ જેટલા દહાડા અમારી સાથે રહે તેટલા દહાડા અમારા પરોણા થવાના

હતા. આપણે તો ગભરાવાં કે સસ્તું શોધવા જતાં આપણે તો માથે બલા વહોરી લીધી. અગીયાર જણાની અનજુમનને રોજ સવાર સાંજ જમાડવાની અને તેથી વળી આખરે સેપે હસાલારોજ પણ, એટલે ખુદા રાખે ભુખથી જરા જાસ્તીજ હોય, ને તે ઉપરાંત વળી અગીયાર ઘોડાનાં પેટ ભરવાનાં! વળી બક્ષીશ પણ જેવી તેવી આપવી પડે તેમ નહિ હતું. નાખી દેતાં બધાં માણસો વચ્ચે સો તુમાન એટલે ત્રણસો ઉપર રૂપિયા વગર છુટકો થાય તેમ નહિ હતું. અમે તો અમારી કૉનફરન્સ ભરી એકમતે ઠરાવ ઉપર આવ્યાં કે નામદાર હાકેમનો ઉપકાર માની બૉડી ગાર્ડોનું માન મેળવવાનો અભખરો છોડી દેવો. એટલો મોટો ખરચ એ રીતે કરીએ તેના કરતાં તો હજી મોટર ભલી કે વખતનો પણ બચાવ થાય.

જ્યારે બૉડી ગાર્ડો માટે આ જગાએ આપણે કાંઈક બોલીએ છીએ ત્યારે અમારી મુસાફરી દરમ્યાન કેટલીક વખત તેમના સંબંધમા અમે જે વાતો સાંભળવા પામ્યાં હતાં, તે અત્રે ટુંકમાં જણાવીશું. અલબત મોટે ભાગે આ સવારો વફાદાર અને ઉપયોગી હોય છે. પણ વળી કોઈ વખતે એવું પણ બને છે કે જ્યાં સુધી રાહ સાફ હોય છે અને ચોર, લુટારાની સતાવણી હોતી નથી, ત્યાં સુધી આ લોકો આપણી સાથેના સાથે રહી સલામતીને વખતે આપણી ચોકી કરે છે, પણ જેવા લુટારાઓને ધસી આવતા જુએ છે, કે ધાસ્તીને વખતે આપણને લુટારાઓની દયા ઉપર છોડી પોતે ચાર પગે ઘોડા દપટાવી નાસી જાય છે. કોઇ વખતે એવું બને છે કે આપણા સવારોમાંના જો કોઇ હુલ્લડ અને ઉતાવળા હોય છે તો તે હિમ્મત દેખાડવા દૂરથી આવતા જતા કોઇકાને લુટારા માની લઈ બંદુકની ગોળી છોડી જુકી ચીડા માથે વહોરી લઇ આપણને મુસ્કેલીમાં લાવી મુકે છે. વળી જો કોઇ વખતે લુટારાઓની ખરી ટોળકી આપણી સામે આવે છે, અને આપણા સવારો અને તેઓ વચ્ચે ગોળીઓ છુટે છે ત્યારે ઉડતી ગોળીઓ આપણને કોઇ પણ વખતે આવીને જખમી કરવાનો યા જીવ લેવાનો સંભવ ઉભો થાય છે. કોઇક વખતે જો સ્વારો ભરોસાદાર હોતા નથી યાને હાકેમ યા તો કોઇ જાણીતા આસામીઓની મારફતે મેળવેલા હોતા નથી, તો લાગ ફાવતાં રસ્તામાં આપણા સવાર થવાને બદલે પોતે લુટારા બની આપણો માલ લઈ ચાલતા થાય છે. એના સંબંધમાં એક આરમીનીઅન મિત્રે અમોને આપેલી રમુજી સલાહ યાદ આવે છે. આ ભાઇએ જણાવ્યું કે સવારો લેવા કરતાં આપણેજ આપણું ભોગવી લેવું, અને જો રસ્તામાં સામેથી લુટારાઓ આવતા દેખાય તો ઘોડા કે ગાડી કે મોટર જેમાં આપણે બેઠાં હોઇએ તે તુરત થોભાવી જમીન ઉપર ઉતરી પડવું જોઇએ. જેવા લુટારાઓ આગળ આવી પહોંચે કે આપણા સામાન તરફ હાથ દેખાડી તેઓને કહેવું કે "બીસમિલ્લાહ" એટલે કે આપણને લુટવા આવેલા પરોણાઓને માલ દેખાડી જાણે કહેવું કે "લેઓ સાહેબો જે છે તે તમારૂંજ છે." એમ કીધાથી પરિણામ એ આવશે કે લુટારાઓ આપણો અસબાબ બીસ્મીલ્લાહ કરી આપણને સલામત જતા મુકશે. અત્રે ઉમેરવાની જરૂર છે કે ઇરાની લુટારાઓ હિન્દુસ્તાનની સરહદના કેટલાક તાયફાવાળાઓ જેવા લોહીના તરસ્યા નથી, તેઓ જો રાહદારીનો માલ આસાનીથી લુટી શકે તો પછી તેમના જાનને કશી પણ અલવલ પુગાડતા નથી. મોટે ભાગે જ્યારે આ લુટારાઓ કોઇ કાફલો, યા રાહદારીઓ, યા ટપાલ ગાડી જુએ છે કે હવામાં બંદુક છોડી તેઓને ઉભા રહી જવાની ચેતવણી આપે છે. મુસાફરો તેમના હુકમને નમી ઉભા રહે છે તો ઠીક. નહિ તો જો તેઓ પોતાની ગાડી, યા ઘોડા, ખચ્ચરને લગામ આપી નહાસવા માંડે તો પછી લુટારાઓ તેમનાં દિલ ઉપર ગોળી છોડે છે.

અમોએ અમારી પોતાની સાથે કશાં હથિયાર રાખ્યાં નહિ હતાં અને મારાં મત

અમારે રીવૉલ્વર વગેરે સાથે રાખવી ભાયંદે સલાહકારક નથી.

આખરે મોટરો મારફતે અમારી હવે પછીની મુસાફરી કરવાનું નકકી કીધા પછી અમે તે માટેની તલાસ કરવા માંડી. અમારાં ઉતારાનાં મકાનની નજદીકમાંજ એક અંગ્રેજ મોટર ભાડે ફેરવવાનું કામ કરતો હતો, તેની અમને ભલામણ કરવામાં આવી પણ અમે તેની સાથે કશો બંદોબસ્ત કરવા પામીએ તે આગમજ બીજી તરફથી અમારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું કે એક મુસલમાન ગૃહસ્થ કે જે શીરાઝ અને ઇસફહાન વચ્ચે ટપાલ લાવ લઇ જા કરવાનું કંટ્રાકટ ધરાવે છે તે પણ મોટર ભાડે ફેરવવાનો ધંધો કરે છે. અમને સલાહ આપવામાં આવી કે હમણાં ઘણી વખતે રસ્તામાં મુસાફર પણ લુંટાયા છે, અને તેની મોટર પણ લુંટાય છે. માટે જો અમને સલામતી ચહાતી હોય તો આ મુસલમાનની મોટર લેઇશું તો ઠીક ! કારણ એક તો એ કે તે પોતે ટપાલનો કંટ્રાકટર હોવાથી જગેજગ તેનાં મથકો આવે છે, કે જ્યાં કામ પડયે તેનાં માણસો અમને મદદ કરી શકે. તે ઉપરાંત અમને ખાનગીમાં જણાવવામાં આવ્યું કે રસ્તાનાં તાયફાનાં માણસો તેના હાથમાં છે, એટલે અમે જે મોટરમાં જઇએ તે તેની છે એમ જાણતાં તેઓ છોડી દેશે, નહિ તો તેઓ અમને લુંટશે.

અમે માણસ મોકલીને બોલાવી મંગાવવાથી આ ગૃહસ્થ અમારે ત્યાં પોતાના કારભારીની સાથે મોટરમાંજ સ્વાર થઇ આવી લાગ્યા. તેવણને જોતાં વાર અમે તો ધાર્યું કે આ માણસ કોઇ કંટ્રાકટર નહિ પણ લશ્કર ખાતાનો વડો હશે. ઉંચો, કદાવર કાઠીનો, જાડો અને કમરે પટામાં એક રીવોલ્વર તથા બરછી સાથનો એટલે તેનો દેખાવ ખરેખર પહેલવાની હતો. અને અમારા ભલા યજમાનને ત્યાંની જે બૅન્ટવુડ ચૅર ઉપર તેને બેઠક આપી તે તેને માટે ફરાગાત ભરી ખચીતજ નહિ હતી. રાબેતા મુજબ ચાહેપાણી ચાલ્યા પછી ભાડાનો બંદોબસ્ત થયો, અને અમે ઇસફહાનમાં ફકત બે ત્રણ દહાડાજ રહીને તહેરાન જનાર હતાં એમ જાણતાં આ ગૃહસ્થે અમોને પોતાનીજ મોટરોમાં તહેરાન સુધી પુગાડવાનું માથે લીધું. અમને પણ તે વિચાર ઘણો પસંદ પડયો, કારણ તેમ થવાથી ઇસફહાનમાં નવેસર નવાં માણસ સાથની ખટપટની જરૂર રહે નહિ. અને બીજું ખાસ કારણ એ હતું કે એક શોફર મુંબઇમાં લાંબો વખત રહેલો હોવાથી હિન્દુસ્તાની ભાષા બોલતો હતો. તેણે અમોને જણાવ્યું કે બાઇ હમાબાઇ પીટીટનો તે આગળ શોફર હતો, અને બીજાં મુંબઇનાં ઓળખીતાંઓની પિછાન અમોને તેણે આપી. આથી જ્યારે સઘળી ગોઠવણ નક્કી થઇ ત્યારે તેના માલિક સાથે અમે ખાસ ગોઠવણ કીધી કે એક શોફર તરીકે અમારી મોટરમાં આ માણસ જરૂરજ હોવો જોઇએ. અમોએ એક ફૉર્ડ મોટર અમારે માટે બેસવાની લીધી તથા એક નાની ફૉર્ડ ટ્રક સામાન માટે નક્કી કીધી. અમોએ શરત એવી કીધી કે અમોને પર્સીપોલીસનાં ખંડીએરો જોવાને બને તે માટે અમે કહીએ ત્યાં નજદીકનાં ગામમાં બે દહાડા મોટરો થોભાવે. ત્યાંથી ઉપરેલાં મશેદે મુર્ધાબનાં મેદાનમાં અમે માગીએ તે ગામમાં બે દહાડા થોભે. ઇસફહાનમાં ત્રણ દહાડા અને ત્યાંથી પછી સળંગ તહેરાન અમોને લઇ જાય.

શીરાઝથી તહેરાન આશરે ૬૦૦ માઇલ છે. અને એટલા ટપ્પાની મુસાફરી માટે અમે રોકેલી બે મોટરોનું ભાડું રિકઝિક કરતાં છેવટે રૂ. ૩૩૫૦) નક્કી થયું. પહેલી નજરે આપણને આ દામ ઘણું ભારે લાગે છે. પણ જે રસ્તેથી અમોને મુસાફરી કરવાની હતી તે એટલા ઢેકાઢળીઆ, પથ્થર, કાંકરા, ખાડાખાબોચીયાવાળો હતો કે તેમાં ટાયરોનો બોલ બોલતાં ઘાણ નિકળી જતો, ટયુબો ફાટી જતી, અને મોટર અકળાઇ ઉભાઇને અર્ધી થઇ જતી, તેજ માફક વળી પેટ્રોલ પણ ઘણું મોંઘું હતું. આપણને યાદ રાખવું જોઇએ કે આ

સઘળો અસબાબ એક વખતે સ્ટીમર મારફતે પર્શ્યન ગલ્ફનાં એકાદ બારામાં આવી પડે છે. પછી ત્યાંથી તેને ખચ્ચરો ઉપર લાદી આબલો સુધી લઇ જવાનો એટલે કુદરતી રીતે તેના ભાવો ઘણા આકરા મવાજ જોઇએ. મોટરો મારફતે મુસાફરી કરવા ચાહનારાઓની વાકેફી માટે લખવું જરૂરનું છે કે પહાડોનાં ચઢાણ ઉતરાણ વખતે તથા ઇરાનના બીસ્માર હાલતના રસ્તાઓ માટે ફૉર્ડ ઘણી સગવડ ભરેલી છે. તે ઉપરાંત મોટાં શહેરોમાં જ્યાં મોટર સમારવાનાં કારખાનાંઓ હોય ત્યાંથી ફૉર્ડને લગતો સામાન વધારે સહેલાઇથી મળી શકે છે. જ્યારે બીજા મેકરોની ગાડીઓનો પરચુરણ સામાન મેળવતાં કોઈ વખત મુશ્કેલી માલમ પડે છે.

બીજે દહાડે કૉનસલના અંગ્રેજ મદદનીશ સાથે રસ્તામાં મુલાકાત થતાં અમે અમારી મોટરોના બંદોબસ્તની કેફીયત તેને જણાવી. તેવણે પોતાના બીજા મિત્રો આગળ તે સંબંધી વાત કરી હશે, એટલે રાતના આઠ વાગ્યાને સુમારે એક મોટર અમારા દરવાજા ઉપર આવી અટકવાનો અમે અવાજ સાંભળ્યો. અને થોડે વારે એક શોફર વિઝીટીંગ કાર્ડ લેઇને માળ ઉપર આવ્યો. મુલાકાતે આવેલા ગૃહસ્થોમાં સાઉથ પર્શ્યન રાઇફલ્સના બે અમલદાર તથા એક તેમના મિત્ર હતા. એક ઑફીસરે અમોને જણાવ્યું કે તેવણે સાંભળ્યું કે અમે લગભગ રૂ. ૩૫૦૦) માં મોટરો ભાડે લઈ તહેરાન જનાર હતાં, અને તેવણ પોતાની નવી મોટર વેચવા માગતા હોવાથી અમારી પાસે આવ્યા હતા. આ ઑફિસર વિલાયતથી કરાંચીને માર્ગે બે ત્રણ મહિનાનાજ શીરાઝ આવેલા હતા, અને પોતાની સાથે એક મોટર ખરીદી લાવ્યા હતા. પણ શીરાઝ આવ્યા પછીથી જ્યારે એસ. પી. આર. નો સ્ટાફ વિખેરી નાંખવાનું બ્રિટિશ સરકારે નક્કી કીધું ત્યારે તેવણને પણ હિન્દુસ્તાન પાછા ફરવાનો હુકમ થયો હતો. તેવણ પોતાની મોટર માટે રૂ. ૭૦૦૦) માગતા હતા, અને અમોને સલાહ આપતા હતા કે અમે અમારી આખી મુસાફરી તેમાં પુરી કરી ઇરાની સરહદ છોડતી વખતે કોઇને મોટર વેચી નાંખવાને માગીશું તો તેનાં ઘરાકો ઘણાં મળશે. અમે આ રીતનો અખતરો અજમાવવા તૈયાર નહિ હતાં. એક તો અમે ભાડાંની મોટરોનો કબાલો કરી ચુક્યાં હતાં. અને બીજું તો અમારી પાસે તરત એટલા પૈસા તૈયાર પણ નહિ હતા. આ મુશ્કેલીનો તો તરત અમોને જવાબ મળ્યો કે પૈસાની ઉતાવળ નથી, અમે કરાંચી પુગ્યા પછીથી આપીશું તો પણ ફીકર નથી. અમે તો એ માગણી ઉપકાર સાથે નાજ પાડી, કારણ અમારે જોખમે શોફર રાખવો, રસ્તે રસ્તે પેટ્રોલ વગેરે ખરીદવાનું, અને બીજી અનેક જંજાળ, અજાણ્યાં શહેરમાં કરવાનું અમને પાલવે તેમ નહિ હતું. વળી ઇરાનની સરહદે જઈ પુગતાં મોટર અધમુઇ થઇ રહે અને પછી તેનો ખરીદનાર કોઈ નહિ મળે અથવા તો અમને વેચવા માટે ગરજાઉ જાણીને પાણીને મૂળે માગે, તો પછી એ તાજુતને અમે કયાં ઘસરીએ. અમે કોણની મોટરો ભાડે લીધી હતી તે જાણનાં વિદાય થતી વખતે એક ગૃહસ્થ અમોને રમુજમાં કહી ગયા કે અમોને એટલો સધ્યારો લેવાનો છે કે અમે જેની સાથે કામ પાડયું છે તે પોતે લુટારાઓનો સરદાર છે એટલે રસ્તામાં અમોને લુંટાવાની ધાસ્તી રહેશે નહિ. અમારી સાથે સામાન જોઇએ તે કરતાં વધુ હતો. એ અમે જોઇ લીધું હતું. તેથી અમોને ઘણી હાડમારી પડની હતી, તથા તે ઘસડવાનો ખરચ થતો હતો. ઘણી અગવડ વગર લઇ ચલાવાય તેવો સામાન અમે એકઠો કરી એક પેટી ભરી. એસ. પી. આર. ના એક પંજાબી મુસલમાન ગૃહસ્થ જેવણ પોતાનાં બીબી સાથે લડાઇના વખતથી શીરાઝમાં રહેતા હતા, તેવણે અમારી આગળ વાત કરી હતી કે તેવણ

થોડાક દહાડામાં કરાંચીને માર્ગેથી લોહોર જનાર હતા. આ તકનો લાભ લઇ અમે જોયું કે એવણ સાથે પેટી કરાંચી મોકલીએ તો માથેથી ભાર ઓસરે. અમારી પાસે ત્રણ વાળવાની ખુરસી હતી, તેમાંથી એક તેવણને ભેટ આપી, અને પછી અમારી પેટી કરાંચી પુગાડવાની માગણી કરી. અલબત અમે તેને માટે તોલ્લાઇ ખરચ પેટે તેવણને પચીશ રૂપિયા આપ્યા. એક ખચ્ચર ઉપાડી શકે તે કરતાં અર્ધા વજનની અમારી પેટી હતી. એટલે એક ખચ્ચરના જો આશરે પચાશ રૂપિયા તો અર્ધા ખચ્ચરના પચીસ રૂપિયા થાય એવો હિસાબ ગણી હાલને કાજ તો પેટી રવાના કીધી જે પાછળથી સલામત કરાંચી જઇ ઠેકાણે પડી.

અમોને શીરાઝથી ઉપડવાને હજી ત્રણ દહાડા બાકી હતા. કારણ અમોએ જે બે મોટરો ભાડે લીધી હતી તેને ઇસ્ફહાન તરફથી પાછી ફરતાં ઢીલ થઇ હતી. બુશાવરથી અમે જયારે ખચ્ચરો ઉપર વંજાર સાથે ઉપડયાં, ત્યારે અમારી પાસે અર્ધા પૈસા અગાઉથી લીધા હતા, અને બાકીના અર્ધા મુસાફરીની છેવટે શીરાઝમાં અમે આપ્યા હતા. પણ અહિં તો આખી રકમ યાને રૂા. ૩૩૫૦ણુ અગાઉથી અમારી પાસે માગવામાં આવ્યા. અમે વાંધો લીધો કે એક વખત બધા પૈસા અમે આપી દઇએ તો પછી રસ્તામાં અમોને રેરવે તો અમારૂં તો કંઇ વળે નહિ, પણ બીજાઓએ તાપસી પુરી કે અહિંનો એવોજ કાયદો છે. એટલે અમે મુગાં રહ્યાં. અમારી મુસ્કેલી બીજી એ હતી કે કરાંચીથી ઉપડતી વખતે અમારી મુસાફરીમાં આગળ વધવાનું અણધણ હોવાથી અમે એક રકમ બસરાની બેંકમાં પણ જમે કરાવી હતી. એટલે હવે મોટરવાળાને તરત આપવાને અમારી પાસે બધા પૈસા નહિ હતા. અમો તેથી શીરાઝની ઇમ્પીરીઅલ બેંકના વડા અંગ્રેજ મેનેજરને મળ્યાં. આ ભલા ગૃહસ્થે અમોને જણાવ્યું કે તેવણ તરત બસરા તાર કરી નિયમ પ્રમાણે પુછાવશે, અને ત્યાંથી જવાબ આવતાં અમોને રકમ સ્વાધીન કરશે. હવે જો જવાબ આવતાં ઢીલ થાય તો અમોને અમારી મુસાફરીમાં નાહકનો વખત ગુમાવવો પડે. અમારી આ મુસ્કેલી ધ્યાનમાં લઇ તેનો તુરણે તોડ શોધી કાઢયો. અને અમોને હાલ તરત ખુટતા રૂા. ૨૫૦૦ણુ આપ્યા. મેનેજર પોતે પંદર દહાડામાં તહેરાન જનાર હતા, અને અમોને કહેવા લાગ્યા કે જો એટલો વખત અમો થોભી જઇએ તો તેવણ પોતે તથા તેમના બીજા બે અંગ્રેજ મિત્રો મળી અમે બધાં સાથે મળીને જઇએ તો વધુ સારૂં થાય. અમોને તો અલબત્તાં એવો સાથ મળે તો ઘણી મદદ થઈ પડે, પણ અમોને એક એક દહાડો સંભાળવાનો હતો, એટલે એ લાયકીવાળા ગૃહસ્થની માગણી અમે સ્વીકારી શકયાં નહિ.

અમો સાંજે ફરવા જવા તૈયાર થયાં હતાં, તેવામાં ત્રણ ચાર ઘોડે સ્વારોનાં પગલાં અમારાં બારણાં આગળ આવી અટકતાં અમોને માળ ઉપર સંભળાયાં. ઇરાનમાં મોટા માણસો કેડે ફરહર કરે છે ત્યારે તેઓની સાથે એકાદ બે યા વધુ સ્વારો તેમની સાથે માનને ખાતર રહે છે જો કે ધીમે ધીમે હવે એવો દોરદમામ કમતી થતો જાય છે. અમોને મળવા આવેલા ગૃહસ્થો મી. મીરઝાં મહમદ બાકરખાન તથા તેમના અંગ્રેજી ભણેલા બેટા અબ્દુલ હુશેન હતા. તેઓ કંઇક લાગણી સાથે બોલ્યા કે હિન્દુસ્તાનથી કેટલાક વખતની વાત ઉપર તેઓ ઉપર અમો આવનાર છીએ એવી લખાવત આવી હતી, ત્યારથી તેઓ અમારી રાહ જોતા હતા, પણ છેક આજે સવારેજ તેઓના સાંભળવામાં આવ્યું કે અમે તો શીરાઝમાં આવેલાં હતાં તેથી તેઓ મુલાકાતે આવેલા હતા. આ બન્ને ભલા 'બાપ બેટા' યુરોપ અને હિન્દુસ્તાનની મુસાફરીએ જઇ આવેલા હતા. મી. બાકરખાન પોતે શીરાઝના એક ઘણી લાગવગવાળા ઉમરાવઝાદા મી. ઇબ્રાહીમખાન હબીબુલ્લાખાન જેવણ પોતાને નામે નહિ

પણ પોતાના ઈલકાબે યાને કવામ ઉલ મુલ્કને નામે સાધારણ રીતે ઓળખાય છે તેવણના જમણા હાથ જેવા હતા. અમારી બીજી કોઈ રીતે વધુ પરોણાગત કરવાનો હવે વખત નહિ રહેલો હોવાથી તેઓએ અમોને પોતાને ઘેરે એક આખો દહાડો પસાર કરવાનું યોજન કીધું.

અમો જ્યારે બીજે દિવસે સવારે મી. બાકરખાનને મકાને ગયાં ત્યારે તેઓએ નામદાર કવામ ઉલ મુલ્ક તથા બીજા પોતાના ત્રણ મિત્રોને પણ ત્યાં નોતર્યાં હતા. જ્યારે અમે શીરાઝના નામદાર ગવર્નરે અમોને આપેલું ફરમાન બે દહાડા આગમજ અમારા એ ત્રણ મુસલમાન મિત્રોને દેખાડ્યું હતું, ત્યારે તેઓએ હસીને અમોને જણાવ્યું હતું કે એની કિંમત શીરાઝની હદની બહાર કશી નથી, પણ જો કવામ ઉલ મુલ્ક તરફથી અમે એવું ભલામણ પત્ર મેળવીએ તો અમોને મુસાફરી દરમ્યાન તે ઘણું કામનું થઈ પડે. આ ગૃહસ્થ અંગ્રેજી સારૂં બોલે છે, અને યુરોપ, હિન્દુસ્તાન તરફ ફરી આવેલા છે. તેઓની સાથે ઇરાન દેશની રાજદ્વારી હાલત, તેની નાણાં સંબંધી બતંગ સ્થિતિ, રેલ્વેની ગેરહાજરીને લીધે દેશનું પછાત પડવું વગેરે તરેહવાર ઉપયોગી જાણવાજોગ બાબતો ઉપર મારા ખાવીંદે આશરે ત્રણ કલાક વાતો કીધી. અમે જેવી તેમને માગણી કીધી કે રાહમાં આવતાં ગામોમાં અમોને કામ લાગે તેવું નામું પોતાની લાગવગ હેઠળના તે તરફના મુખીઓ ઉપર અમોને લખી આપવું કે તેવણે એક બોલે તેમ કરવા ખુશી દેખાડી. વળી જે માણસ સાથે અમે મોટરોનો બંદોબસ્ત કીધો હતો તેને પણ અમારે માટે સઘળી સગવડ કરવાની તાકીદ ફરમાવવા બોલાવી મંગાવ્યો. થોડાક વખતમાં પેલા પહેલવાની કાઠીના દમામદાર ગૃહસ્થ આવી પુગ્યા. પણ આજનો તેવણનો દેખાવજ તદન જુદો હતો. અમે તો તેવણને બાઆબરૂથી ખુરસી આપીએ બેસાડી, ચાહ, બીસ્કીટ ખવાડેલી, ને હમણાં તો તે બિચારાને કોઈએ આવોજી બી નહિ કહ્યું, ને ખુરસીબી નહિ આપી. આવતાંને વાર છાતીએ જમણો હાથ લગાડી કમ્મરમાંથી અર્ધા વાંકા વળી તેવણે નમન કીધું. ત્યાર પછી મી. કવામ ઉલ મુલ્ક જે કંઈ કહે તેનો જવાબ નીચી નજરે આપે. જાણે બિચારાના પેટમાં કલેજુંજ નહિ. ખરૂં પુછો તો આજે તો તેના કમરબંધમાં લટકેલાં હથિયારોને પણ એબ લાગતી હતી. અમારે માટે પાછલી રાતે પાંચ વાગ્યાંમાં મોટરો અમારે બારણે લાવવાનું કહેવામાં આવતાં, તેણે જવાબ આપ્યો કે સરો ચશમથી પહેલી રાતથીજ મોટરો ને શોફરો અમારે આંગણે આવીને થોભશે. ટાયરો અને પેટ્રોલ જેટલાં જરૂરનાં હોય તે કરતાં જાસ્તી લેવા અને જેટલી બને તેટલી સગવડ અમોને કરી આપવા વગેરે જે જે ફરમાનો તેને આપવામાં આવ્યાં. તે સઘળાં નમન કરી તેણે માથે ચઢાવ્યાં. વિદાય થતી વખતે અમારી સામેની ટીપાઈઓ ઉપર અમોને જે રીફ્રેશમેન્ટ આપવામાં આવ્યું હતું તેમાંથી થોડું એક રકાબીમાં મુકી અમારા યજમાને તેને આપ્યું, તે અમારા ઓરડામાંથી બહાર જઈને બીચારાએ ખાધું, અને પછી કુનશ બજાવી ચાલુ મુક્યું.

ઘરમાં જેમ રાચરચીલું, ખુરસી, ટીપઈ, સોફા વગેરે સુધરેલી રીતનું હતું, તેમજ બપોરનું ખાણું યુરોપીઅન ઢબ મુજબ હતું અને તેને ઇનસાફ આપી રહ્યા પછી અમે એકાદ કલાક વાતચીતમાં ગુજાર્યો. ત્યાર પછી મુસલમાન પરોણાઓએ રૂખસદ લીધી, અને અમોને મકાનના અંદરના ભાગમાં, જેને અંદેરન કહે છે ત્યાં લઈ ગયા કે જ્યાં મીસીસ બાકરખાન તથા તેમનાં છોકરાંઓને મળી બેઠી ચાહપાણી કરી છેક સાંજે આ અશરાફ કુટુંબની માયા મહેરબાની ચાખી અમે છુટાં પડ્યાં.

અમારી સાથે બુશાયરથી શીરાઝ જે મુસલમાન કુટુંબે મુસાફરી કરી હતી, તેનાં

બાનુ અમોને મળવા આવ્યાં અને ઘણી બહોંસ કરી અમોને પોતાને ઘેર ચાહ પીવા આવવાનું તેડું કીધું, તે મુજબ સાંજે ચાર વાગે ગલીઓ અને કંગાલ સડકો વટાવી અમે તેમનાં મકાનમાં દાખલ થયાં. મકાનમાં દાખલ થતાં રાખેલા મુજબનો ચૉક, ઝાડપાન વગેરેથી દેખાવ ઘણો સારો લાગતો હતો. તેમજ અંદરના ઓરડાઓ પણ સુંદર કારપેટો વગેરેથી શણગારેલા હતા. માટીડાઓએ મુખ્ય ઓરડામાં જમીન ઉપર પાંથરેલા કારપેટો ઉપર બેઠક લીધી અને તેની પાસેના ઓરડામાં લાજ તાણીને કુટુંબનાં બાનુઓ બેઠાં. પહેલે ચાહ ફરતી થઇ અને તે પીને પરવારતાં થોડીક મીઠાઇથી મોઢું સમાર્યું. તેટલાં એ ત્રણ જાતનાં શરબત અને બરફ આવ્યું. તરેહવાર વાતો ચાલતાં કુટુંબનાં બાનુઓની ઓળખ કરાવી તેમાં એક તેર ચૌદ વર્ષની છોકરી હતી તેને અમારી સાથે બુશાયરથી આ કુટુંબના જે માટીડા આવેલા તેવણની બઇરી તરીકે ઓળખાવી. અમોને તેથી અચરતી ઉપજી કે તેવણનાં ધણીઆણીને તો અમે બુશાયરમાં જોઇ આવ્યાં હતાં. વધારે વખત ગુંચવાવાનું કારણ રહ્યું નહિ કારણ તુરત હસતે ચેહરે અમારાં બાનુ મિત્રે જણાવ્યું કે તે તેવણના ભાઇનાં કાલેજ લગ્ન થયાં ને બીજી બઇરી તેવણે કીધી. બુશાયરવાળી બઇરીની ઉમર ત્રીશ વર્ષની હતી, મીસ્ટર પોતે એંડેલાં કાચાંના, વાંકી ચુંકી બાંધણીના ખાસા પંચાવનની ભરતીમાં આવેલા જ્યારે તેવણની બીજી બઇરી તેર વર્ષનું બાળક ! છોકરીની કાયનાત, કાઠી જોવા મેં તેને પકડીને ઉભી કીધી અને જરા હસખેલનો માહલેરો પડી ચુકેલો તેથી મોઢાં ઉપરનો બુરખો ખેંચી કાઢી છોકરીનો ચેહરો મેં મારા ખાવીંદને દેખાડ્યો. છોકરી બીચારી ગભરાઇ ગઇ, ને ડોસાજીથી હસી પડાયું. અમે પણ ત્યારે કેહું આવું ભલું કામ કીધેલું. બુશાયરથી શીરાઝ આવતી લગ્નની જાનમાં અમે તો એ રીતે અજાણપણે જોડાયલાં. આખે રસ્તે જ્યારે અમે મધરાતે કોટલો ચઢતાં તે વખતે અમારી કાંઈ ઝાઝી કનવાર નહિ કરતાં ડોસાજી આગળ નિકળી જતા, તથા અમારાં ખચ્ચરો પણ તેવણનીજ મારફતે નક્કી થયાં હતાં, તેમાં સૌથી ફરખે અને તેજ ખચ્ચર પોતાને નામે રીઝર્વડ કરી રાખેલું, તે અમોને પછવાડે મુકી હમેશ પોતે આગળ નિકળી જતા તેથી અમોને રસ્તે મનમાં ઘણું ઓછું આવતું અને રાતભાતની કોટાઈનું આળ અમે તેવણ ઉપર મુકતાં. પણ હવે સમજ પડી, ડોસાજીનો જીવ બધો નવીબઇરીમાં ભરાયલો તેથી એમ ક્યાર ક્યારમાં પડેલા. ચાલો, તેવણ સુખી તો આપણેબી સુખી.

શીરાઝ ઉપર પરવરદેગારની મહેર છે. તેની આબોહવા સુંદર છે. સરોવર, ચીનાર વગેરે આસમાન તરફ વધતાં ઝાડોની ઘટા અને જમીન ઉપર ઉગતા હજારો મઘમઘાટ ભર્યા ગુલાબો અને સુગંધી ફુલના ક્યારાઓ તથા મીઠી દરાખનાં લીલાં ખેતરો શહેરને રળિઆમણું બનાવે છે. પણ માણસે ખુદાતાલાની એ બક્ષેશની કદર બુજેલી જણાતી નથી. શોભાયમાન શહેર માણસના હાથે વધુ શોભાયમાન બન્યું નથી. ઇરાનનાં સઘળાં શહેરોની માફક અલબત ગમે એવાં પણ આલીશાન મકાનો હોય અને તેના બાગબગીચા ફુવારા ગમે એવા દીલપસંદ હોય તો પણ બહારનાં કમ્પાઉન્ડની મટોડાંની આઠ દશ ફીટ ઉંચી દિવાંલોથી તે રચના સઘળી ઢંકાઇ જાય છે. ઘણેક ઠેકાણે નવાં બંધાયલાં મકાનોની નજદીકમાં જમીનમાં મોટા ખોહ પડેલા જોવામાં આવે છે. લોકો ઘર બાંધતી વખતે દૂરથી મટોડી લાવવાને બદલે સામેનાં ખુલ્લાં ચોગાનોમાંથી તે ખણી લે છે. એટલે ઉંડા ખાડા અને ઉકરડા જેવા દેખાવો ધોરી રસ્તા ઉપર નજરે પડે છે. શહેરમાં પાકી બાંધણીના રસ્તા જણાતા નથી. બાજરૂઓ આપણે આગળ જોયું તેમ બુશાયરમાં જે ઢબનાં હતાં તેવાંજ. કોઈ વખતે મોહલાઓમાં ફરતી વખતે ખાર કુવાના ખુલ્લા પથ્થરનાં ઢાંકણુમાંથી એવી બદબો

નિકળે કે આપણેથી ખમાય નહિ. શહેરમાં નહેરો મારફતે મીઠાં પાણી લાવવામાં આવે છે, પણ કોઈ જાતનાં આજની સુધરેલી ઢબનાં વૉટર વર્ક્સની યા ધાતુના નળો મારફતે પાણી શહેરના જુદાજુદા ભાગોમાં પહોંચતું કરવાની આજના જમાનાની સુધરેલી રૂઢીની ગેરહાજરીને લીધે દરેક રસ્તાની બાજુએ ખુલ્લી લાંબીને લાંબી નાળીઓ ખોદેલી તેમાંથી પાણી વહેતું રહે અને તે સૌ પોતાનાં ઘરમાં લે. રાહદારીઓ, ગાડીઘોડા, ગધેડાં, ખચ્ચર, ઉંટ વગેરે અનેક જાતના વહેવારથી, ઉડતાં ધૂળ મટોડાંથી, પાણી ગદ્દુ થાય. વળી માણસો જેમ પોતાનાં કપડાં ધોય, વહેતાં પાણીમાં જાનવરોને નહવાડે, યા પોતે નાહે, તે સઘળું કુદરતનાં સુંદર પાણીને બગાડવામાં કશું ખોટું ગણાતું નથી. કેળવાયલા મુસલમાન ગૃહસ્થો સાથે વાતો થતાં એક વખત મારા ખાવીંદે જણાવ્યું કે મોટાં રાજ્યોના વચ્ચે પડવાને લીધે અને બીજાં મોટાં રાજદ્વારી કારણોને લીધે દેશની ઉન્નતિનાં મહાભારત કામો ખોરંભે પડે એ સમજી શકાય તેવું છે. પણ નિયમિત ધોરણે કામ કરતાં મ્યુનિસિપાલીટી જેવાં ખાતાં મારફતે શહેર સુધરાઇ અને સફાઇનું કામ શા માટે નહિ થઇ શકે. એક ગૃહસ્થે તેનો જવાબ આપતાં દિલગીર થઈ જણાવ્યું કે મ્યુનિસિપાલીટી ચાલુ કીધી હતી પણ હાલ તેનું કામ ખોરંભે પડેલું છે। ઇરાનમાં ઘણેક ઠેકાણે અમે જોયું કે જેમ આપણી તરફ ઘરવેરો, બાજરૂ વેરો વગેરે અનેક જાતના કરો ભરવાના હોય છે, તેવા કશા કરો ઇરાનમાં ભરવા પડતા નથી, એવું બોલી કેટલાકો ઉકમાઇ લેતા જણાતા. ભલાં માણસો એટલું નહિ જોઇ શકતાં હતાં કે એવી કમાર્ગની કરકસર શહેરીઓ તરીકે તેઓને પોતાનેજ કેવું નુકસાન કરતી હતી. જુદી જુદી જાતના કરો જો તેઓ ભરતા થાય અને પછી તેની આવકમાંથી હલાલખોર ધોરણે ગલી કુંચી અને રસ્તાઓ સાફ થાય, બાજરૂઓ લેવાય, ગટરો બંધાય, વૉટર વર્કસ જેવાં બાંધકામોથી સોજું પાણી મળે તો શહેર સુખાકારીને કેવો ફાયદો થાય. કૉનસલખાતાં આગળથી પસાર થઈ શહેરમાં દાખલ થવાના રસ્તાની નજદીકમાં થોડી ઘણી મન માનતી એક સડક આવે છે, જ્યાં સાંજને છેડે લોકો ફરવા હરવા આવે છે. અહિં સાંજે સડકની પાસેનાં બન્ને બાજુમાં ખુલ્લાં નાળાંમાંથી પાણી લઇ ભીસ્તીઓ છંટકાવ કરે છે. તેથી તથા જે નાળાંઓમાંથી પાણી વહે છે તેની નજદીકમાં ગુલાબો અને ખુશબોદાર ઝાડો હારની હાર રોપેલાં હોવાથી દેખાવ ઘણો સારો લાગે છે. અહિં મોટી સંખ્યામાં લોકો જાણે સાદરી ફાનુસે આવ્યાં હોય તેમ જમીન ઉપર બેસી સાંજનો વખત પસાર કરે છે. એટલા લત્તા ઉપર ખટોખટ લાકડાંના મરીચરી રહેલા થાંભલા ઉપર લેવાંજ ખખરી વખરી ગયલાં ફાનસો મુકેલાં અને તેમાં દરેકમાં અર્ધી મીણબત્તી ગોઠવેલી અમે જોઇ. બિચારી મીણબત્તી આપી આપીને તે કેટલો ઉજાસ આપે ને તેબી વળી અર્ધી તે ક્યાં સુધી પુગે. એ માટે પુછપરછ કરતાં અમોને જવાબ મળ્યો કે લોકોનો ફરવાનો વખત પણ પુરો થાય ને મીણબત્તી બી પુરી થાય, એટલે પછી બત્તીનું કામ શું ? પચાસ હજાર માણસની વસ્તીનું મોટું શહેર ત્યાં જો આવો મામલો તો પછી નાનાં ગામોનો તે કેવો હાલ !

શીરાઝનું બજાર જોવા લાયક છે. ઇરાનનાં સઘળાં શહેરોમાં બજારો હમેશ એકજ જાતની બાંધણીનાં હોય છે. શીરાઝનું મુખ્ય બજાર, જે બજારે વકીલને નામે ઓળખાય છે તેની અમે ચાર વખત મુલાકાત લીધી હતી. દશથી બાર ફીટના રસ્તાની આસપાસ બન્ને બાજુએ ઉચા ઓટલા સાથના, દશથી બાર ફીટની લંબાઇ, પહોળાઇના હારબંધ ઓરડાઓ બાંધેલા હોય છે. એવો દરેક ઓરડો એક એક દુકાન તરીકે વપરાય છે. દુકાનદાર પોતે મુખડા ઉપર પલાંઠી વાળી બેસે છે, અને ઘરાકો નીચે ઉભાં રહી પોતાને

મન ગમતી ખરીદી કરે છે. આ દુકાનોની સંખ્યા સેંકડોની છે, અને તેના લાંબાને લાંબા મોહલાઓ બને છે. સામસામી દુકાનોની એ હારોને માથે ત્રીશ ચાળીશ ફીટની ઉંચાઇએ ઈંટનાં મહેરાબદાર બાંધકામથી છાઇને ઉભું બે ભાગમાં ચીરીને ટોચેટોચ મેળવ્યાં હોય તેમ બન્ને બાજુની છટ આવીને રસ્તાની અધવચના ભાગમાં જોડાય છે. રોશની અને હવાની આવજા માટે અધવચેથી ઉપર જતાં ગરનાળાં રાખેલાં હોય છે. આ ગોઠવણને બદલે જેમ મિલાન, નેપલ્સ વગેરે શહેરો ખાતે આપણા જોવામાં આવે છે તેવાં કાચનાં મહેરાબદાર છત બનાવ્યાં હોય તો બજારની રોણકમાં ઘણો વધારો થાય. જેમ દુકાનોની હાર ઉત્તરથી દક્ષિણ સીધીને સીધી લંબાય છે, તેમ પૂર્વથી પશ્ચિમ પણ તેની હાર લાગે છે. જ્યાં એવી રીતે ચાર મહોલ્લાઓનો વચમાં સંગમ થાય છે તેને માથે ગુંબજ બાંધેલો છે. વળી બજારના આ મોહલાઓ ધોરી રસ્તા તરીકે વપરાય છે; એટલે સેંકડો ખરીદી કરનારાંઓની વચ્ચેથી રાહદારીઓ, ભિખારીઓ, ઘોડા, ખચ્ચર, ગધેડાં, ઉંટો, સ્વારો સાથે યા માલ લાધેલાં પણ લાંબીજ પસાર થાય છે, અને આખો વખત તેઓને હાંકનારા "ખાબરદાર, ખાબરદાર" કરીને બૂમો પાડતા લોકોની ગીરદી વચ્ચેથી પોતાનો રસ્તો કાપે છે.

શીરાઝનાં બજારમાં હિન્દુસ્તાનનાં પારસી બાનુ તરીકેનો દેખાવ અલબત પહેલોજ હતો, એટલે જ્યાં અમે જઇએ ત્યાં લોકો ચાલતાં હાલતાં અમોને જોવા પડે. જો કોઇ દુકાન ઉપર માલ ખરીદવા ઉભાં રહીએ તો અમારી આસપાસ લોકોનું ટોળું ફરી વળે, અને આખરે દુકાનદારને બૂમ પાડીને બધાંને દૂર કરવાની ફરજ પડે. બુરખો ઓઢીને પસાર થતાં મુસલમાન ઓરતોમાંના કોઇ તો હિમત પકડી સારી વગેરે તપાસી જોય. એક બે વખત અમારે લીધે બજારમાં થોડો ઘણો તમાશો વટીક થવા પામ્યો. એક છોકરી માથે પાણીનો ઘડો લઇને પસાર થતી હતી, તે પાછું ફરીને અમોને જોતી જોતી ચાલતી હોશે, તેનાં માથાં ઉપરથી ઘડો પડીને ફુટી ગયો. અને તેવોજ રમુજી બનાવ એક ગધેડાં ઉપરથી અમોને ટીંગાઇને જોવા જતાં એક માણસ જમીન ઉપર તુટી પડવાનો બન્યો. પારસી પોષાક એવી રીતે સૌનું ધ્યાન ખેંચે તેમાં નવાઇ નહિ હતી. ઇંગ્લાંડમાં આપણે દેશી પોષાક પહેરીને ફરીએ છીએ તો લોકોનું એટલું બધું ધ્યાન ખેંચાતું નથી; કારણ હજારો અંગ્રેજ નર નારીઓ આપણા દેશમાં આવી ગયલાં હોય છે, તેમજ છેલ્લાં પચાશ વરસથી મોટી સંખ્યામાં આપણા દેશીઓ વિલાયત જાવઆવ કરે છે. તેથી ત્યાંના લોકોને આપણા પોષાકની એટલી બધી નવાઇ નથી, પણ અમેરિકામાં આગળ તો ઘણું અને હમણાં પણ કેટલીક હદે જાહેર રસ્તા ઉપર દેશી કપડાંમાં આપણે જ્યારે નિકળીએ છીએ ત્યારે કુદરતી રીતે નવાં જોનારાંઓ આપણને ટીકાટીકીને જુએ છે. ઇરાની પ્રજા ગરીબ છે પણ શોખીન ભારી છે, અને શીરાઝનાં બજારમાં અમે કેટલોક કોરી, કાચકામનો અને બીજો નચનવાઇનો લડાઇની આગમજ રચિયા વગેરેથી બની આવેલો માલ એવો જોયો કે હિંન્દુસ્તાનમાં તેવો મળતો નથી. દેખાની બનાવટમાં અલબત તરેહ તરેહ ફીસમનાં ફુલો, પાંદડાંની પેંટર્નના તથા ખાસ કરીને પારસી પાદશાહ, પહેલવાનોની તસ્વીરો સાથના નાના મોટા કારપેટો, તેવાંજ ચિત્રોના સુતરાઉ ચારસાઓ, દુપેટાઓ, રૂમાલો, ટેબલ કવરો, તથા ઇરાની રેશમનાં બનાવેલાં ચકચકીત રેશમી કપડાંઓ વગેરે અમારા જોવામાં આવ્યાં. આપણે જો માગીએ તો કારપેટમાં આપણી પોતાની છબી મુજબનો ચેહેરો વણી આપે, યા ચારસા ઉપર છાપી આપે. અમે તહેરાનમાં અરબાબ કેખશરૂ શાહરૂખને મરહુમને તેવણની પોતાની તસ્વીર સાથનો વણેલો સુંદર કારપેટ જોયો હતો. એવા કારપેટો

અને ટેપેસ્ટ્રી બનાવવાનો હુન્નર ઇરાનમાં અસલ જમાનેથી ઉતરી આવેલો છે, અને હજી તે જેવોને તેવો જળવાઇ રહેલો છે. અહિંના જુદા જુદા ભાગના બનેલા કારપેટો વગેરે અમેરિકામાં બહુ મોટા જથામાં આવે છે. ત્યાં એ વેપારમાં ન્યુયૉર્ક જેવાં શહેરમાં આર્મીનિયન વેપારીઓ ઘણા મચી ગયલા અમે જોયા છે. દિલગીરી ભર્યું છે કે કોઇ જરથોસ્તી વેપારીઓ આ ધીકતા ધંધામાં પડેલા જણાતા નથી.

બાગો, મસજીદ તથા બીજી મુસલમાન ધર્મ અને માન્યતા સાથે જોડાયલી કેટલીક ઇમારતો પછી એક મુસાફરનું ખાસ ધ્યાન જેથી ખેંચાય છે, તે શીરાઝના નામીચા કવિઓ સાદી અને હાફીઝની કબરો છે. આ બન્ને મશહુર કવિઓની ગઝલો અને કવિતાઓ આખા દેશમાં ઘણી માનિતી છે, અને બુશાયરથી શીરાઝ આવતાં અમારા ખચ્ચર હાંકનારાઓ વહીક અમોને હાફીઝની ગઝલો ગાઇ રીઝવતા હતા. એક સુંદર સાંજે અમો આ બન્ને કવિઓની કબરો જોવા ગયા. હાફીઝની કબર શહેરથી નિકળતાં પહેલી આવે છે, અને તે એક સુંદર બાગની વચ્ચે સંગેમરમરના પથ્થરની બનાવેલી છે. કબર ઉપર કવિનાં મરણની તારીખ તથા આરબી ભાષામાં લેખો છે. કબરને ચોતરફ લોખંડના થાંભલા અને ગુંથેલી જાળીઓ સાથનાં ગંજાવર પાંજરાં જેવાં મકાનમાં ઘેરી લીધેલી છે. બન્ને કવિઓમાં હાફીઝની કબર તરફ વધુ પુંજારીઓ ખેંચાય છે, કારણ મીણબત્તીઓ અને બીજી તરહેવાર ચીજો જે માનતા ચઢાવવા આવનારાઓએ માનેલી તે ત્યાં અમારા જોવામાં આવી. કબરની નજદીકમાં બીજી અનેક નાની મોટી કબરોથી બધો વિસ્તાર ભરાઇ ગયો છે. મોટા માણસો જેઓ જીવતાં જીવત માનતા લેય કે તેમનાં મરણ પછી તેમને હાફીઝની કબરની નજદીકમાં દાટવા તેવાઓને અત્રે દફનાવવામાં આવ્યા છે. ફકીરો હાથમાં લીંબુ વગેરે લઇ ફરતા ફરે છે, અને આપણુને એકાદ લીંબુ આપી આશીર્વાદની વકી રાખે છે. અમો ગયાં તે વખતે સુરજની રોશની ઘણી નહિ હતી, તેથી મારા બેટાને તે કબરનો ફોટો પાડવા માટે ઉજાસની સગવડ કરી આપવા માટે મુજાવરે કેટલીક તકલીફ લીધેલી તેથી તેવણુને સારી જેવી આશીર્વાદ આપી અમે સાદીની કબર જોવા ગયાં.

આશરે એક માઇલના તફાવત ઉપર એક સુંદર બાગ કે જેની પાડોશમાંથી પાણીનો ચશ્મો પસાર થાય છે, ત્યાં સાદીની કબર આવેલી છે. અહિં લોકો માનતા ચઢાવવા આવતાં હોય તેવું અમોને જણાયું નહિ, તેમજ જેમ હાફીઝની કબર બીજી અનેક કબરોથી ઘેરાયલી છે, તેવું અત્રે દીસતું નથી. કબરની ઉપર કવિની પોતાની કવિતાઓ પણ સુંદર હરફે કોતરેલી છે. સાદીનાં તમામ લખાણનું એક સુંદર પુસ્તક ત્યાં જાળવી રાખેલું છે, જે રખેવાળ ત્યાં આવનારાઓને દેખાડે છે.

શીરાઝ હાલ પારસ અથવા ફારસ પ્રાંતનું મુખ્ય શહેર છે. તેણે આ બાબતમાં ગોયા આગળનાં પસાર્ગેદે અને પર્સીપોલિસની જગા લીધી છે. જેમ ઉપલાં મઠકો ખાતેનાં નામીચાં ખંડીએરો શીરાઝની ઉત્તરે આવેલાં છે, તેમ શીરાઝની પૂર્વે જુનાં શાહપુર શહેર ખાતે તેમજ દક્ષિણે ફીરૂઝાબાદ, દારાબગર્દ, ફસા તથાં સર્વીસ્તાન ખાતે શીરાઝની આસપાસના માઇલોના ઘેરાવામાં છુટાં છવાયાં ખંડીએરો મળી આવે છે. આ સઘળે ઠેકાણે જવું સહેલું હોતું નથી. દરેક શહેર શીરાઝથી કેટલાક માઇલોને તફાવતે છે, અને ત્યાં જવાના માર્ગો હમેશ સલામત નથી. આગળ બુશાયરને માર્ગે નિકળેલી વંજારો ફીરૂઝાબાદને રસ્તે થઇ શીરાઝ આવતી હતી. તે વખતે આ શહેર ખાતેનાં ખંડીએરો જોવાને સહેલાઇથી બનતું હતું. જે રસ્તા ઉપરથી વંજાર આવજા કરતી હોય તેમાં કુદરતી રીતે ચોર, લુંટારા-

ઓની ધારતી ઓછી થાય. બૉડી ગાર્ડોની મોટી ટુકડીઓ તથા દિવસોની ખચ્ચરો ઉપરની મુસાફરી કીધા વગર આ જગાઓની મુલાકાત લેવાને બનતું નથી. દાખલા તરીકે આપણાં ધર્મ સાહિત્યના નામીચા વિદ્વાન પ્રોફેસર જેક્સન જોકે શીરાઝમાં ત્રણ વખત આવી ગયા છે તો પણ હજી આ જગાઓમાંની એકમાં પણ જઇ શક્યા નથી. અમારા પ્રોગ્રામમાં આ જગાઓ આગમજથીજ નહિ હતી, કારણ મુસાફરીની એકજ મોસમમાં આપણાં ખંડીએરો અને લેખોમાંનાં જે સૌથી નામીચાંમાં નામીચાં તે સઘળાં જોઇ અમોને સંતોષ પકડવાનો હતો. શીરાઝથી ચાર અને છ માઇલના ટપ્પાઓ ઉપર ઓછી અગત્યનાં નાનાં હખામની તથા સાસાનીઅન કોતરકામો બીસ્માર હાલતમાં જળવાયેલાં આપણા જોવામાં આવે છે.

પણ હવે મોટાં અને પ્રખ્યાત ખંડીએરો જોવા જવાનો વખત આવી પુગેલો હોવાથી અમે તેની તૈયારી કરવા માંડી. અમે સવારે સકાળે ઉપડનાર હતાં, તે જાણી શીરાઝી હમદીનો મોટી સંખ્યામાં અમોને મળવા આવ્યા હતા. શીરાઝમાં પુગતાંને વાર અમે તેઓને જણાવ્યું હતું કે અમે આ વખતે યઝદ જનાર નહિ હતાં તેથી તેઓ ઘણા દિલગીર થતા હતા. તેઓની ઘણી ખાહેશ હતી કે યઝદમાં મોટી જરથોસ્તી વસ્તી હોવાથી અમો નજરોનજર તેઓની હાલત જોઇએ, અમે હાલતો તેઓને ઇરાનીજ ઢબે સધ્યારો આપતાં હતાં, કે ઇન્શાલ્લાહ, અમે નજદીકનાં ભવિષ્યમાં કરાંચીથી તુરકી સીસ્તાનને માર્ગે કેરમાન થઇ યઝદ જરૂર જઇશું. અને ખુદાનું ચહાવું છે તો તેમ અમે કરવાજ ધારીએ છીએ. જો કે અમે તો કરાંચીથી ઉપડતી વખતેજ યઝદ જવાનો ઇરાદો રાખ્યો નહિ હતો, કારણ આ અમારી ઇરાનની પહેલી મુલાકાતમાં અમારો મુખ્ય વિચાર સૌથી વધુ અગત્યનાં ખંડીએરો જોવાની તક મેળવવાનો હતો, તો પણ અમો ત્યાં હતાં તે વખતે શીરાઝથી યઝદ તરફનો રસ્તો અશાંત પણ વધારે હતો.

અમો સુરજ ઉગવા સાથેજ ઉપડનાર હોવાથી અમારી મોટરોને અમે પાછળી રાતે બોલાવી હતી, અને મોટરોના માલેકે તો રાતથીજ મોટરો અમારે બારણે છોડાવવાની કબુલાત આપી હતી. રાતના નવ, દશ અને છેવટે અગીઆરણી થયા પણ મોટરનાં ભૂંગળાનો કશો અવાજ અમારે કાને પડયો નહિ, એટલે પાછળી રાતેજ હવે તો તે આવશે એમ માની અમે સુવા ગયાં અને ચાર વાગતાંમાં ઉઠી બિછાનાં વગેરે બાકી રહેલો સામાન તૈયાર કરી, ખુદાતાલાનું નામ દઇ, ચાહેપાણી કરી, વરંડા ઉપર અમે પહારો ભરતાં રહ્યાં. ટીંગાઇને ડોકાવતાં ગળાં દુઃખી આવ્યાં, અને આંખ તણાવા લાગી. મરઘાઓએ વાસવાનું બંધ કર્યું. દૂરનાં ખેતરોમાંથી વરુ, કોહલાં, શિઆળ, વગેરેના આવતા આવાજો સંભળાતા બંધ પડયા. પાંચ, છ અને પછી છેવટે સાત વાગ્યા, પણ મોટરો મળે નહિ. નજદીકમાં રહેતા કેટલાક જરથોસ્તીઓ આ વખતે પાછા ભેગા થયા હતા. અમોને અધીરાં બનતાં જોઇ અમને હસીને ખબર આપવામાં આવી કે "એ તો ઇરાનના કાયદાજ એવા છે." એમ કરતાં આઠ વાગ્યા, તેટલાંમાં અમો રહેતાં હતાં તે બાગને નાકેથી ધૂળ ઉડતી જણાઇ, અને ટુંક વખતમાં ચાર કલાક ડોળા તણાવ્યા પછી આખરે મોટરો ધમધમ કરતી આવી પુગી. મોડું થયું તે માટે પાંચ વખત દરગુજર ચાહી જણાવવામાં આવ્યું કે એક મોટરનું મશીન છેલ્લી ઘડીએ બગડી ગયલું તે સમારતાં આટલી વાર લાગી. હવે કોઇની તબીયત સાથે તે કંઇ આપણાથી લડાય. મોટરજ જ્યાં બિમાર પડી ત્યાં આપણાથી કાંઇ તેને ધમકાવાય! પણ રખે મોટર એમ રસ્તે સીક પડી જાય અને અમોને અધુમરે રવડાવે. અમારા હિન્દુસ્તાની ભાષા જાણનારા શોફર મિત્રે અમોને ધીરજ આપી કે હવે તેવું કશું થશે નહિ, અને બાર વાગ્યા આગમજ તો

અમે સહીસલામત તખ્તે જમશેદ ઉપર જઇ પુગીશું. તવારીખની બેખબરીને લીધે અસલ વારેથી પર્સીપોલિસનાં ખંડીએરોને ભણેલાં તેમજ અભણ માણસો ઇરાનમાં તખ્તે જમશેદને નામે ઓળખતા આવ્યા છે. અને જો કે હવે કેળવાયલા મુસલમાનો જાણતા થયા છે કે આ મહેલો દરાયસ, ઝર્કસીસ વગેરેનાં બાંધકામો છે, છતાં લોકોનો મોટો ભાગ તો હજી ક્યાની પાદશાહ જમશેદનેજ તેના બાંધનાર તરીકે પિછાને છે.

જેમ ખચ્ચરો ઉપર મુસાફરી કરતી વખતે આપણો સામાન તોલીને દરેક ખચ્ચર ઉપર અમુકજ ભાર લેવામાં આવે છે તેમ મોટરનાં સંબંધમાં પણ કરવામાં આવે છે. મોટરવાળાઓની સાથે બીજા બે માણસો તથા કારભારી આવ્યા હતા. તેઓએ મોટો કાંટો થડાવ્યો અને અમારો સામાન તોલવા માંડ્યો. બે મોટર જેટલું ખમી શકે તેથી વધારે લાજવાનું પહેલું નમી ગયું, અને છેક છેલ્લી ઘડીએ શોધ થવા પામી કે એટલો બધો સામાન નહિ ચાલશે, માટે થોડો કમી કરવો. અમોને મોટરવાળા કારકુને સમજ પાડી કે જો અમે બંદોબસ્ત કરીશું તો અમારે ખાતર જાસ્તી વડીક માલ લેવાની તે ના પાડશે નહિ, પણ આગળ તેથી અમોનેજ નુકસાન થશે. અમોએ અનુભવ ઉપરથી પાછળથી ખાતરી કીધી કે આ તેનું બોલવું તદ્દન વાજબી હતું. દક્ષિણ ઇરાનના રસ્તા ખાસ કરીને એવા ઢેકા ઢળીયાવાળા અને બીસ્માર હોય છે, તથા ઉંચાં નીચાં ચઢાણો એવાં વિકટ હોય છે કે જેમ મોટરોમાં ભાર વધુ તેમ પંક્ચર જાસ્તી પડે, ટ્યુબ જલ્દી ફાટી જાય, મશીન બગડી જાય, અને એ રીતે રસ્તામાં અણજુનેજ વખતોવખત ખોટી થવું પડે. અમે દોડાદોડી કરી સામાન ફંફોર્યો, જે ચીજો હાલ તરત અમોને નહિ જોઇએ પણ આગળ જતાં તહેરાનમાં મળે તો ચાલી શકે તેવી ચીજો જુદી કાઢી. તેની એક પેટી ભરી અમે એવી ગોઠવણ કીધી કે શીરાઝથી જતી ટપાલની ગાડી મારફતે તે પેટી તહેરાન અમારે સરનામે રવાના કરવી.

આખરે બધું ઠીકઠાક થઈ રહેતાં નવ વાગ્યા, અને અમો અમારા ભલા યજમાન મી. ઓદાસતી તથા બીજા બેઆ મળેલા બાર પંદર જરથોસ્તી ભાઇઓને મળી ભેટી તેમની ભલી દુઆ વચ્ચે દાદાર અહુરમજદનું નામ જબાન ઉપર લઇ ઉપડ્યાં.

## પ્રકરણ ૬

### શીરાઝથી શમ્સાબાદ

પર્સીપોલીસનાં ખંડીએરો શીરાઝથી ચાળીસ માઇલના તફાવત ઉપર આવેલાં છે. એટલે જો અમારી મોટર વધારે નહિ ને કલાકે બાર, ચૌદ માઇલની ઝડપે પણ ચાલી શકે તો બપોરના બાર વાગ્યાને સુમારે અમે પર્સીપોલીસ જઇ શકીએ નેમ હતું. પર્સીપોલીસની સૌથી વધુ નજદીકમાં કેનારે નામનું ગામ આવે છે, અને મોટે ભાગે જેઓ આ ખંડીએરો જોવાને ચાહે છે તેઓ એ ગામમાં મંજલ કરે છે. પણ અમોને એ ગામ છોડી માર્ગમાં આવતાં નક્ષે રજબનાં કોતરકામોને રસ્તે થઇ શમ્સાબાદ ગામ કે જે પર્સીપોલીસથી આશરે સાત માઇલના તફાવતે હતું ત્યાં જવાનું હતું. અહિ એક બીજાંથી કેટલેક અંતરે શમ્સાબાદ નામનાં બે ગામો આવે તેમાં અમોને શમ્સાબાદ બોઝું નામે ઓળખાતાં ગામમાં જવાનું હતું. કેનારેને બદલે આ ગામ જવાનું કારણ એ હતું કે આ ગામની માલેકી શીરાઝવાળા અમારા લાયકીવાળા મિત્ર મીરઝાં મહમદ બાકરખાનના ભાઇને હસ્તક હતી, અને મી. બાકરખાને પોતાના ભાઇ ઉપર અમારે માટે સીફારસ લખી હતી, જેથી અમે ત્યાં મુકામ કરીએ એવી ગોઠવણ થઈ હતી. શહેરમાંથી પસાર થઇ મેદાને પડતાં અમારી મોટરોને કંઇ ઝાઝી વાર લાગી નહિ, અને બાગબગીચા વટાવતાં અમે હવે શીરાઝની બહાર નિકળવા માંડ્યું. અને જેવા અમે તંગ ઈ અલ્લાહુ અકબરને નામે જણાયલી પાસ પસાર કરી કે શીરાઝ અમારી નજર સામેથી દૂર થયું. ત્યાંથી આગળ વધેલાં રોકનાબાદ નદી આગળથી પસાર થઇ પહાડી રસ્તાઓ વચ્ચેથી પાણીના ઝરાઓ અને કુદરતનો ખુશ દેખાવ જોતાં અમે આગળ વધ્યાં. એવી રીતે જીવને ખુશ કરતાં રસ્તો કાપતાં હતાં તેવામાં અમારી પછવાડે આવતી માલની મોટરમાંથી અમારા ઇરાની જવાનનો સાદ અમારે કાને સંભળાયો. પછવાડે ફરીને જોતાં માલમ પડ્યું કે તે મોટરને કંઇ અલવલ પહોંચી હતી. અમો ઉતરીને તેની સારવાર કરવા ગયાં, તો જણાયું કે તેનાં ઇન્જીનને કંઇ થયું હતું. અમે તે એમાં શું મદદ કરીએ, એટલે શોફરો કામ કરે અને મારા બેટા તથા ઇરાની ભાઇ મદદ કરે, અને અમે પલાંઠી મારી મોટર ક્યારે જલ્દી સારી થાય તેની રાહ જોતાં બેઠાં. એમ કરતાં દોઢ કલાક નિકળી ગયો, ત્યારે તેને સારી કરવાનો જશ જે હિન્દુસ્તાની શોફર અમારી મોટર હાંકતો તેને મળ્યો. થોડોક વખત હજી તેજ શોફરે એ બગડેલી મોટરને હાંકવાનું માથે લીધું. કારણું તેને હાથે એની નાડી આવી ગઇ હતી. એ રીતે શોફરો ફેરબદલી કરી અમે ચાલુ મુક્યું, તે છેક બપોરે સવા બાર વાગે ઝરગુન નામને ગામ અમે આવી પુગ્યાં.

શીરાઝ અને ઝરગુન વચ્ચે આશરે અઢાર માઇલનો અંતર છે. એટલે હજી તો પર્સીપોલીસ સુધી જવાનો અર્ધો રસ્તો અમે પુરો કાપ્યો નહિ હતો. અમારો વિચાર

ઝરગુનમાં વધારે વખત થોભવાનો નહિ હતો. પણ બજારમાંથી પસાર થતાં મોટરો ઉભી રાખી થોડાંક નાન, કવાબ, કકુંબર તથા ચાર મોટાં ખરબૂચાં અમે વેચાતાં લીધાં, ઝરગુનનાં ખરબૂચાં ઘણાં વખણાય છે અને આસપાસ વેચાવા જાય છે. અમે એક ખરબૂચું કાપ્યું અને ખચીત તેનો મિઠાશ અને રસાલપણું એટલું હતું કે તેની તારીફ કરવામાં સાર નહિ, પણ વાંચકને એક વખત ઝરગુન જઈ જાતે અનુભવ મેળવવા ભલામણ કરીશું. થોડાં નાન સાથે કવાબ મોટરમાંજ ખાઈ લીધાં, અને અમારા શોફરો જેઓ પણ જમવા ગયા હતા, તેઓ આવે તો ઉપડી જવાને અમે તૈયાર હતાં. આખરે શોફરો આવ્યા પણ બન્ને ઉશ્કેરાયલી હાલતે તકરાર કરતા આવ્યા. અમારા શોફરે અમોને હિન્દુસ્તાનીમાં જણાવ્યું કે માલની મોટરવાળો શોફર હઠ લે છે કે તે હવે માલ ગાડી હાંકવા માગતો નથી. અમે પણ તેને સમજાવ્યો કે અમારો શોફર હિન્દુસ્તાની ભાષા જાણતો હોવાથી અમોને તે વધારે ઉપયોગી થઈ પડે તેટલા માટે તો અમે પહેલેથીજ તેના શેઠ સાથે ગોઠવણ કીધી હતી કે તેને અમારી સાથે જરૂર મોકલવો. પણ બીજો શોફર તો એવો અરીને બેઠો કે ઉંહું તેનું આંહાં કરે નહિ. વાત એમ હતી કે થોડો વખત અમારી શોફર હાંકતાં તેને જણાયું કે માલનો ખટારો હાંકવા કરતાં તે વધારે સહેલી હતી. અમે તેને સમજાવ્યો બી ને ધમકાવ્યો બી પણ તે બંદો કંઇ એકનો બે થાય નહિ, ને અમોને સાફ જવાબ આપવા લાગ્યો કે જો તેને અમારી મોટરનો હવાલો નહિ આપશું તો તે અહિંજ મોટર મૂકીને ચાલી જશે. ગડબડ વધી પડી, અને અમારા મોટર માલેકનું ઝરગુનમાં ટપાલના ઘોડાનું છાપરખાતું હતું તેનાં માણુસો આવ્યાં. પણ તકરારનું છેવટ આવ્યું નહિ. એમ કરતાં અમારા જુના શોફરના મોંઢામાંથી કંઇ બેલગામ અપશબ્દો નિકળી પડ્યા. અને શેરની માફક એકમેક ઉપર કુદી પડતાં બન્નેને આસપાસનાઓએ ધરી પકડી છુટા પાડ્યા. અમે હવે અમારા શોફરને હિન્દુસ્તાનીમાં ભાઈ બાપા કરી પટાવ્યો કે તેણે હાલતો સેતાન ડાહ્યો કરવો પછી આગળ જતાં અમે બંદોબસ્ત કરી લઇશું, અને સારે નશીબે તે કબુલ થયો.

અંતે અમે બધાં સવાર થઇ પાછાં ચાલ્યાં પણ ફક્ત બે મિનિટ ધીમે ધીમે બજારની ગલીમાંથી જરા રસ્તો કાપ્યો કે પેલી માલ ગાડી પાછી અટકી બેઠી. વળી સમાચાર ફરી વળ્યા કે મશીન ફરીથી બગડી ગયું છે. હવેજ અમોને બિચારાં ખચ્ચર યાદ આવ્યાં કે આખર કરો તો કેવાં અશરાફ કે જરા અરીયલ બનવા થાય કે ચારવાદાર બે ચાર આડા અવળા સપાટા લગાવે કે પાછાં ચાલે. થોડા વખતમાં આખાં ઝરગુન ગામની અનજુમનને, ખબર પડી કે ભર બજારની વચ્ચે બે મોટરોએ ઘેર કીધું છે. એટલે લોકો કામ ધંધો છોડી અમારો તમાશો જોવા આવી પુગ્યાં. તે લોકો અમોને ટીકે ને આપસઆપસમાં અમારાં કપડાં વગેરે ઉપર ટીકા કરે ને અમે તે લોકોને ટીકીએ. લોકોના ઘાટઘટમ મજેહના સુંદર હતા, તથા ચામડી પણ ઉઘરતી હતી. એમ ચહેરા તપાસતાંબી એક કલાક નિકળી ગયો, પણ મોટરે આગળ વધવાની મરજી હજી દેખાડીજ નહિ. આસપાસ ભેગાં મળેલાં લોકોની મદદથી મોટરને થોડો વખત ધક્કા મારીને પણ ચલાવ્યા કીધી કે તેમ કરતાં કંઇ મશીન ચાલવા માંડે. આપણે તો મોટરનાં નામ ઉપર નિસાસો નાખીને બેસી રહ્યાં, ને અમોને ધારી ધારીને જોનારાંના પણ પગ દુઃખી આવ્યા તે જમીન ઉપર બેઠાં. સૌ સૌનું કામ કરે તેમ મારા ખાવીંદ પણ કંઇ એક ચિત્તે બેઠેલા ને ભારી વિચારમાં હોય તેવા જણાયા. પુછતાં તેવણે ખુલાસો કીધો કે ઝરગુનની ખીણમાં પીળા, સોનેરી રંગનાં ખરબૂચાંનાં વનનાં વને જમીનને જાણે પીળી કરી નાખી હતી. હવે ઝરગુન શબ્દનું

જો મૂળ શોધવા જઈએ તો બરોબર અવસ્તામાં ઝઈરી ગઓન એટલે પીળી યા સોનેરી જાતનો એવો અર્થ થઈ શકે. એવી કંઇ અટકળ ઉપરથી તેવણ મનસે વિચાર કરતા હતા, કે ઝરગુન ગામ છેક પુરાતન જમાનાથી એ નામ તો નહિ ધરાવતું આવ્યું હોય. આવી ગુફ્તેગો ચાલતી હતી તેટલામાં છોકરાંઓ અને મોટાંઓના ખુશાલીના પોકારો એકાએક આવવા લાગ્યા, અને અમે પાછું ફરીને જોઇએ એટલામાં તો પેલી અડી બેઠેલી મોટર જાણે કાંઇ બન્યુંજ નહિ હોય તેમ દમામદાર દેખાવ સાથે અમારી પાસેથી ધમ ધમ કરતી આગળ નિકળી ગઈ. અમે પણ તરત તેની પુઠ પકડી એવું નાસવા માંડયું કે પાછું ફરીને ઝરગુનની તરફ જોયુંજ નહિ. એવી રીતે આગળ વધેલાં અમે બંદે અમીરને નામે જાણીતા ઉભાં ચઢાણ અને ઢોળાવદાર ઉતરાણવાળા પુલ નજદીક આવી લાગ્યાં. આ પુલની નીચેથી નદીનાં પાણી વહે છે, અને દેખાવ રળિઆમણો લાગે છે. પુલની બાંધણી એવી છે કે આપણે ગાડી યા મોટરમાં બેસીને મુસાફરી કરતાં હોઇએ તે ઉતરીને પસાર કીધા વગર છુટકો થતો નથી. અમો સઘળાં નીચે ઉતરી પુલ ચઢવા મંડયાં. અમારી મોટર પણ અમારો ભાર કમતી થતાં ઉપર ચઢી ગઇ, પણ સામાનની મોટરને ત્રણ ચાર જણે પછવાડેથી ટેકો દઇ હડસેલી ત્યારે ટોંચ ઉપર આવી શકી, અને પછી ધીમે ધીમે સાવચેતીથી શોફર નીચે ચલાવી લાવ્યો. અહિંથી વળી પાછાં સવાર થઇ અમે આગળ વધતાં અર્ધો કલાક નહિ પસાર થયો તેટલામાં સામાન વાળી મોટરને પંકચર પડયું કે જેથી ટાયર બદલતાં અર્ધો કલાક નિકળી ગયો. હવે અમે વારા ફરતી દુરબીન હાથમાં લઇ દોડતી મોટરે પર્સીપોલીસનાં ખંડીએરોની કંઇ નિશાન દેખાય તો જોવાને મંડેલાં રહ્યાં. થોડે વારે મારા ખાવીંદે અમોને વધાઇ આપી કે મેદાનની દૂરની હદે પહાડ ના તેનાં નિચાણમાં જે થોડાક નાના સોટા ઉભા દેખાય છે, તેજ પર્સીપોલીસ વાળી જગા હતી. અને એમનું કહેતું ખરૂં પડયું, કારણ જેમ જેમ અમે આગળ વધતાં ગયાં, તેમ તેમ પહેલે જે ઝીણા ઝીણા સળીયા જેવા આકારો દેખાતા હતા, તે હવે ઉભા સ્થંભો તરીકે અમે દુરબીનની મદદે તરત ઓળખી શકયાં. થોડા વખતમાં અમે કેનારે ગામ જમણા હાથ ઉપર છોડી આગળ ચાલ્યાં અને અમારી મોટરો સડક સડક બરોબર પર્સીપોલીસની સીધી લીટીમાં એવી રીતે આગળ વધતી હતી કે કુદરતી રીતે અમોને જાણે એવું લાગતું હતું કે જે વખત જાય છે તેમાં અમે તેનાં ચોગાનમાંજ જઇને ઉભાં રહીશું. ખંડીએરો હવે એક માઈલના સુમારના તફાવતે હતાં તેટલાં હવે મોટરોએ ડાબા હાથ ઉપર વાંક લીધો. એમ કરવાનું કારણ એ હતું કે હવે સાંજ પડી હતી, અને અમોને હજી તો શમ્સાબાદ ગામ પુગવાનું હતું. મોઢાની નજદીક આવેલો નવાલો કોઇ એકાએક ખુંચવી લે તો કુદરતી રીતે આપણને ઘણું લાગે, તેમ પર્સીપોલીસ પુગવાની આટલા વખતની ઉમેદ જયારે પાર પડવાની અણી ઉપર આવી ત્યારે તેને છોડીને આગળ ચાલી જઇએ તે મારા ખાવીંદને ગમ્યું નહિ. તેવણે મરજી દેખાડી કે આખી રાત પસાર કરી છેક બીજે દહાડે સવારે અહિં પાછાં ફરવા પહેલાં જો બને તો થોડો પણ વખત ખંડીએરો આગળ જઇ જરા મન મનાવી આવીએ. પણ સવા પાંચ વાગી ચુકયા હતા. અને અમે જોયું કે રખે વળી સેતાન ચોપડીએ મોટરને કંઈ કશું ચયું તો રસ્તા વચ્ચે અંધારામાં ફસી પડવું થશે માટે હાલ તો સબુરી રાખી આગળ ચાલતાં થયાં. ડાબા હાથ ઉપર રસ્તમનાં અને જમણા હાથ ઉપર પહાડોની કદણમાં નક્ષે રજબનાં ખંડીએરો છોડી આગળ જતાં શમ્સાબાદ ગામ કયાં આવ્યું તે પુછતાં ખબર પડી કે મોટરો તે તરફ જઈ નહિ શકશે. કારણ કે

રસ્તામાં પુલવાર નદીની શાખા ઓળંગવી પડે છે. તે ઉપરથી અમારા વડા શોફરે અમોને જણાવ્યું કે નજદીકમાં છાપરખાનું આવે છે ત્યાં પહેલે જઇ સામાનની મોટર ઉભી રાખવી, અને પછી જેટલું જવાય તેટલું બીજી મોટરે આગળ વધવું. ફુરોનાબાદ ગામ તરફથી પસાર થતાં મારા ખાવીંદે દુરબીનથી જોઇ અમારૂં ધ્યાન ખેંચ્યું અને સામી બાજુના પહાડનાં ઢળાણ ઉપર આવેલાં કોતરકામો અમોને દેખાડયાં. આ નક્ષે રૂસતમનાં ખંડીએરો હતાં. ચોમેર એમ જગેજગ તવારીખી જગાઓ વચ્ચેથી મર્વદસ્તનું મેદાન પસાર કરતાં અમારો હરખ માયો સમાયો નહિ.

છાપરખાનું છોડી પાછાં ફરતાં ડાબા હાથ ઉપર કાળા રંગના ઘણાક તંબુઓ અમારા જોવામાં આવ્યા. આ તંબુઓ કુટુંબ કબીલાથી વસાએલા જણાયા, કારણ બહાર બઇરાંઓ તથા બચ્ચાંઓ ફરહર કરતાં હતાં. પુછપરછ કરતાં અમોને સમજાવવામાં આવ્યું કે એ તંબુઓ બકરાંના વાળનાં વણેલાં કપડાંના છે, અને તેમાં રહેલા લોકો એલીયાતને નામે ઓળખાય છે. એ લોકો અસલવારેથી ભટકતી જીંદગી ગુજારતાં આવેલા છે, અને જુદી જુદી મોસમે જ્યાં તેઓનાં ઢોરોને ચારો તથા પાણી મળી શકે ત્યાં પડાવ નાખે છે. મોસમ બદલાતાં જેવી દાણાપાણીની અછત જણાય કે ત્યાંથી ઉઠાંગરી કરી બીજે ઠેકાણે જ્યાં આબાદી હોય ત્યાં જાય છે. બઇરાંઓ ઢોરોને ચારવે છે, તથા દહી દુઝાણું કરી બચ્ચાંને ઉછેરે છે, જ્યારે માટીડાઓ ઘણે ભાગે જ્યાં પોતાની છાવણી હોય ત્યાંથી કેટલાક માઇલ દૂર જઇ લુટફાટ કરવામાં રોકાય છે. એ રીતે કોઇ વંજાર યા મુસાફર હાથમાં સપડાય તો તેનો માલ લુટી પોતાની મંજલે આવી બધું ઠીકઠાક કરી પાછા પોતાને ધંધેધાપે સીધારે છે. એ ઉપરથી વંદીદાદના જમાનામાં પણ આ સાહેબોનો ધંધો કરનારાઓ એજ મુજબ અમલ કરતા હતા તે બાબત ઉપર મારા ખાવીંદનું વિવેચન સાંભળ્યું.

અમારી મોટરો જહયાન ગામમાં એક મકાન આગળ આવીને અટકી અને અમે તેના માલેકની ખબર પુછી કે શમ્સાબાદ પુગવા કયે માર્ગે જવું. તેણે અમોને સમજ પાડી કે અમારે ત્યાંજ ઉતરી પડવું, કારણ કે અમારેથી હવે તે તરફ વધુ આગળ જઇ શકાશે નહિ. તેણે કહ્યું કે અમોને હવે ઘોડા યા ગધેડાં ઉપર સવાર થઇ નદીનો ફાંટો ઓળંગી આગળ વધવું પડશે. જગેજગ લોકો હમેશ મિલનસાર અને મદદ કરવા આપણને તૈયાર રહે એવું અમે જોતાં આવ્યાં હતા. આ ભલા માણસે પણ પોતે માથે લીધું કે અમારે તેવણને ત્યાં આવી બેસવું, તેટલામાં તે એક ઘોડેસ્વાર દોડાવી શમ્સાબાદ ગામના મુખીને અમારા આવ્યાની ખબર પુગાડશે. આથી અમારી પાસે શીરાઝથી ઉપડતી વખતે મી. બાકરખાને પોતાના ભાઇ ઉપર જે કાગળ લખી આપ્યો હતો તે અમે તેને હવાલે કર્યો કે તે પણ પોતાનાં માણસ પાસે ત્યાં પુગાડે. અમે તેમના ઓરડામાં દાખલ થયાં અને જમીન ઉપર પાંથરેલાં કારપેટ ઉપર પલાંઠી વાળી બેઠાં. કેટલીક વાતચીત ચાલ્યા પછી આ ગૃહસ્થનાં માણસો અમારે માટે ચાહ પાણી લઇ આવ્યાં. તે પીને અમે પરવાર્યાં તેટલામાં તો બહાર દરવાજા આગળ જાનવરોનાં કદમ સંભળાયાં. તરત માથા ઉપર પરશીઅન કૅપ સાથના યુરોપીઅન પોષાક પેહેરેલા એક જવાને આવીને નમન કરી પોતાની ઓળખ આપી કે તેવણ શમ્સાબાદના મુખીના કારભારી હતા, અને તેવણના શેઠના દાંત દુઃખે તેથી પોતે આવી નહિ શકવા માટે દરગુજર ચહાવા કહ્યું છે, તથા એક ઘોડો તથા બીજાં ગધેડાં મોકલ્યાં છે તે ઉપર સ્વાર થઇ અમારે શમ્સાબાદ પધારવું. અમોને છેલ્લો અર્ધો કલાક મદદ કરનાર તથા ચાહ પાણીની પરોણાગત કરાવનાર ધણીનો ઉપકાર માની અમે ઉપડ્યાં, અને વહેતાં

પાણી બે ઠેકાણે ઓળંગી, ખેતરો કુદાવી, બત્તી થતાં અમે ગામમાં આવી પુગ્યાં. ઈરાનમાં ગામો હમેશ એકજ ઢબના હોય છે, તેમ અહિં પણ દશથી બાર ફીટની ઉંચાઇની મરોડની ચોમેર ફરતી દિવાલનો ઘેરાવો હતો. મુખડા ઉપર વચમાં દાખલ થવાનો તબેલો હોય તેવો મોટો દરવાજો હતો કે જેમાથી માણસો અને ઢોરો તથા ગાડીઓ આવજા કરી શકે રાત્રે દરવાજો બંધ કરે ત્યારે નાનકડું ગામ જાણે આખું બંધ થઇ જાય. અહિં ગામના મુખી પોતે એક મકાનમા રહેતા હતા, અને આસપાસ ગામના લોકો કે જેમા મોટો ભાગ તેમની જમીન પટે લઇ ખેડનારાઓ હતા, તેઓ તથા નોકરો વગેરે વસતા હતા. શેઠનું હમેશ રહેવાનુ શીરાઝમા હતું, પણ હમણાં ખેતીકારો પાસેથી પૈસા વસુલ કરવા તેઓ થોડા વખતને માટે અત્રે આવેલા હતા. માયા ભરેલા આવકાર સાથે તેવણ અમોને પોતાનાં મકાનમા લઈ ગયા, અને અમોને હાથ મોહું ધોઇ રસ્તાની ધુળ દૂર કરવા ગરમ પાણી લાવવાની માણસોને વરદી આપી.

અમારા ભલા યજમાનના દાંત દુઃખતા હતા, તેની ઉપર મસળવા અમે બામ કાઢી આપ્યો. ધીમે ધીમે હવે અમે ગામડાના શરીરના સઘળી જાતના દરદો સાજાં કરવામાં પાહવરદા થતાં ચાલ્યાં, અને નાના ગામોમા જગેજગ અમારા તબીબી જ્ઞાનની માન ભરી યાદ અમારી પાછળ મુકી જતા હતા રાતનું ખાણું ખાધા પછીથી છેક દશ વાગ્યા સુધી અમે અમારા ભલા મિત્ર સાથે વાતે બેઠા તેવણ પોતે ગામો અને જાગીરોના ધણી હોવાથી ઈરાન દેશની ખેતીકારોની હાલત, જાગીરદાર અને ખેતીકાર વચ્ચેનો સંબંધ, સરકારનો જાગીરદાર સાથનો સંબધ, ખેતીની ઉપજ વગેરે તરેહવાર સવાલો ઉપર વાતચીત કીધા પછી સવાર જલ્દી પડે તેની ઉમેદ વચ્ચે જમીન ઉપર બિછાનાની હાર અમારે માટે બિછાવવામાં આવેલી હતી તે ઉપર આથ કીધો. અમારો સામાન અમે છાપરખાને મુકી આવ્યા હતાં તેની જાળવણી માટે બે તોફંગચીઓ બત્તીને વખતથીજ ચેતીને મોકલવામાં આવ્યા. હતા.

પાછળી રાતે અમે તૈયાર થયા તેની આગળ મોટી રાતથી મકાનનાં ચોગાનમા ધમાલ ચાલી રહી હતી. લાયકીવાળા યજમાને અમારે માટે પર્સીપોલીસ ઉપર બપોરને માટે પલાવ મરઘી સાથનુ ખાણું, સાંજની ચાહેનો સામાન, આખો દહાડો પુગે તેમ પીવાનુ પાણી, બેસવાના કારપેટો, વગેરે તમામ ચીજ તૈયાર કીધી હતી. તેથી ગધેડાઓ ભરાયાં અને પહેલા ચાલતા થયાં. અમે સઘળાઓ અમારા યજમાન સુધ્ધા ગધેડા ઉપર સ્વાર થયા, અને તેમના કારભારી તથા મારા બેટા ઘોડા ઉપર બેઠા. અમારી સાથે રસ્તા ઉપર સલામતી ખાતર અમારા મિત્રે દશ ઘોડેસ્વારો બંદુક સાથના લીધા હતા એ રીતે સઘળી ગોઠવણ થઇ રહ્યા પછી અમે એક પછી એક શમ્સાબાદ ગામની ભાગળમાથી સવારના પહોરમા ઠડે વખતે બહાર પડ્યા. અમારા બેઉ કેમેરા સામાન સાથે છાપરખાને હતા, તે ત્યાંથી લેવાના હતા. આ માટે એવી ગોઠવણ થઈ કે મારા બેટા, કારભારી અને બે સ્વારો અમારેથી છુટા પડી પહેલે છાપરખાને જાય ત્યાથી કેમેરા લઇ રસ્તે અમોને આવી મળે. એ મુજબ તેઓ ઘોડા દપટાવતા અમારાથી છુટા પડ્યા, અને અમે ધીમે ધીમે રસ્તો કાપવા લાગ્યા. આસપાસના ખેતરોમા ખેડુતો પોતાને કામે લાગલા બળદોની સાથે તૈયારી કરતા હતા, અને ભરવાડો બકરા, ઘેંટાં, ગાયોનાં ટોળા સાથે અમારી નજરે પડવા લાગ્યા ઢોરો સાધારણ રીતે કદમા ઘણા પોખાયલા લાગતાં નથી, યાને કાઠિયાવાડી યા સીંધી બળદો, ગાયો જેવા કદમાં મોટાં જણાતાં નથી. તેઓનો દેખાવ ઘણું ખરૂ ઇંગ્લાંડમા

જણાતાં ઢોરો જેવા હોય છે. દુંબા હિન્દુસ્તાનમાં નહિ જણાય તેવા ૫રબે માલમ પડતા હતા. ખેતીવાડીનાં હળો તથા હથિયારો તો તદન અસલ જમાનેથી ચાલતી આવેલી રીત મુજબનાં હતાં. જે માફક યુરોપનાં કેટલાંક શહેરોમાં અને ખાસ કરી અમેરિકામાં વાવણી, કાપણી વગેરે સઘળાં કામોમાં સાંચાકામનો ઉપયોગ થાય છે, તેની કશી નિશાન ઇરાનમાં કોઇબી ઠેકાણે અમારા જોવામાં આવી નહિ. જમીન અહિંની એટલી રસાળ છે કે જો કોઇ જરથોસ્તી સાહસિક ખેડુત એવી છેલ્લી ઢબની રૂઢી દાખલ કરી કામ લેવાનો અખતરો અજમાવે તો ખચીત ફાવ્યા વગર રહે નહિ. ઇરાન દેશની હાલત સુધારનારી મંડળીએ જો પોતાનાં દાયકાઓનાં ભલાં કામ દરમ્યાન પાંચ સાત ચંગા જરથોસ્તી જવાનોને હિન્દુસ્તાન બોલાવી થોડીક ઉંચી કેળવણી અપાવી અમેરિકાની કેટલીક યુનીવર્સીટીઓ કે જે ખેતીવાડીના અભ્યાસ માટે બહુ મશહુર છે, ત્યાં મોકલીને છેલ્લામાં છેલ્લી ઢબની ખેતી કરવાની રીત શિખવી ઇરાન મોકલ્યા હતે તો તેઓ પોતાની હાલત સુધારવા ઉપરાંત પોતાનાં અસલ વતનની ખીલવણીમાં હિસ્સો આપવાનો જશ આપણી કોમને અપાવી શકતે. જ્યારે નવું ઇરાન બનાવવાની હાલમાં ચળવળ દેશમાં ચોમેર ચાલે છે, તેવા વખતે પણ જો ઉપલી સુચના મુજબ અમલ કરવામાં આવે તો કશું મોડું થયું નથી. ઇરાની મુસલમાન કોમ જે આપણી કેળવાયલી કોમ તરફ મદદની આશાથી હમણાં જુએ છે, તેઓને એવી રીતીઓથી આપણે ઉપયોગી થઇ શકીએ તેમ છે.

દોઢ કલાકની મંજલ પછી અમે પર્સીપોલીસના પ્લૅટફૉર્મની નજદીક આવી લાગ્યાં, અને અમારા બેટાની ટોળકી પણ કેમેરા સાથે અમોને આવી મળી. જે જવાન કારભારી એ લોકોની સાથે ગયા હતા, તેમનાં મોંઢા ઉપર લોહીના ડાઘ અમોને દેખાયા, અને માથા ઉપર મોટું ઢીંમું ઉઠેલું અમોને જણાયું. આ ભાઇને રસ્તામાં અકસ્માત નડ્યો હતો. જે ઘોડા ઉપર તેવણ સ્વારી કરતા હતા, તેણે મસ્તી કરી તેવણને જમીન ઉપર ફેંકી દીધા હતા. તુરત વેળા લેવાઇ શકાય તેવા ઉપાય કરી અમે તેમની સારવાર કીધી.

## પ્રકરણ ૭

### પર્સીપોલીસ

અર્દીબહેસ્ત મહિનાના અહુરમઝદ રોજના મુબારક દિવસે આ નામીચાં ખંડીએરોમાં અમે દાખલ થયાં. પ્લૅટફૉર્મની મોટી સીડી આગળ અમે ઉતરી પડ્યાં. સીડીઓ એટલી સગવડ ભરી છે કે ઘોડેસ્વારો સહેલાઇથી ઉપર જઇ શકે છે. પણ અમારાં જાનવરોને પાણી પીવા તથા ઘાસચારો ખવાડવા લઇ જવાનાં હોવાથી અમો તેઓથી છૂટાં પડ્યાં. કુહ ઇ રહેમત નામના પહાડનાં ઢોળાણની નીચે આ ગંજાવર પ્લૅટફૉર્મ મોટો ઘેરાવો લઇ સામેનાં સપાટ મેદાન તરફ મુખડો કરી પાદશાહી તખ્ત સમાન દમામ સાથે ઉભો છે. જમીનની ઉંચી નીચી સપાટી મુજબ પ્લૅટફૉર્મ કોઇ ઠેકાણે વીસ ફીટ તો કોઇ ઠેકાણે પચાસ ફીટની ઉંચાઇએ જાય છે. લંબાઇમાં તે આશરે ૧૫૦૦ ફીટ તથા પહોળાઇમાં ૧૦૦૦ ફીટની જગા રોકે છે. રાક્ષસી કદના મજબુત પથ્થરોને ધાતુનાં ચાપરાંથી મેળવી તેની બનાવટ કરી છે. આશરે સો સીડી ચઢવા પછી આપણે પ્લૅટફૉર્મ ઉપર પુગીએ છીએ. કોઇ કોઇ સીડીઓ દશ, બાર યા વધુ ફીટની લંબાઇના એકજ પથ્થરની બનાવેલી છે, એટલુંજ નહિ પણ વળી એક એક ગંજાવર પથ્થરમાંથી અનેક પગથીઆંઓ કોતરી કાઢવામાં આવેલાં છે. જેવાં સીડીઓ પૂરી કરી અમો પ્લૅટફૉર્મ ઉપર જઇ પુગ્યાં કે મહેલો વગેરે આલીશાન મકાનોની પૉર્ચ, સ્થંભો, પથ્થરનાં બારણાં, બારીનાં ચોકઠાંઓ, વગેરે ઉભાં, આખાં, ભાંગેલાં, વાંકાં વળેલાં, જમીનદોસ્ત થયલાં, પોતાની આગળી જાહોજલાલીની મુગી યાદ આપતાં તેમજ જમાનાની ગીરદેશીનો સબક શિખાડતાં અમારી નજરે પડ્યાં. આપણી પોતાની એક વખતની મહાન શહેનશાહતની કીર્તિની બચી રહેલી નિશાન માટે આપણને મગરૂરી ઉપજે, અને તેની આપણે સીફારસ કરીએ એ કુદરતી છે. પણ અંગત લાગણી•તદન બાજુએ રાખી કહીશું કે નેપલ્સ નજદીકનાં પૉમ્પયાઇનાં ખંડીએરો યા રોમના ફોરમ, યા કૅપીટલ વગેરે જ્યારે અમે જોયાં ત્યારે વગર સહરાગાતે• અત્રે જણાવીશું કે મોટાઇ, દબદબા, તથા હુન્નરમંદીમાં પર્સીપોલીસમાં ખંડીએરો બધી રીતે ચઢે છે. મારધ ખાર્વીદ અમોને ખંડીએરો જોવા આવવાની આગમજની રાતે તે જોવાને સંવલ પડે તે માટે અગસની હકીકતો સમજાવતાં જણાવ્યું હતું કે વિદ્વાનોનું માનવું છે કે પર્સીપોલીસના પ્લૅટફૉર્મ ઉપર જવાની મુખ્ય સીડીની જોડી દુનિયાનાં કોઇ ઠેકાણે જણાયલી નથી. ને સઘળું હવે અમારી નજર સામે ખુલ્લું થતું ચાલ્યું. પુસ્તકો, અને ચિત્રો જોયાથી ખરી મોટાઇનો ખ્યાલ આપણને ઘણોજ ઝાંખો આવે છે. નજરે જોવાની વાતજ જુદી છે. અમે પરવરદેગારના શુકરાના કીધા કે તેણે અમોને આજે આ નામીચી જગ્યા ઉપર લાવી ઉભાં રાખ્યાં હતાં.

પ્લૅટફૉર્મ ઉપર જવા પછી મેદાન તરફ પીઠ કરી અને પહાડ તરફ મોંહ કરી ઉભાં રહેતાં પાદશાહ ઝર્કઝીસના મહેલની દમામદાર પૉર્ચ નજરે પડતાં અમે તે તરફ પહેલાં ગયાં. માણુસનાં મોંઢાંના અને પાંખવાળા ગોધાનાં શરિર સાથનાં બે રાક્ષસી કોતરકામો મેદાન તરફ મોંહ કરી ઉભેલાં હતાં, અને બીસ્માર હાલતમાં આવેલાં હોવાં છતાં ખંડીએરોની આગળી મોટાઈનો ખ્યાલ આપતાં હતાં. તેને મથાળે આવેલા ખીલારોકી લેખો, વચમાંના બાકી બચેલા બે સ્થંભો પસાર કરી પૉર્ચને બીજે છેડે અમે ગયાં, જ્યાં તેવાજ બે માણુસાઈ ગોધાઓ પ્લૅટફૉર્મની પછવાડે આવેલા પહાડ તરફ મોંહ ફેરવી ઉભેલા હતા. પહેલા બે જ્યારે મેદાન તરફ ફરીને ચોકી કરતા હોય તેમ જણાતા હતા. ત્યારે આ બે પહાડ તરફથી રખે કોઇ ઉતરી આવી શહેનશાહ સલામતને કેશી અલવલ પુગાડે તેની રખેવાળી કરતા ઉભા હતા. થોડેક દૂર ચાલતાં પહાડમાંથી કોતરી કાઢેલી એક વાવ નજરે પડે છે. અસલવારેથી તે આજની ઘડી સુધી પાદશાહના મહેલથી તે વચલે વાંધેના શહેરીનાં મકાનમાં ઇરાનમાં વચ્ચોવચ પાણીથી ભરેલો હોજ, તેમાં ઉડતા ફુવારા સાથે નજરે પડે છે. અસલ ઇરાનની આ નકલ હિન્દુસ્તાનમાં મોગલ બાદશાહોએ કરી હતી, અને તેના નમુના આપણે લાહોર, દિલ્હી, આગ્રા વગેરે ખાતે જોઇએ છીએ. હોજ આગળથી થોડાંક કદમ પાછાં ફરી પૉર્ચ આગળથી દક્ષિણ તરફ ફરી અમે ઝર્કઝીસનાં દિવાને આમમાં દાખલ થયાં. આ મોટા હૉલમાં દાખલ થવાની એક સીડી આગળ પાદશાહ પોતાને ખીલારોકી લેખોમાં આ ધરતીના પાદશાહ તરીકે ઓળખાવે છે. અહિં તેની બીસ્માર હાલતમાં વધતી ઓછી ઉંચાઇમાં ઉભેલા તેર સ્થંભો હજી બાકી છે. પછવાડે આવેલા પહાડ તરફ મોંહ કરી ઉભાં રહેતાં જમણા હાથ ઉપર પાદશાહ દરાયસના સુંદર મહેલમાં અમે દાખલ થયાં. સઘળાં ખંડીએરોમાં આ મહેલ વધારે સારી હાલતમાં સચવાયલો છે, અને તેનાં પથ્થરનાં બારણાંઓમાં દાખલ થતાં બન્ને બાજુએ પાદશાહના રાક્ષસી જાનવર સાથ ઉભા રહી લડત કરતા, યા પાદશાહનાં માથાંપર છત્રી ઓઢાડી ચાલતા ચોબદારોના આકારો, પાદશાહનો ખુરસી રોકાં તખ્ત ઉપર બેઠેલો આકાર કે જે તખ્તને એક એક ઉપર મળી બે હારમાં માણુસો ઉંચકે છે, તેવાં કોતરકામો તથા ખીલારોકી લેખો, પથ્થરની બારીઓ, તાકા વગેરે જોવા લાયક છે. દરાયસના મહેલની પાછળી બાજુએ યાને પહાડ તરફ વચમાં મોટો ટેકરો આવે છે, અને તેની પાછળ એક પૉર્ચ નજરે પડે છે. દક્ષિણ તરફ વધુ આગળ વધતાં આગળ ભાગ ઉપર આર્તાઝર્કઝીસ ત્રીજા અને પાછળના ભાગ ઉપર ઝર્કઝીસના મહેલો આવેલા છે. પહેલા નાના મહેલમાં પાદશાહના યાદગાર લેખો, કેટલાંક સુંદર કોતરકામો, ચિત્રો જોવામાં આવે છે. ઝર્કઝીસના મહેલની સીડીની આસપાસના ભાગો સુંદર નકશી કામો, બીસ્માર હાલતમાં પથ્થરની બારી, બારણાની બારસાખો, વગેરે વચ્ચેથી આપણે પસાર થઇએ છીએ. મહેલની પછવાડે એક નાની ઇમારતનું ખંડીએર આવે છે. તે છોડી ઉપલાં સઘળાં ખંડીએરોની પછવાડે પહાડ તરફ જતાં વચ્ચે પાદશાહ દરાયસના એકસો સ્થંભના યાદગાર તખ્તગાહની જમીનદોસ્ત થયલી ઇમારતમાં દાખલ થવાય છે. રાબેતા મુજબના પાદશાહના મોટાં જાનવરો સાથની લડતના દેખાવો આપણી નજરે પડે છે. બીજી તરફ પાદશાહ પોતે ખુરસી રોકાં તખ્ત ઉપર બેઠેલા નજરે પડે છે, અને તેમની જીતાયલી પ્રજાઓનાં માણુસો એક એક ઉપર મળી ત્રણ હારોમાં તે તખ્ત ઉંચકે છે. બીજી તરફ એવાંજ તખ્તને પાંચ હારોમાં માણુસો ઉપાડે છે.

પર્સીપોલીસનાં ખંડીએરો ઉપર પશ્ચિમ તરફના વિદ્વાનોનાં તફસિલવાર લખાંગલાં

પુસ્તકો તથા તેઓ તરફથી ભારે ખરચે પ્રગટ થયેલી સઘળા નાના મોટા ચિતારો સાથની આલબમો વગેરે હિન્દુસ્તાનમાં બેસી જોવાથી કંઇક મોટાઇનો ખ્યાલ આપણને આવી શકે છે. પણ તે અધુરો છે. નજરે જોવાની વાતજ ન્યારી છે. આપણા સર્વે હમદીન અભ્યાસી ભાઇઓએ જીંદગીમાં એક વખત તો એવાં મુખ્ય ખંડીએરોની કંઈ નહિ તો ઉડતી મુલાકાત લેવાની તક જરૂર હાથ ધરવી જોઇએ. જાતે નજરે જોયલા દેખાવનો છાપ જીંદગીભર કદી નિકળે નહિ તેવો સુંદર છે, કોઇક ઠેકાણે જ્યાં પથ્થર કુદરતી રીતે ઘણા સારા આવી ગયા છે, ત્યાં અઢી હજાર વર્ષ ઉપર કોતરાયલા લેખો જાણે આપણા જમાનામાં કોતર્યા હોય તેવા દેખાય છે. સીડીઓની આસપાસ તથા બીજે ઠેકાણે જ્યાં તરહેવાર ,જાતનાં માણુસો જાત જાત અને ભાત ભાતની ચીજો ખંડણી તરીકે લઇ પસાર થાય છે, તે તથા જાનવરો, સરોવરનાં ઝાડો, વગેરે અનેક કિસમનાં કોતરકામોને આંખ ઠેરવીને જોતાં એવું લાગે છે કે ત્યાં આગળથી ખસીએજ નહિ. ઉતાવળે બધે ફરી વળતાં બપોરનો એક વાગ્યો, અને અમારા ભલા યજમાન, દરાયસના જે મહેલને માટે આપણે ઉપર લખ્યું કે ઘણી સારી હાલતે સચવાયલો છે, તેમાં દાખલ થવાના દરવાજા સામે નોકરોએ કારપેટો ઉપર ખાણુનો સુફરો તૈયાર બિછાવી રાખ્યો હતો ત્યાં અમોને લઇ ગયા. ખાણાં ઉપર વધુ વખત પાલવે તેમ નહિ હતું, કારણ કે હજી ઘણું જોવાનું હતું, અને અર્ધો દિવસ તો ખલાસ પણ થઇ ગયો હતો. અમો જમતાં હતાં તેવામાં શેઠને કાંઇ વહેમ પડયો કે પહાડની પછવાડેથી કોઇ માણુસો શક ભરેલી રીતે દૂરથી ચીમાઇને જોતાં હતાં. તુરત છ તોફંગચીઓ તે તરફ દોડયા, કેટલાક બંદુકના બારો હવામાં કીધા અને થોડાક વખતમાં સધ્યારો આપતા પાછા ફર્યા કે ધારતી જેવું કશું નથી.

અર્ધા કલાકમાં ખાણાંને ઇન્સાફ આપી અમે પ્લૅટફૉર્મની પછવાડે આવેલા પહાડ તરફ ચાલુ મુકયું. આ પહાડની અંદર થોડે થોડે તફાવતે આ ધરતી ધ્રુજાવનાર પાદશાહોએ પોતા માટે સેવટની આરામગાહ બનાવી હતી. પહેલી કબર એક સો સ્થંભવાળા હૉલની બરાબર પછવાડે આવેલી છે, અને પહાડનાં ઢળાવદાર ચઢાણુ ઉપર જતાં કબરના દરવાજા ઉપર આપણે આવી શકીએ છીએ. અહિંથી જુદે જુદે અંતરે ત્રણ કબરો આવેલી છે, જેમાંની છેલ્લી પહાડ તરફ મોંહ કરી ઉભા રહેતાં જમણા હાથ ઉપર અર્ધા માઇલને છેટે છે. તે અધુરી રહી જવા પામી છે. આ ત્રણેમાં સૌથી સારી હાલતમાં રહેલી કબર પહેલીજ છે, કે જ્યાં અમો કશી અડચણ વગર પહેલે ગયાં. કબર પહાડની અંદર ગંજાવર કદની તાક કોતરી હોય તેવી જણાય છે, અને તેનો આકાર જેમ એક માણુસ સીધો ઉભો રહી બન્ને હાથો જમણી તથા ડાબી બાજુ તરફ લંબાવે તે મુજબની બનાવેલી છે. મથાળેથી તે તેમાં દાખલ થવાના દરવાજાના નીચલા ભાગ સુધીમાં તે આશરે સીતેર ફીટની ઉંચાઇ ધરાવે છે. જ્યારે જાણે બન્ને બાજુએ લાંબા કરેલા હાથો વચ્ચેનો તફાવત સાઠ ફીટની જગા રોકે છે. આ કબરો તેમજ નક્ષે રૂસ્તમ ખાતેની એવી વધુ કબરો, જે માટે હવે પછી આપણે બોલીશું, તે સઘળી એકજ ઢબની છે. મુખડાના દેખાવમાં ગોધાનાં માથાં સાથનાં મથાળાંવાળા ચાર સ્થંભો ઉપર પાદશાહનું તખ્ત ગોઠવાયલું નજરે પડે છે. બે હારોમાં તખ્ત ઉંચકીને માણુસો ઉભેલાં જણાય છે, અને તખ્તની ઉપર આતશનાં પાતરાં સન્મુખ મોંહ કરી પાદશાહ બંદગી કરતી ઢબે ત્રણથી ચાર પગથીયાંની બનાવેલી ઉંચી જગા ઉપર ઉભેલા નજરે પડે છે. પાદશાહે ડાબા હાથમાં જમીન ઉપર ટેકવીને કમાન પકડેલી છે. અને જમણો હાથ ભક્તિભાવ દેખાડતી રીતે આતશનાં પાતરાં તરફ



પર્સિપોલીસનો પ્લૅટફૉર્મ અને સીડીઓ



પાદશાહ દરાયસ પોતાના તખ્ત ઉપર



પાદશાહ પોતાના છત્રિબરદાર સાથે



પાદશાહ ઝર્કસીસના મહેલની ચૉક



ઝર્કઝીસના મહેલની પૉર્ચ, પશ્ચિમ બાજુએથી



ઝર્કીસનો હૉલ



પર્સિપોલીસનો અસલ દેખાવ



સો સ્થંભના હૉલનો અસલ દેખાવ



દરાયસના મહેલનો અસલ દેખાવ



ઝર્ક્સીસના મહેલના એક ભાગનો અસલ દેખાવ



ઝર્કઝીસના મહેલની પૉર્ચનો અસલ દેખાવ



ઝર્કઝીસના મહેલના એક ભાગનો અસલ દેખાવ

ઉંચો કરેલો છે. એક બાજુએ સુરજનો આકાર છે, જ્યારે ઉપર પાંખવાળો જાણીતો ચિતાર નજરે પડે છે. નીચલી બાજુએ મુખડા ઉપરના ચાર સ્થંભોની વચમાંના બે સ્થંભોની વચ્ચે કબરમાં દાખલ થવાનો પથ્થરનો દરવાજો છે, તેનો ઉપલો અર્ધો ભાગ બંધીવાર છે, જ્યારે નીચલા ભાગમાંથી વાંકા વળીને અંદર દાખલ થવાય છે. અંદરના ઓરડામાં દાખલ થયા પછી પાણીનાં ટાંકાં બાંધ્યાં હોય તેવા ઘાટના સળંગ પથ્થરમાંથી કોતરી કાઢેલા એકેક લાશ સમાઈ શકે તેવી લંબાઇ પહોળાઇના ઉંડા ખાડા કોતરી કાઢવામાં આવ્યા છે. એવી રીતે એકથી ત્રણ યા કોઇ કબરમાં નવ સુધી લાશ મેળવાની સગવડ છે. લાશ મેળવાના આ ખાડાને પોણા ફુટથી એક ફુટની જાડાઇમાં અખંડ એક પથ્થરનું ઢાંકણુ જોવામાં આવે છે. જ્યાં આ ઢાંકણુનો પથ્થર તુટેલી હાલતમાં મળે છે, ત્યાં અને જ્યાં તેવું ઢાંકણુ હોતું નથી ત્યાં તપાસ કરતાં ખાડા તદન ખાલી દેખાય છે, પાને બાદશાહી લાશની હાડકાં વગેરેની કશી પણુ નિશાન આજે જણાતી નથી. ખાડાઓ જે કદના બનાવવામાં આવ્યા [illegible] તે જાણે એક વખત લાશને બહાર પક્ષિઓ પાસ ભક્ષ કરાવી ફક્ત હાડકાં સાચવી રાખનારાં અસ્તોદાન બનાવ્યાં હોય તેવા નજરે પડતા નથી, પણુ આ સાથ આપવામાં આવેલાં ચિત્રમાં નજરે પડે છે તેમ જાણે આખી લાશ સમાઇ શકાય તેવા કુશાદે છે.

અમારી સાથે આવેલાં માણુસોના ઘોડા, ગધેડાં વગેરે જાનવરો જે આટલો વખત ચારીએ ગયાં હતાં, તે હવે સઘળાં પાછાં ફર્યાં, અને અમારે માટે પ્લૅટફૉર્મની ઉપર તૈયાર થઇ અમોને આગળ લઇ જવા તૈયાર થઇ ઉભાં. કબરોવાળા પહાડ ઉપરથી નીચે ઉતરી અમે પાછાં દરાયસના મહેલ તરફ આવ્યાં, અને અમારે માટે તૈયાર રાખેલી ચાહ પી અમે આ નામીચાં ખંડીએરો છોડી આગળ વધ્યાં.

# પ્રકરણ ૮

## નક્ષે રજબ, નક્ષે રૂસતમ તથા સ્તખ્ર

પર્સીપોલીસ છોડી નક્ષે રૂસ્તમ તરફ આગળ વધતાં રસ્તામાં જમણા હાથ ઉપર નક્ષે રજબને નામે જણાયલાં કોતરકામો આવે છે. જ્યારે બીજાં કોતરકામો દૂરથી રાહદારીને નજરે પડી શકે છે, ત્યારે નક્ષે રજબ ખાતેનાં પહાડની કકણુમાં એવી રીતે અંદરથી આવેલાં છે કે રસ્તા ઉપરથી પસાર થઈ જતાં જણાતાં નથી. અમે ત્યાં જઈ પુગ્યાં તે વખતે બપોરના બે વાગ્યા હતા, અને અમારી સાથે જો કે ઘોડેસ્વારો અને બીજાં સઘળાંઓ મળી અમે સત્તર જણાં હતાં, તે છતાં ભુલભુલામણીવાળા પહાડ અને એકાંત જગાને લીધે લુટારાઓની ધારતી વધારે હોવાથી સ્વારો આમથી તેમ તકેદારી રાખવા લાગ્યા, અને જોઇએ તે કરતાં વધુ વખત ત્યાં નહિ થોભવાને અમોને જણાવવામાં આવ્યું. ઘેરાવાવાળી પહાડી જગાને લીધે સઘળાં કોતરકામો ઉપર સારી રવેસે રોશની પડી શકતી નથી, અને તેથી મારા બેટાને એ નક્ષોની છબી પાડતાં કેટલીક તકલીફ પડી.

પર્સીપોલીસનાં ખંડીએરો હખામની વંશને લગતાં યાને આશરે ૨૫૦૦ વર્ષ જેટલાં જુનાં હતાં, જ્યારે નક્ષે રજબ ખાતેનાં ખંડીએરો સાસાનીઅન વખતનાં યાને આશરે ૧૭૦૦ વર્ષનાં છે. આ વંશના સ્થાપનાર અરદેશર બાબેગાને આદિ પહેલું મુહૂર્ત કીધેલું છે, અને તેમની નકલ તેમના વારસોએ કીધી છે. અત્રે ત્રણ જુદાં જુદાં કોતરકામો એક બીજાંની નજદીકમાં છે, અને જો કે ખુણે પડેલા ગુપ્ત જેવી જગામાં તે આવેલાં છે તે છતાં સારી હાલતમાં જળવાયલાં દેખાતાં નથી. એકમાં પાદશાહ પોતે ઘોડેસ્વાર થઈ બીજા તેવાજ ઘોડેસ્વાર જે દાદાર અહુરમજદ ધારવામાં આવે છે તેમના હાથમાંથી રાજ્યની સત્તાનું ગોળ ચિન્હ મેળવે છે. બન્નેના પોષાક સાસાનીઅન જમાનાને અનુસરતા છે. જમણે હાથે રાજસત્તાની નિશાન આપ લે કરતા તેઓ જણાય છે, અને બન્નેએ ડાબા હાથે પોતપોતાના ઘોડાની રેકાબ પકડેલી છે. બન્ને ઘોડાઓ એક એક સાથે પોતાનાં માથાં અથડાવીને તેમજ પોતપોતાનો જમણો પગ ઉંચકી ઘુંટણુસે ઘુંટણુ લગાડી ત્રણ પગ ઉપર ઉભેલા જણાય છે. બીજાં કોતરકામમાં પાદશાહ તેમજ અહુરમજદ જમીન ઉપર ઉભેલા છે, અને ઉપલી જ રીત મુજબ રાજ્યની નિશાન આપ લે કરે છે. આ નકશા ઉપર બે નાના છોકરાઓના, બે સ્ત્રીના તથા બીજાં માણસો મળી જુમલે સાત આકારો તથા એક પહેલવી લેખ નજરે પડે છે. ત્રીજાં કોતરકામમાં પાદશાહ શાહપુર પહેલા ઘોડા ઉપર સ્વાર થયા છે. ઘોડો એક પગ ઘુંટણુમાંથી વાળી ત્રણ પગ ઉપર ઉભો છે, અને ઘોડાની પીઠ પાછળથી અડ. ઉતર હારમાં આઠ ખીદમતગારો જમીન ઉપર પોતપોતાની તલવાર ટેકવી તેની મુઠ ઉપર પોતપોતાના બન્ને હાથો મુકી ઉભેલા છે.

વખત થઇ જતો હતો કારણ નક્ષે રૂસતમ તરફ હજી અમોને જવાનું હતું. નક્ષે રૂસતમનાં નક્શી કામો દૂરવેરથી આપણા જોવામાં આવે છે, અને જો સીધાં જવાને બની શકે તો થોડીક મિનિટમાં અમે ત્યાં પહોંચી શકીએ તેમ હતું. સાંપના આકારમાં વળણ લેતી નદીની શાખા વચ્ચે આડી આવ્યા કરતી હોવાથી જ્યાંથી પાણી થોડાં હોય અને પહોળાઇ કમતી હોય તેવા વાંકો લઇ આગળ વધતાં વખત કુદરતી રીતે વધારે લાગ્યો. નદીનો એક ફાંટો ઓળંગવાની જગા ઉપર એક તરફથી વીસ, પચીસ ફીટ ઢોળાણ ઉતરી પાણીમાંથી આગળ વધી સામી બાજુએ જતાં પાછું તેટલુંજ ચઢાણ હતું. મારા ખાવીંદનું ગધેડું એમને લઇ પહેલું બીજી પારે જઇ પુગ્યું હતું. એટલે ત્યાં બધાં આવી પુગે તેટલો વખત જરા આશાયસ મેળવવા બન્ને પગો એકજ બાજુએ લઇ અધર બેસી નક્ષે રૂસતમનો મહિમા દૂરથી જોતા હતા. તેટલામાં પાણીમાં આગળ વધવાની એક ગધેડાંએ નામરજી જણાવી, તેથી કંઇક ગડબડ થતાં કોઇ પડી ગયું એવું ધારી એવણ એકદમ પછવાડે ફરી જોવા ગયા તેવામાં એવણનાં ગધેડાંએ મન ઉપર લીધું કે હવે ચાલવું જોઇએ. પરિણામમાં એવણ ઉપરથી પડી ગયા, અને ચાહેની ઠર્મોસ ગળે ઓળવેલી હતી, તે પાંસરાંમાં સખત વાગી. એમની નજદીકમાં બે માણસ હતાં તેઓ અલબત ગંભીર થઇ ઉભાંજ રહ્યાં, અને એવણને ઉઠાડવાની કોશીષ નહિ કરી, કારણ જો તેમ કરે તો એવણને અપમાન થાય. એટલે કે એવણે પુરતી મરદાનગી દેખાડેલી નહિ ગણાય. એવા વિચારોથી અમે વાકેફ હતાં. એટલે જાણે કશું બન્યુંજ નહિ હોય, તેમ એવણ ઉઠી પાછા સ્વાર થયા. જો કે પાંસરાંમાં વાગેલાંનો દુખાવો થોડાક દહાડા સુધી પુગ્યો.

પર્સીપોલીસ અને નક્ષે રૂસતમ વચ્ચેનો રસ્તો આશરે ૭ માઇલનો છે. પણ ઉપર જણાવ્યું તેમ પુલ્વાર નદીના ફાંટા ઓળંગતાં તથા ચઢ ઉતર રસ્તાઓ પુરા કરી નક્ષે રૂસતમ આવી પુગતાં અમોને સવા ચાર વાગ્યા. જે માફક પર્સીપોલિસનાં ખંડીએરો ભુલ ભરેલી રીતે કયાની પાદશાહ જમશેદનાં નામ સાથે જોડવામાં આવે છે, તેવીજ રીતે તવારીખનાં જ્ઞાનની ગેરહાજરીમાં જહાન પહેલવાન રૂસતમનાં નામથી આ ઠેકાણેનાં ખંડીએરો ઓળખાતાં આવ્યાં છે. પર્સીપોલીસ ખાતે મહેલો, દિવાનખાનાં, તથા કબરો હખામની વખતનાં છે, તથા નક્ષે રજબ ખાતેનાં ત્રણ કોતર કામો સાસાનીઅન જમાનાનાં છે. પણ નક્ષે રૂસતમ ખાતે હખામનીઅન તેમજ સાસાનીઅન બન્ને વખતનાં ખંડીએરો હસ્તી ધરાવે છે. પર્સીપોલીસના પ્લૅટફૉર્મની પછવાડે આવેલા પહાડમાં જેવી ત્રણ કબરો કોતરી કાઢવામાં આવેલી છે તેવીજ ઢબની ચાર હખામનીઅન કબરો પહાડના ઉપલા ભાગમાં કોતરેલી મળે છે, તથા તેની નીચેના ભાગમાં સાસાનીઅન જમાનાની બાદશાહી જીન્દગીના કેટલાક સીન પથ્થરમાં જાળવવામાં આવ્યા છે. પર્સીપોલીસના પ્લૅટફૉર્મની બરાબર પછવાડેના ઢળાવદાર પહાડ ઉપર આવેલી કબર ઉપર જેવી સહેલાઇથી જઇ શકાય છે, તેમ અત્રે થઇ શકે તેવું નથી. દરેક કબરો જમીનથી એટલી ઉંચે આવેલી છે કે મોટી પરાંચો બાંધી તેની મદદ વગર ઉપર જઇ શકાય તેમ નથી. જો કે આ ચારે કબરો એકજ ઢબની અને એકજ જમાનાની યાને હખામની પાદશાહોની છે, છતાં તેમાંની એકજ કબર જે પહાડ તરફ કબરોની સામે મોંઢ કરી ઉભાં રહેતાં જમણા હાથ ઉપર ત્રીજી છે તે તેની ઉપરના લેખોને લીધે ચોકસાઇથી પાદશાહ દરાયસની છેવટની આરામગાહ તરીકે ઓળખાય છે.

કબરોની હેઠળના ભાગો ઉપર થોડેક થોડેક છેટેથી સાત મોટાં કોતરકામો પહાડ

ઉપર મોટી તાકો બનાવી તેમાં કોતરેલાં મળે છે. આ સઘળાંઓ સાસાનીઅન વંશના કેટલાક રાજવંશી બનાવો રજુ કરે છે, પણ લેખોની ગેરહાજરીમાં મોટે ભાગે ખાતરીથી ઓળખાઈ શકાતા નથી. જે એક કોતરકામ આપણું ખાસ ધ્યાન ખેંચે તેમાં પાદશાહ શાહપુર પહેલાને આપણે ઘોડેસ્વાર થયલો જોઇએ છીએ, કે જેમની સામે રોમન પાદશાહ વેલેરીયન ઘુંટણમડીએ પડી આજરખાહીથી હાથ લંબાવી પોતાની હાર કબુલે છે. રોમન શહેનશાહનો ચહેરો ઘણો સારી રીતે જળવાઇ રહેલો છે, અને તેજ મુજબ નક્ષે રૂસ્તમ ખાતેનાં કેટલાક બાવલાંઓના જે પહાડી પથ્થરો સારે નશીબે મજબુત અને ટકાઉ આવી ગયા તે ઘણાં મન માનતી હાલતમાં સચવાઈ રહેવા પામ્યાં છે. કાઝરૂન નજદીકનાં શાહપુર શહેર ખાતે પણ પાદશાહ શાહપુરે વેલેરીયન ઉપરની પોતાની ફતેહને એ મુજબ પથ્થરમાં યાદગાર બનાવી છે. અમે તે જોવા પામ્યાં નહિ હતાં, તે આ ઠેકાણે જોવાનો સંતોષ મળ્યો. નક્ષે રજબ ખાતેનાં કોતરકામમાં સાસાનીઅન વંશના સ્થાપનાર અરદેશર બાબેગાન પોતે અહુરમજદને હાથે રાજસત્તા મેળવે છે. તેનાં ઘોડેસ્વાર કોતરકામ આપણે જોઈ આવ્યાં તે અહિં પણ એક તાકમાં કોતરેલાં છે, અને મન માનતી હાલતમાં જળવાયલાં છે. બન્નો ઘોડાઓના પગ તળે પાર્થીઅન વંશના બે છેલ્લા પાદશાહો કચડાતા પડેલા માલમ પડે છે.

હખામનીઅન કબરો અને સાસાનીઅન કોતરકામો ઉપરાંત નક્ષે રૂસ્તમ ખાતે જે બીજાં ખંડીએરો આપણા જોવામાં આવે છે, તેમાં ચોથી કબરની સામે આશરે પચાસ ફીટને અંતરે ઘડેલા પથ્થરની બનાવેલી એક ઓરડા રોફી પથ્થરનાં ધાબાંવાળી ઇમારત છે. આ ઇમારતને આ તરફનાં લોકો કાબ એ જરથોસ્તને નામે ઓળખે છે. હાલના વિદ્વાનો તેને સગડી જેવાં કોઇ મકાન તરીકે પિછાણે છે.

થોડેક દૂરથી વળાણુ લઇ જતાં પહાડી પથ્થરમાંથી કોતરી કાઢેલાં બે મોટાં આતશદાનો કે જેનું ચિત્ર પાસેનાં પાનાં ઉપર આપવામાં આવ્યું છે, તેની મુલાકાત લઈ શકાય છે. એ ઉપરાંત ઉપરના ભાગ ઉપર ચઢતાં થોડે થોડે અંતરે છુટી છવાઇ સીડીઓ ભારા મેળવાની હોય તેવા જમીનમાં કોતરી કાઢેલા પથ્થરો, સ્થંભ વગેરે અસલનાં કોઈ જાતનાં બાંધ કામોની રહી ગયલી નિશાન તરીકે આપણી નજરે પડે છે.

અમોને હજી અમારે ગામ પુગવાનું હતું, અને સુરજ અસ્ત પામે તે આગમજ અમે આ નામીચાં ખંડીએરો છોડી આગળ ચાલુ મુકયું. સાંજનો વખત હતો એટલે દેખાવ મજેહનો ખુશનુમાં લાગતો હતો. જ્યાં જ્યાં રસ્તે રસ્તે ગામો આવતાં કે અમે ધારીએ કે અમારૂં ગામ આવ્યું, એમ કરતાં અમારૂં ગામ આવતાં છેક દિવા થઇ ગયા. અમે સવારે જે રસ્તે ગયાં હતાં તે જુદો હતો. કારણ તે વખતે તો અમો પર્સીપોલીસ તરફ હંકારી ગયાં હતાં. મારા ખાવીંદનાં ઝંપેડાની બન્ને બાજુએ સ્વારો નજદીક નજદીક પોતાના ઘોડાઓ ચલાવતા અને ઘણાં ધ્યાનથી એવણ સાથે વાતો કરતા. ગામનાં લોકો બહાઇ ધર્મ પાળતાં હતાં, અને એક ઘોડેસ્વારે પહેલે વાત છેરી અને જ્યારે તેણે જાણ્યું કે મારા ખાવીંદે બહાઈ ધર્મનાં પુસ્તકો વાંચ્યાં હતાં તથા અમેરિકામાં બહાઇ પંથમાં જોડાયલા અમેરિકનો સાથે તેઓ સમાગમમાં આવ્યા હતા, ત્યારે તેની અને તેના સાથીઓની જીજ્ઞાસા ઘણી ઉશ્કેરાઇ અને ભારે ઉલટથી એમને પુછપરછ કરવા લાગ્યા. વાતચીતમાં વખત સારો પસાર થયો, અને હવે અંધારૂં થઇ ગયું હતું, રાત ચાંદરણી નહિ હતી એટલે અમોને બ્હીક લાગતી કે રખે જાનવરો ઠોકર ખાય અને અમોને નુકસાન થાય, પણ અમારા

સાથીઓને પણ રસ્તો આવી રહેલો તેથી તે લોકોની મદદ અને હિમ્મત વચ્ચે શમ્સાબાદમાં આવી પુગ્યાં. ઘડીઆળ જોતાં જણાયું કે સવારે ઘર છોડયા પછી અમે બરાબર સવા તેર કલાકે પાછાં ફર્યાં હતાં.

સુરજ ઉગતાંથી તે આથમતાં સુધી બહાર રહેવું, ચકરાવાઓ લઇ આવતાં જતાં આશરે પંદર માઇલ ગધેડાં ઉપર સ્વારી કરવી, અને ખંડીએરો, કબરો તપાસવા આખો વખત હાલચાલ કરવી, પહાડો ચઢવા ઉતરવા, એ અલબત સહેલું કામ નહિ હતું. હજી રાહમાં આવતાં સ્તખ્રનાં ખંડીએરો તો અમો સવાર માટે રાખી આવ્યાં હતાં. આવાં નામીચાં ખંડીએરો જોવા માટે એક દહાડો ખચીતજ પુરતો નથી. નાણી દેતાં એક આખો દહાડો પર્સીપોલીસ ખાતે પસાર કરવો જોઇએ, અને બીજે દહાડે નક્શે રૂસતમ, નક્શે રજબ વગેરે આટોપવું જોઇએ. પણ તેનો અર્થ એ થાય કે બન્ને દહાડા આપણી સાથે બૉડી ગાર્ડ વગેરે રાખવા જોઇએ, એટલે તેટલું ખરચાવુ થાય. અમોને તો અમારા ભલા મિત્રે આ સઘળી સગવડ પુરી પાડી હતી.

રાત જતાં કંઇ વાર લાગી નહિ, અને બીજે દહાડે બામદાદે ઉઠી શમ્સાબાદ છોડવાની અમે તેયારી કરી. અમારો સામાન અને મોટરો અમે જ્યાં છોડી આવ્યાં હતાં ત્યાં અમોને પહેલાં ગધેડાં ઉપર જવાનું હતું, અને ત્યાંથી સ્તખ્રનાં ખંડીએરો જોઇ આગળ વધવાનું હતું. ચાહે નાસ્તો કરી થર્મોસો ચાહેથી ભરી લઈ અમો અમારા લાયકીવાળા મિત્ર જેવણે ભારે મહેનત લઇ કેટલીક અગવડ વેઠી અમોને બે દહાડા મદદ કરી હતી તેમને મળી, બેઠી હજી તો સુરજ ઉગે તેટલામાં અમે રસ્તે પડયાં. આગમજથી સંભાળ લઇને અમોએ અમારા શૉફરોને રાત્રે કહેવરાવ્યું હતું કે સવારે સકાળે તૈયાર રહે, તે મુજબ તેઓ મોટરો ઠીકઠાક કરી અમારી રાહ જોતા ઉભા હતા. સઘળું નક્કી થઇ રહેતાં અમે અમારાં ગધેડાંઓ, સાથે આવેલા રખેવાળોને સોંપી મોટરમાં બેસી સ્તખ્ર તરફ ચાલ્યાં. પુલ્વા ગામનાં છાપરખાનાં આગળ મર્વે દસ્તનાં મેદાનમાં ઉત્તર તરફ સ્તખ્રનાં ખંડીએરો આવેલાં છે. નજદીકમાંજ એક ચોરૂસ મોટો આઠ ફીટ ઉંચો સફેદ ગ્રેનાઇટ પથ્થરનો પ્લૅટફૉર્મ નજરે પડે છે. જેને અહિંનાં લોકો તખ્તે તાઉસ યાને મોરનું તખ્ત તેમજ બાજે વખતે રૂસતમનું તખ્ત કહે છે. આ પ્લૅટફૉર્મ આશરે ચાર ચાર ફીટના બે ટપ્પાનો બનેલો છે, અને તેના એકેક પથ્થરની લંબાઇ આઠથી દશ ફીટની છે. પ્લૅટફૉર્મની ઉપર કંઇ બાંધકામની નિશાન જળવાઇ રહેવા પામી નથી. આ તખ્ત ઉપરાંત થોડે થોડે છેટેથી બીસ્માર હાલતમાં આવેલા પથ્થરના સ્થંભ, દિવાલના ઉભા પથ્થરો, વગેરે આગળનાં કોઇ મોટાં બાંધકામની ઇધાણી આપતા વિખરાઇને પડેલા મળે છે.

મહાન દરાયસ અને તેમના હખામની વારસો તથા સાસાનીઅન પાદશાહોના મહેલો, દિવાનખાનાંઓ, કબરો, આતશદાનો, ચિતારો, લેખો વગેરે જે કંઇ કે મર્વ દસ્તનાં બહોળાં મેદાનમાં સાત માઇલના વિસ્તારમાં મળી આવ્યાં તે અમે જોઇ પરવાર્યાં હતાં. આખાં ઇરાનમાં આવેલાં અસલ વખતનાં બાકી બચેલાં તમામ ખંડીએરોમાં પર્સીપોલીસ અને તેની આસપાસનાં ખંડીએરોને સર્વેથી સરસ અને પહેલી પંકિતનાં તરીકે વિદ્વાનો ઓળખાવતા આવ્યા છે. તે જોવાને અમે નશીબવંત નિવડયાં હતાં, એટલે એકબારગી પહેલે જેમ ધાસ્તી આપવામાં આવી હતી, તેમ અમોને ઉપર આગળ વધવા દેવામાં નહિ પણ આવતે, અને ફકત બાદશાહી પાયતખ્તનાં આ ખંડીએરોજ જોઇ અમોને પાછું વટીક ફરવું પડતે તો પણ અમારો ફેરો સફળ થયલો ગણાતે. મારા

ખાવીંદે અમોને સમજાવ્યું તેમ અહિં દરેક ઠેકાણે યાને પર્સીપોલીસના ખુદ પ્લૅટફૉર્મ ઉપર કેટલેક જગે, તેની આસપાસ, નક્ષે રૂસતમ તરફ તથા સ્તખ્રનાં ખંડીએરોમાં મહિનાઓ નહિ પણ વર્ષો સુધી પુગે તેટલું બહોળું, ખરચાળુ ખેતર ખોડકામ મારફતે શોધખોળ કરવાને પડેલું છે. અમો જ્યારે આ સઘળાં ખંડીએરો જોતાં હતાં તે વખતે આસપાસનાં ગામોના ખેડુતો અમોને એવાં બીજાં જુનાં બાંધકામો કેડેકેઠે બીસ્માર હાલતે હોવાની ખબર આપતા. કોઇ અમોને કહેતા કે અમો જ્યાં હતાં ત્યાંથી આઠ, દશ માઇલને છેટે અસલી પાદશાહોના વખતનાં બંદીખાનાનાં ખંડીએરો છે. અલબતાં આ ગામડીઆઓનું કહેવું અચોક્કસ અને હવાઇ મોટે ભાગે હોય, પણ વધુ શોધખોળ નવી દટાઇ રહેલી જગાઓ અને છુપાઇ રહેલી શાહદતોને બહાર લાવી શકે તેમાં કશી નવાઇ નથી.

## પ્રકરણ ૯

### શમ્સાબાદથી ઘાદીશબાદ

પસારગેદ અથવા મેશેદ મુર્ઘાબ તરફ પુગવા માટે અમોને ચાલીસ માઇલની મુસાફરી કરવાની હતી. જ્યાં મોટરનુંજ નામ પડયું ત્યાં ચાલીસ માઇલ તો બચ્ચાંની રમત કહેવાય. પણ શીરાઝથી પર્સીપોલીસ આવી પુગતાં જે અનુભવ મળ્યો, તે પછી હવે ગણત્રિ કરવામાં સાર નહિ હતો. જો મોટરને કંઈ કશું થાય નહિ તો અમે બપોરમાં તો અમારે ધારેલે ઠેકાણે પુગી શકીએ, પણ મોટર અમોને પાછી સતાવશે નહિ તેની જામીનગીરી ક્યાં હતી. અમારા શોફરો વચ્ચે હજી સમજુતી થઇ નહિ હતી, અને તેનાં પરિણામમાં એવું બન્યું કે હિન્દુસ્તાની શોફરને જે ભૂત ભરાયો તે નિકળેજ નહિ. અમારી બન્ને મોટરો સાથેની સાથે એક બીજાથી થોડેજ તફાવતે ચાલે એ ઘણું જરૂરનું હતું, કારણ એક તો એ કે બેમાંથી કોઇને પણ અડચણ થઇ અને મોટર અટકી પડી તો બધાં સાથે મળી તેને જલ્દી સમારી શકીએ. તેમજ વળી જંગલની વચ્ચે સાથે હોઇએ તો એક એકની હિમ્મત રહે. ભલો માણસ એવો બંહોસે પડગો કે યાતો ઘણો આગળ નિકળી જાય, યાતો પાછળ રહી જઇ નજર આગળથી ગુમ થઇ જાય. ભાઈબાપા કરતાં પણ કંઈ વળે નહિ," અને ત્રણપાંચ કીધી તો રખડી જવાનો ,રોહો. સવા કલાક અમારી મોટર સડસડાટ ઝડપથી આગળ વધી, અને એ દહાડાની વાત ઉપર મોટર માટે જે અમે ખરાબ મત બાંધ્યું હતું તે ફેરવવું પડે એવું લાગતું હતું. તેવામાં અમારીજ મોટરને પંકચર પડયું ને અમે અટક્યાં. સામાનની મોટરમાં હથિયાર હતાં, એટલે તે ધીમે ધીમે આવી પુગે તેટલે રાહ જોઈ પછી સમાર કામ શરૂ કર્યું. પોણો કલાક જતાં પાછાં આગળ ચાલ્યાં અને ફક્ત દશ મિનિટ જતાં, બીજાં ટાયરની તેવીજ અવદશા થઇ. વળી પાછાં નીચે ઉતર્યાં અને લાંબે વખતે રીગનસ મળતાં પાછાં બેઠાં. બપોરે સાડા અગીયારને અમલે અમે સીવંદ ગામમાં દાખલ થયાં, આટલા વખતમાં અમે આશરે સોળ માઇલનો રસ્તો કાપી શક્યાં હતાં. ઝાડોની ઘટા વચ્ચેથી પસાર થતાં બાજુમાં ઘણાં નિર્મળ પાણીનો ઝરો વહેતો હતો, ત્યાં મોટરો ઉભી રાખી જમવાની ગોઠવણ કરવા માંડી. બજારમાંથી નાન કવાબ મંગાવ્યાં, અને ચુલો સળગાવી ચાહ મુકી દીધી. મોટરોને જોઇને અમારી આસપાસ બે ડઝન માણસનું ટોળું વળેલું હતું, અને અમે જમતાં હોવાથી ગામના કુતરાઓએ પણ અમારી આગળ ભેગા મળવાનું દુરસ્ત ધાર્યું. એક જણ ટોપલી ભરીને પીચ વેચવા લઈ આવ્યું, તે ચાખી જોતાં બહુંજ રસાળાં અને મિઠાશવાળાં લાગવાથી અમે આખી ટોપલી ખરીદી લીધી. કવેટાનાં પીચ કદમાં મોટાં અને સ્વાદવાળાં હોય છે, પણ સીવંદના પીચની લહેજત કંઈક ઓરજ હતી. ખરેખર એવે વખતે આપણા જેવા મુસાફરોની હાલત કઢંગી થાય છે. નહિ જોયલું જોઇએ ત્યારે વધારે

ખાવાનું ગમે. પણ પછી તબીયત બગડવાની ધાસ્તી. તેથી જીવ મારીને સંતોષ પકડવા વગર છુટકો નહિ. થોડાં પીચો શોફરોને આપ્યાં અને બાકીનાં પોટલું બાંધી રસ્તે ખાવા મોટરમાં સાથે લીધાં. ચાહ પી લીધી અને બાકીની થર્મોસોમાં ભરી, સરસામાન પાછો ઠીક કરી સવા બારે પાછું હંકાર્યું.

સીવંદની બીજી બાજુએ થોડાક માઇલ અંદરથી જતાં હાજીઆબાદ નામે ગામ આવે છે ત્યાં પહેલવી ભાષામાં કોતરેલા લેખો મળે છે. પ્રોફેસર જેક્સન સીવંદ આગળથી પસાર થયા હતા તે વખતે આ લેખો જોવા નહિ પામ્યા હતા, કારણ લેખો મુખ્ય રસ્તાની બીજી બાજુએ હોવાથી કેટલીક ઢીલ વગર ત્યાં જઈ શકાય તેમ નહિ હતું. અમોએ પણ તે તરફ ખોટી નહિ થતાં આગળ ચાલુ મુકયું. અમે મધ્યાન બપોરનાં નિકળેલાં હતાં એટલે કાંઈ નૂહિ તો ત્રણ વાગતામાં પણ અમે અમારે ધારેલે મુકામે પુગી શકતે. પણ રસ્તામાં બે વખત "અમારી પોતાની મોટરને પંકચર પડતાં ઢીલ થયા કીધી. આજે અમારી સામાનની ગાડીએ નોંધવા જોગ રૅકૉર્ડ કીધો હતો કે એક પણ વખત તેને કશી અડચણ થઇ નહિ હતી. જ્યારે તેને બદલે અમારી સવારીની મોટર જે પહેલે દહાડે કશી અલવલ વગર સલામત રહી હતી, તેણેજ આજે વખતે વખત અમોને તકલીફ આપી. રાહમાં કવામાબાદ તથા સાદતાબાદ નામનાં બે ગામો વટાવી આખરે સાંજે પાંચ વાગે અમે ધાદીરાબાદ ગામની પાદરે આવી પુગ્યાં.

અમારી મોટરો ત્યાંજ થોભાવી અમે ગામના મુખી ઉપર જે ચિઠ્ઠી શીરાઝથી લાવ્યાં હતાં તે અંદર મોકલી અને થોડાજ વખતમાં યુરોપીઅન પોષાકમાં સજ થયલા એક જવાન પોતાનાં કેટલાંક માણસો સાથે અમોને ઇસ્તેકબાલ લેવા આવ્યા. આ જવાન ગૃહસ્થ ઘણુંજ થોડું અંગ્રેજી જાણતા હતા પણ જર્મનીમાં કેટલોક વખત રહેલા હોવાથી જર્મન સારૂં જાણતા હતા. પસાર્ગેદના જે ખંડીએરો અમે જોવા માગતાં હતાં તે મેશેદે-મુર્ઘાબ નામનાં ગામની નજદીક તેજ નામનાં મેદાનમાં એકાદ બે માઇલના ઘેરાવામાં છુટા છવાયાં મળે છે. આ જવાન ધાદીરાબાદથી શરૂ કરી સાઇરસની કબર સુધીના અગીઆર માઇલના વિસ્તારની તમામ જમીનના માલેક હતા અને તે જગામાંજ આ ખંડીએરો સમાઇ ગયલાં હોવાથી જાણે તેના પણ માલેક ગણાય. જ્યારે અમારી સાથે ખંડીએરો બીજે દહાડે જોયાં ત્યારે તેવણે એક બે વખત ઇચ્છા દેખાડી કે ખેતીની મોસમ જ્યારે તેજ નહિ હોય અને તેવણનાં માણસો જ્યારે ફાલતુ હોય તે વખતે તેવણ કેઠે કેઠે ખોદકામ કરી જોશે. મારા ખાવીંદે તેવણને તેમ કરવાની ઉલટ નહિ આપી, બલ્કે ના કહ્યું; કારણ અનિયમિત રીતે બીનજોખમદાર માણસો જેમ ગમે તેમ ચરચુંટ કરે તેથી નુકસાન વધારે થાય. અને તો પણ જ્યાં દેશની સરકાર પોતે ઘણી ઘોરી થઇ શકે નહિ ત્યાં પછી એવાં ખંડીએરોનું ગમે તે થાય તે કોણ જોનાર છે. આ પુરાણાં ખંડીએરોમાં કોઇ કોઇ સ્થંભ જાણે તળીયામાં છીટકી ઉપર વળગી રહેલો જણાતો તો કોઇ પથ્થર કોઇ પણ ઘડીએ પડી જાય તેવી હાલતમાં અમોને જણાયો. હજી પણ સવખતની જો મદદ આપણે પુગાડી શકીએ; અને હાલની ઇરાની સરકાર તેમજ રૈયત જે આપણી તરફ અને આપણાં પુરાતન ખંડીએરો તરફ દીલસોજીથી જુએ છે તેઓની મહાલીથી આપણે પૈસે જરૂર જોગું બચાવરૂપી સમાર કામ કરીએ તો પડી જવાની અણી ઉપર આવી રહેલાં ખંડીએરોની જીંદગી આપણે લંબાવી શકીએ તેમ છે.

## પ્રકરણ ૧૦

### પસાર્ગેદ

બીજે દિવસે સવારનાં પહોરમાં ઘાદીરાબાદ ગામ ઘોડાના ખંખારવાથી અને ગધેડાંઓના ભૂંકવાથી ગાજીવાજી રહ્યું. અમોને અમારા મિત્ર આખો દહાડો ખંડીએરોમાં ફેરવનાર હતા. અમારે માટે સવારી કરવાનાં મજેહનાં ગધેડાં આવ્યાં હતાં. શેઠ પોતે ઘોડેસ્વાર થયા હતા અને તેવણુની સાથે નવ માણસો બંદુક સાથે ઘોડા ઉપર અમારી સાથે આખો દિવસ સલામતીને ખાતર આવનાર હતાં, અને ચાર ખીદમતગારો પગે ચાલનાર હતા. સઘળું તૈયાર થઇ રહેતાં અમારૂં સરઘસ દેહલામાંથી બહાર પડયું. અહિનાં ખંડીએરો જોવા આવનાર માટે મેશેદે મુર્ઘાબ નામનાંજ ગામમાં ઉતારો લેવો ઠીક થાય. કારણ તે વધુ નજદીક છે. અમોને તો અમારા શીરાઝવાળા મિત્ર તરફથી ઘાદીરાબાદ ખાતે ઉતરવાનું નક્કી થયું હતું. તેથી થોડેક દૂર આવી આ ગામમાં ઉતર્યા હતાં. જો અમારાં ગામથી સીધી લીટીમાં અમે સાઇરસની કબર સુધી જઇએ તો અગીઆર માઇલનો તફાવત હતો. પણ રસ્તામાં આવતા નદીના ફાંટાઓ ઓળંગતાં તથા ખંડીએરો લાંબે લાંબે છેટે ચોમેર વિખરાયલાં હોવાથી અમોને બાર, તેર માઇલની મુસાફરી કરવાની હતી અને તેટલાજ માઇલ સાંજે પાછાં ફરતી વખતે કાપવાના હતા. ખુશ ગુફતેગો કરતાં અને આસપાસનાં ખેતરોમાં થતી ખેતી જોતાં અમે મેશેદે મુર્ઘાબ ગામ દુરથીજ છોડી આગળ વધ્યાં. વચમાં વચમાં આડ હોવાથી ખંડીએરોની કશી નિશાન અમોને દેખાતી નહિ હતી. કારણ વચમાં દુરથી લાંબીને લાંબી પહાડોની હાર લંબાયલી હતી.

પર્સીપોલીસ ખાતે જ્યારે હખામની વંશના દરાયસ, ઝર્કઝીસ, આર્તા ઝર્કઝીસ વગેરે મોટા પાદશાહોનાં નામ સાથ જોડાયલાં આલીશાન મકાનોનાં ખંડીએરો આવેલાં છે ત્યારે મેશેદે મુર્ઘાબનાં મેદાનમાં હખામની વંશના મૂળ સ્થાપક મહાન સાઇરસનાં વધારે પુરાતન જમાનાનાં ખંડીએરો આપણા જોવામાં આવે છે. પહાડી દિવાલ પસાર કરી નીચે ઉતરતાં ખંડીએરોની નજદીકમાં અમે આવવા લાગ્યાં. રસ્તાની ડાબી બાજુએ પહાડની ઉચી જગા ઉપર ગંજાવર કદના પથ્થરોનો બનાવેલો પ્લૅટફૉર્મ અમારી નજરે પડયો અને અમે ગધેડાં ઉપરથી ઉતરી ઉપર ચઢયાં. અહિનાં લોકો એ પ્લૅટફૉર્મને તખ્ત ઈ સુલેમાન યાને પાદશાહ સુલેમાનનાં તખ્તને નામે ઓળખે છે. પાદશાહ સાઇરસે પોતાનો મહેલ યા દીવાનખાના માટે આ બાંધકામ કરેલું છે પણ તેની ઉપર હાલ કશી નિશાન બાકી રહી નથી. કોઇ કોઇ ઠેકાણે આ મોટાં કદના પથ્થરો કોઇ કાઢી ગયલું છે. સઘળા પથ્થરોને લોખંડના પાટાઓ જડી અસલ એકમેક સાથે જોડવામાં આવેલા છે પણ તે ગુમ થવા પછી રહી ગયલાં બાંકોરાંઓમાં અમે પક્ષિઓને આશરો લેતાં જોયાં. પ્લૅટફૉર્મની ઉંચાઇએથી

આ તવારીખી મેદાનનો દેખાવ ઘણો સુંદર લાગતો હતો અને કોઇ ઠેકાણે એકાદ થાંભલો તો કોઇ ઠેકાણે ભાંગેલી દિવાલ તો કોઇ ઠેકાણે એકથી વધુ બચી રહેલા સ્થંભો વગેરે તથા તેથી દૂર સાઇરસની કબર મેદાનમાં અસલી કીર્તિની ઝાંખી યાદ આપતાં ઉભાં હતાં. તખ્ત સોતરફથી ફરી જોઇ વળ્યા પછી અમે નીચે ઉતર્યાં અને પાછાં સવાર થઈ આગળ વધ્યાં. જગેજગ કાંઇ નહિ ને કાંઇ નિશાન માર્ગમાં આવતી હોવાને લીધે વખતે વખત આજે ગધેડાં ઉપર ચઢ ઉતર કરવું પડતું હતું. અમારા મિત્રે પચાસ ફીટને સુમારના ઉંચાઇની ભાગ તુટ થયલી એક દિવાલ તરફ અમોને લઈ જઇ તેને ઝીન્દાન ઈ સુલેમાન યાને પાદશાહ સુલેમાનનાં બંદીખાનાં તરીકે ઓળખાવ્યું. હાલના વિદ્વાનો આ ખંડીએર બાબે એકમત નથી અને આતશકદેહ યા કબર એવાં બે મતોમાં તેઓ વહેંચાયલા છે. ત્યાંથી આગળ વધેલાં જુદે જુદે ઠેકાણે એમથી તેમ ફરી સાઇરસનાં નામ સાથના લેખના તથા તેમના પાંખ સાથના આકારનાં કોતરકામ વગેરે જોતાં સાડા બારનો વખત થયો. સુરજ હવે માથાં ઉપર આવવાથી તડકું વધારે સખ્ત લાગતું હતું. જુદે જુદે ઠેકાણેની સબીઓ પાડી સ્થંભો વગેરેના ભાગીને પડેલા ટુકડાઓમાંથી કેટલાક નાના યાદદાસ્ત તરીકેના પથ્થરો લઇ અમે સાઇરસની કબર તરફ ચાલુ મુકયું. કબરથી પાંચ મીનીટનાં છેટાં ઉપર આવેલા ગામમાં અમારા જવાન યજમાને આગમજથી ગોઠવણ કરી અમારે માટે બપોરનું ખાણું તૈયાર કરાવ્યું હતું. સાઇરસની કબર બપોર પછી જોવાનું નક્કી કરી અમે ગામડાં તરફ ગયાં. પાંચ કલાક ગધેડાં ઉપર બેસતાં, ઉતરીને ચાલતાં, અને ચઢાણુ ચઢતાં થાક લાગી હતી, અને તડકાને લીધે પણ જીવ કંટાળેલો હતો એટલે જમીને થોડોક વખત આ સાયશ લીધી, અને પાછાં ચાહ તૈયાર થઇ હતી તેને ઈનસાફ આપવા બેઠાં.

અમારાં મકાનની સામે બાઇરાંઓ કારપેટ વણતાં હતાં. આ હુનર આખાં દેશમાં જગે જગ આપણા જોવામાં આવે છે અને અસલવારેથી ચાલી આવેલી રૂઢી મુજબ તરેહ તરેહવારે સુંદર વણતની કારપેટો આ ગરીબ લોકો બનાવી તૈયાર કરે છે. વણતમાં મોટે ભાગે મેંઢાંનુ ઊન વાપરે છે અને તેને મજબુત રંગ આપવાને માટે જંગલમાં ઉગતાં કેટલાંક ફુલો અમોને દેખાડવામાં આવ્યાં તેનો ઉપયોગ કરે છે. આ લોકોની પેટર્નો અમેરીકામાં ઘણી વખણાય છે અને હાલ સાંચાકામની મદદ વડે તેવા કારપેટો મોટી સંખ્યામાં તેઓએ બનાવવા માંડયા છે. તે છતાં જેઓ હાથની કારીગરીની ખુબી સમજી શકે ▪ તેઓ મોંઘે દામે તે ખરીદે છે. દેશના આ જુના ઉધ્યોગની જાળવણી અને ખીલવણી કરવાની ઘણી જરૂર છે.

બે વાગે અમો પાછાં બહાર પડ્યાં અને થોડીક મિનિટમાં મહાન સાઇરસની છેવટની આરામગાહ ઉપર જઇ ઉભાં. બેખબરીને લીધે આ જગાને નાનાં મોટાં સૌ કોઇ કબર ઇ માદર ઈ સુલેમાન યાને પાદશાહ સૉલોમનનાં માયની કબર તરીકે ઓળખે છે. પર્સી-પોલીસ તરફ રુખામની પાદશાહોની જગ્યાએ જમશેદ અને રૂસ્તમ ઉપર નવાજેશ ઉતરી પણ અહિં તો ચાલ્યા, ચાલ્યા સુલેમાનને ખાતે સાઇરસનાં તવારીખી કામો લખી વાળ્યાં છે. આવી ગંભીર ભુલને લીધે જે ભારે નુકસાન થયું છે અને થતું રહે છે તે એવું છે કે તેનો કદી ઉપાય થઇ શકનાર નથી. નામીચા કવિઓ સાદી અને હાફીઝની કબરનું વર્ણન કરતી વખતે આપણે જોયું હતું કે દરએક મોટાં માણસની કબરની નજદીક પોતાની લાસને દફનાવવાનો ધરાનમાં મોટાં માણસોનો સરેસ્તો છે, એટલે તે મુજબ સાઇરસની કબરની નજદીકમાં જયાં જુઓ ત્યાં કબરજ કબર. અજ્ઞાનતા શું-શું પરિણામ નિપજાવે છે. અસલના

ઝનુની વખતથી લગભગ ગઈ કાલ સુધી હીનાયલા એકાદ ગબરની કબરની જોડમાં દીનદારની કબર. જમાનાના ઢંગથી કાંઇ ઓરજ છે.

કબરની આસપાસ શરૂઆતના વખતમાં સુંદર ઘડેલા સ્થંભો ઉપર ટેકવેલી છત સાથનું ફરતું બાંધકામ હશે જેના કેટલાક ભાગેલા સ્થંભો અહિંથી ત્યાં બીસ્માર હાલતે જમીન ઉપર પડેલા છે. કબરનાં બાંધકામમાં ગંજાવર કદના સફેદ પથ્થરોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ચારે બાજુએ ફરતી સીડીઓ હોય તેવી રીતે બબે ફુટ ઉચાં જાણે સાત પગથિયાં હોય તેવાં ચઢાણ ઉપર જવા પછી આશરે વીસ ફીટ લાંબો અને સતર ફીટ પહોળાં તથા અઢાર ફીટ ઉંચો કબરનો ઓરડો આવે છે. દાખલ થવાનો દરવાજો ફક્ત એકજ છે અને તે ઘણો નાનો હોવાથી વાંકા વળીને અંદર જવાય છે. સઘળું પાદશાહી નામ નિશાન ફના થયું છે અને તેને બદલે વહેમી લોકોની ચઢાવેલી માનતા સુનતાની ચીજો બેરથીખર પડેલી તથા દિવાલો ઉપર આવતાં જતાંના કોતરેલાં નામો જોવામાં આવે છે. બહારથી દૂર ઉભાં રહીને જોતાં કબરનો દેખાવ સાદો તે છતાં દબદબા ભર્યો લાગે છે. આશરે બે મજલાનું મકાન હોય તેવું ઉચું અને જમીન ઉપરથી પચાસ ફીટ લાંબું અને ચાલીસ ફીટ પહોળું આ મકાન જ્યારે તેની આસપાસના સ્થંભો સાથની ફરતી ગેલેરી ધરાવતું ઉભું હશે, ત્યારે તેનો દેખાવ ખચીત બાદશાહી હશે. કબરથી થોડેક છેટે એક જમીનદોસ્ત થયલી પુરાતન ઇમારતના પાયાનું બાંધકામ ખંડીએર થઇ પડયું છે જે જોઇ હવે અમે પાછા ફરવાની તૈયારી કરી.

સહવારે અમે ઘેરથી નિકળીને આવ્યાં હતાં તે વખતે જેમ અમારા ગધેડાંની મરજી પડે તેટલીજ ઝડપે રસ્તો કાપીને આવ્યાં હતાં હવે અગોને ખબર આપવામાં આવી કે લાંબી મંજલ કાપવાની છે અને જો ઉતાવળે અમે નહિ આગળ વધીશું તો રસ્તામાં અંધારૂં થઇ જશે અને લુટારાઓની ધાસ્તીને લીધે તેથી ઘણું ખોટું થશે. આ માટે અમારાં ગધેડાંઓને ચાર પગે છોડી મુક્યાં, પણ આખર કરો તો ગધેડાં તે ગધેડાં. બીચારાં દોડી દોડીને બી કેટલા દોડે. આટલા વખતના અનુભવ ઉપરથી અમે જોઇ લીધું હતું કે ઇરાનમાં મુસાફરી કરવા ચહાનારાઓએ જરૂરજ ઘોડેસ્વારી શિખીને આવવું જોઇએ. ઘણીક જગાઓ એવી હોય છે કે જ્યાં મોટરો જઈ શકતી નથી અને જાનવરની મદદ વગર ચાલેજ નહિ ત્યાંને માટે ઘોડાઓનો ઉપયોગ થાય તો વખત અને મહેનતનો બચાવ થઈ શકે અને અડી જાડીએ ઘોડા દપટાવી જવાથી મુશ્કેલ આસાન થાય. જેમ જેમ સુરજ નીચે જતો ગયો, તેમ તેમ તોફાંગચીઓ વધુ ખબરદાર બનતા ચાલ્યા. થોડે થોડે વારે તેઓ નજદીકની કોઈ ટેકડી ઉપર ઘોડા દોડાવીને જાય અને ઉંચી જગાએથી ચોમેર જુએ કે રખે કેઠેથી લુટારાઓ આવતા હોય. અમારી સાથે જે માણસો પગે ચાલીને આવતાં હતાં તેઓ આખો વખત પછવાડેથી ગધેડાંઓને મારતા ચાલે. કોઇક વધારે અટકચાળો ફરી આખે રસ્તે ઝીણા કાંટાના ભરેલા છોડો ઉગેલા મળતા તેમાંથી એકાદ ડાંખલી તોડી ગધેડાંઓની પુછડીએ વળગાવતા એટલે જેમ જેમ ગધેડું ચાલે તેમ બીચારાંને ભોંકાય એટલે વધુ ઝડપે દોડે. ગધેડાંને માર પડતાં જ્યારે ચોંકીને એકાએક ઉછરે ત્યારે અમે જાણે ઉથલાઇ પડીએ તેવું થાય પણ કહેવા કોણને જઇએ, ગોર, લુટારાની બ્હીકને લીધે જીવ લઇને નાસ્યા વગર છુટકો નહિ હતો. માણસો ચોકસ એકજ રીતે ગધેડાંઓને ગાયનની ઢબે કેટલાક શબ્દો ચાલુ બોલતાં રહે. પોતે પણ આખો વખત અમારી પછવાડે દોડતા જાય એટલે હાંફતા હાંફતા આખો વખત કાંઇક નીચે મુજબના અમારે કાને પડતા અવાજમાં બોલતા રહે. "સાલેમન હોહો,

શુલશુલારીં હોહો, યોહોહો." અલબતાં આ તેમના ખરા શબ્દો નહિ પણ અમારે કાને પડતા અવાજના ઉચ્ચાર હતા. જાણે ગધેડાં પણ તેમની એ ભાષા સમજતાં હોય તેમ બને એટલી ઝડપે દોડતાં. એમ કરતાં છેક અંધારી રાતે આખા દિવસમાં જતાં આવતાં આશરે વીસ ઉપર માઈલની ગધેડાં ઉપર મુસાફરી કરી થાકીને લૂસ થઇ અમે આઠ વાગે ઘેર આવી પુગ્યાં.

બીજે દહાડે સહવારનાં પહોરમાં અમે ઉપડી જવા ચહાતાં હતાં. અમારા હિન્દુસ્તાની શોફરની દાઢ ઘણી દુખતી હતી તેથી તેને દાઢ ઉપર બામ વગેરે લગાડી અમે સહવારનાં ઘરમાંથી નિકળતી વખતે સેક કરવા ફરમાવી ગયાં હતાં. તે બિમાર હોવાથી અમે બીજા શોફરને ઘણી તાકીદથી કહી ગયલાં કે જેટલી ટયુબો ફાટી ગઇ હતી તે બધીને આખા દહાડામાં સમારી મુકે તથા મોટરોને પણ ધૂળ મટોડું સાફ કરી તૈયાર કરી મુકે. પણ તે ખંધો છોકરો આખો દહાડો ભટકયો અને ટયુબો રૂપ નહિ કરી. અમે ઘરે જઇ પુગાં કે હિન્દુસ્તાની શોફરે ફરીઆદ કીધી કે સહવારે જલદી નહિ ઉપરાશે કારણ પેલાએ કશી તૈયારી કીધી નથી. એટલે પછી માણસો દોડાવી તેને બોલાવી મંગાવી કામે બેસાડ્યો ને છેક રાતના સાડા અગીયાર વાગા સુધી ઉધી મુડીએ તેની પાસે કામ લીધું અને સઘળું ઠીકઠાક કરાવી રાખ્યું.

અમારા ભલા મિત્રની મહેરબાનીથી અમે આખો દહાડો ખંડીએરો જોઇ વળ્યાં હતાં અને જે માફક પર્સીપોલીસ ખાતે તેમજ અત્રે પણ તેઓએ તોપ્રાંગચીઓ, ગાઇડ વગેરે મેળવવાની જંજાલ અને ખરચમાંથી જેમ અમોને બચાવ્યાં હતાં તેમ ઉદાર મહેમાનદારીથી અમારી મુલાકાત સુખ અને સગવડ ભરી બનાવી હતી.

# પ્રકરણ ૧૧

## ધાદીરાબાદથી આબાદે

સહવારે સાડા ૭ વાગે અમે ધાદીરાબાદ છોડી આગળ વધ્યાં. અમારી મોટરોનો આટલા વખતમાં અમોને જે અનુભવ મળ્યો હતો તે ઉપરથી અમે તેઓની તરફથી ઘણી આશા રાખતાં નહિ હતાં. અમોએ એવું ધાર્યું કે આશરે પોણુસો, એંસી માઇલના તફાવત ઉપર આવેલાં આબાદેનાં ગામમાં પણ સાંજ સુધી પુગી શકીએ તો ઠીક, કારણ ઉતારાની સગવડ ત્યાં વધુ હતી. અમારા શોફરોએ અમારી મશ્કેરી કીધી કે તેટલો ટપ્પો તો બપોરે બાર વાગા સુધીમાં પુરો કરી નાખશું ને સાંજ પડતાં તો કોણ જાણે ક્યાં નિકળી જઇશું અમે તો અલબત્તાં એવુંજ માગતાં હતાં એટલે તેઓને સાબાશીના સખુનો કહી ઉત્તર આપી. પણ અમોને ધારતી હતી તેમ શોફરોની વાણી કાંઇ સવાણી થાય તેવું લાગતું નહિ હતું, બપોરના બારનો અમલ થયો તેટલાં તો બે વખત પંકચર પડ્યાં અને વખત બરબાદ થયો.

એટલે સહવારનાં નિકળેલાં આબાસાબાદ વટાવી બાર વાગે અમે દેહબીદમાં દાખલ થવા પામ્યાં, યાને સહવારથી અત્યાર સુધીમાં ફક્ત ૩૨ માઇલ કાપી શકયાં હતાં. 'દેહબીદ ગામ દરિયાની સપાટીથી ૭૬૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે અને આખાં ઇરાનમાં અહિં થંડી સૌથી સખ્ત પડે છે. અમે ત્યાં દાખલ થયાં તે વખત જો કે મધ્યાન બપોરનો હતો તો પણ અમારા ઓવરકોટ ઉપર અમોને બન્નુસ ઓઢીને મોટરમાં બેસવાની ફરજ પડતી હતી. ફકત અર્ધોજ કલાક મોટરો ઉભી રાખી સુકું પાકું ખાઇ લઈ ચાહ બનાવી પીધી અને સાથે થર્મોસોમાં ભરી લઇ આગળ રસ્તો લીધો.

ત્યાંના ઉપરેલાં કોઇ જાતની તકલીફ વગર દોઢ વાગે ખાન ઇ ખોરેહ નામને ગામ અમે આવી પુગાં. જો અમે યઝદ જવા ચાહતે તો અહિંથી અમોને રસ્તો બદલી નવે ફાટે જવાનું થતે. જેઓ શીરાઝ અને યઝદ વચ્ચે મુસાફરી કરે [illegible] તેઓ અહિંથી રસ્તો બદલે છે. ઉપર જણાવ્યું તેમ યઝદ અમારા આ વખતના પ્રોગામમાં નહિ હોવાથી અમે આગળ વધતાં રહ્યાં. વળી પાછાં મોટરની મોહકાણમાં કેટલોક વખત ભર જંગલમાં ખોટી થઈ સાંજે ચાર વાગે અમે સુર્મક ગામ પુગાં. અહિં અમારી સામાનની મોટર ઉપર બાંધેલો સામાન ઢીલો થયલો હોવાથી તેને બરોબર કરવા જરા થોભ્યાં. થોડે વારે અમોને જોઇને એક પારસી જવાન અમારી મોટર નજદીક આવ્યા અને ગુજરાતીમાં સાહેબ સલામ કરી વાતે મંડ્યા. લડાઇના વખતમાં તેવણ કોઇક રવેસે ઇરાન આવવા પામ્યા હતા અને હાલે ટપાલની આવતી જતી ગાડી ઉપર નોકરી કરતા હતા. થોડીક વધુ વાતચીત અણ નહિ ધારેલી રીતે મળેલા હમદીન સાથે કરી અમો પાછાં ઉપડ્યાં. ગામથી થોડેજ દૂર જતાં વળી

પાછાં અટક્યાં તે ખાસો કલાક ગુમાવી વળી પાછાં ચાલ્યાં ને રાત પડતાં આબાદેમાં દાખલ થયાં અને છુટકારાનો દમ ખેંચ્યો.

આબાદે ગામ આબાદ છે અને ત્યાં વસ્તી સારી છે તેમ ખાધખોરાકી પણ મળી શકે છે. અમે તાર ખાતાંમાં જઇને અમારી પાસ દેખાડી અને અમોને ઉતારો લેવાની પરવાનગી મળી. અહિં ઉતારૂઓ માટે બે ઓરડાઓ હતા તેમાંનો એક અર્ધા કલાકની વાત ઉપરજ ઇસફહાન તરફથી આવેલા એક બ્રીટીશ અમલદારે પોતાને માટે રોકયો હતો અને બીજામાં તેમનાં લશ્કરી માણસે ધામો નાખ્યો હતો. અમે તારખાતાંના વડાને કહ્યું કે આ માણસ તેના સાહેબના ઓરડામાં જવો જોઇએ, કારણ એમ તો અમારાં પણ માણસ છે તે અમારાજ ઓરડામાં રહેશે કેની. બાજે વખતે ઘેર ખંગરાવવાનું કામ પણ સહેલું હોતું નથી, તેમ કેટલીક આનાકાની, રીકઝીક પછી અમોને એક ફરાગાત ઓરડાનો કબજો મળ્યો. બજારમાંથી નાન, કબાબ અને પલાવ મંગાવ્યાં અને જમી ખાઇને પરવારી ગયાં. થોડા વારમાં અમારા ઇરાની ભાઇ ખબર લાવ્યા કે પાસેના સાહેબનો માણસ કહેછે કે રસ્તામાં છ લુટારાઓ તેમને સામા મળ્યા હતા અને બધાઓએ સીધી હારમાં ઉભા રહી બંદુક ટાંકી, પણ સાહેબે ને તેણે તુરત પોતાની બંદુક હાથમાં લીધી ને તે લોકો તરફ ટાંકીને ઉભા, એટલે લુટારાઓ ગભરાઇને પાછા થોડા ફેરવીને નાઠા. અમોને તો વાતમાં કાંઇ વજુદ નહિ લાગ્યું, તો પણ અમોને બીજે દહાડે તેજ રસ્તે આગળ વધવાનું હોવાથી સાહેબને જઇને પુછયું. સાહેબ હસી પડ્યો ને બોલ્યો કે એ તો તેના હવાલદારે જરા પોતાની બહાદુરી દેખાડવા ડંફાસ હાંકી હશે, બાકી રસ્તામાં તેઓને કશી અડચણ નડી નહિ હતી.

આબાદેમાં અમારા મોટરના માલેકનું છાપરખાનું હતું ત્યાં તેના ટપાલના ઘોડાઓ રહેતા હતા, તથા શેઠની આવતી જતી મોટરોને પેટ્રોલ વગેરે પુગાડવા ગુમાસ્તા રાખેલા હતા. એ લોકો પાસે પેટ્રોલ કાંઇ ખુટી ગયું હશે અને ઇસફહાનથી શીરાઝ જતી કોઈ મોટરને પેટ્રોલની જરૂર હશે તે, આ ગુમાસ્તાએ કરારને છેવે અમારી સામાનની મોટરમાંથી એક ડબ્બો પેટ્રોલનો ઉથકી તેને આપી દીધો. તેણે એમ કીધું તે વખતે અમારા શોફરો છાપરખાને નહિ હતા પણ જ્યારે રાતે નવ વાગે પાછા ફરતાં તેઓએ આ વાત જાણી કે હિન્દુસ્તાની શોફર દોડતો અમોને ખબર આપવા આવ્યો કે છાપરખાનાના વડાએ વગર રજાએ અમારૂં પેટ્રોલ વાપરી નાખેલું હોવાથી સહવારે અમારેથી પેટ્રોલ વગર આગળ વધી શકાશે નહિ. અમો તુરત ઓવર કોટ પહેરી છાપરખાને ગયાં અને અમારા રજા વગર તેણે શું કામ અમારૂં પેટ્રોલ વાપરી નાખ્યું તેની અમે તકરાર લીધી. મેનેજર તકરાર લેવા લાગો કે પેટ્રોલ તેના શેઠની મતા હતી એટલે શેઠના ગુમાસ્તા તરીકે તે લેવાનો તેને હક હતો. હવે પેટ્રોલનો ડબ્બો તો કેટલા માઇલ દૂર નિકળી પણ ગયો એટલે હવે ઢોળાયલાં દુધ ઉપર રડવામાં કશો સાર નહિ હતો, એટલે અમે પુછયું કે હવે અમોને તે ક્યારે પેટ્રોલ પાછું પુગાડશે. તેણે જવાબ વાળ્યો કે કુમીશાની તેના શેઠની શાખામાં પેટ્રોલનો મોટો જથ્થો ભરેલો છે ત્યાં તેણે તાર કીધેલો છે એટલે બીજે દહાડે જરૂર પેટ્રોલ આવી પુગશે. હવે આબાદેથી કુમીશા આશરે ૭૫ માઈલ દૂર હતું, ત્યાંથી આવતી ટપાલ ગાડી અગારે માટે પેટ્રોલ લાવવાની હતી, એટલે ખબર નહિ તે બરોબર વખતમાં બની શકશે કે નહિ. જેટલી બને તેટલી તાકીદ કરી અમે તો આખરે ઘેરે પાછાં ફર્યાં ને સહવારે જે થાય તે ખરૂં એમ મુકી છુટી આરામ કીધો.

રહવારે આઠ વાગા પણ પેટ્રોલ મળે નહિ. તારખાતાનો વડો આરમીનીઅન પોતાના ભાઇની સાથે ત્યાં રહેતો હતો. બન્ને ભાઇઓ ઘણા લાયકીવાળા અને ભલા હતા. તાર માસ્ટર પોતે અમારી તરફથી આઠ વાગે છાપરખાને ગયા અને અમોને કહેતા ગયા કે તેવણુ ત્યાંના વડાને સમજાવી કાંઇ પણ ફેસલો કરશે. પા કલાક હજી ભાગ્યે પસાર થયો કે તેટલામાં એક માણસનાં ખભાં ઉપર હાથ મુકી ટેકો લઇ કાંઇક લંગડાતા, લંગડાતા તેવણુ પાછા આવ્યા. હજી તો બીચારા છાપરખાના આગળ જાયે તેટલાં રસ્તામાં એક કુતરાંએ તેવણુના પગને કરડયું. જમણા પગનાં ટેટાં ઉપર બાચકું ભરેલું હતું તેના દાંત પડેલા હતા અને થોડુંક લોહી નિકળતું હતું. અમે તુરત આયોડીન લગાડી ઉપાય કરવાના શરૂ કીધા પણ બીચારાને એટલી બ્હીક લાગી કે રખે કુતરો હડખાયલો હોય તેથી તુરત માણસ દોડાવી કુતરો કેવો હતો તેની તપાસ કરાવી. સારે નશીબે કુતરો તો મજેહનો હતો પણ તેવણી આ જવાનનાં મનનો વસવસો કોઇપણુ રીતે અમારા સમજાવવાથી દૂર થયો નહિં. અમે તેને હિમત આપી અને જરા આરામ લેવા ફરમાવ્યું. કારણ તેનું દિલ ગરમ થઇ ચ્હાવેલું હતું, અને તાવ ચડવા જેવું લાગતું હતું. બીચારો અમારૂં કામ કરવા ગયો અને નકામો દુઃખી થયો.

છાપરખાનાના મેનેજરે દશ વાગે આવીને અમોને જણાવ્યું કે પેટ્રોલ તો હજી આવ્યું નથી, અને અમોને જવાનું હોવાથી અમારે ખાતર બમણો ભાવ આપીને તે ગ્યાસલેટનાં બે ટીન વેચાતાં લાવ્યો છે. એટલે તેની પાસે જરા પેટ્રોલ છે તેનો પા ભાગ અને ગ્યાસલેટના ત્રણ ભાગ એમ મેળવીને જો અમે વાપરીશું તો અમે આગળ વધી શકીશું. ગ્યાસલેટના આ પૈસાની તેણે અમારી પાસે માગણી કીધી. અમે તકરાર લીધી કે અમોને ગ્યાસલેટના પૈસા સાથે શું લાગે વળગે. અમે તો કબાલો કીધો કે તે અમોને ઇસફહાન અને ત્યાંથી તહેરાન અમુક વખતમાં લઇ જાય એટલે તે લોકોજ બંધાયલા હતા. અમારૂં પેટ્રોલ બીજાને આપી દઇ અમોને આવી મુશ્કેલીમાં લાવી મુકયાં અને વળી ઉપરથી પૈસા માગેછ કરી અમેબી મુખ બાય ભિડી એટલે આખરે તે મુગો રહ્યો. અગીયાર વાગે ઉપરવાનું નકકી થયું એટલે અમે જમી લઇ તૈયાર થઇ બેઠાં. અમારો હિન્દુસ્તાની શોફર અમોને કહેવા લાગ્યો કે ગ્યાસલેટથી મોટર દૂર સુધી જઇ શકશે નહિ. છાપરખાનાવાળો હાથ ઉપર હાથ ઠોકીને ખાતરી આપે અને ઉમેરે કે ઘણી વખત તેનાં માણસોએ એમ મોટર ચલાવેલી છે. આખરે એવી હોજાતોજી વચ્ચે અમે આબાદે છોડયું.

અમારી સામાનની મોટરમાં આગળનું પેટ્રોલ પુરતું હતું પણ અમારી બેસવાનીમાં ખાલી થયલું હોવાથી ગ્યાસલેટનો અખ્તરો તેનાથી શરૂ થયો. જાણે પેલા મોટરવાલાને ખોટો પાડવા હોય કે કેમ તે અમારી મોટર તો જાણે રેલ્વેનું ઇન્જન ધુમાડો કાઢે તેમ ધુમાડો કાઢતી અને ગ્યાસલેટનો પમરાટ ચોમેર ફેલાવતી ઢંઢેરાબંધ ઉપડી. છાપરખાનાવાલાની ચરતી થઈ અને તેને અને તેના સાથીઓને હસતા મુકી અમે તો બોલબોલતાંમાં ગામ છોડવા માંડયું. ગામમાંથી નિકળવાની આગમજ એકાદ બે કઢંગા ખાડા ખબોચીઆં સાથની જગા પણ મોટરોએ તારીફ લાયક રીતે કુદાવી અને અમારા જીવને રાહત મળી કે ધાસ્તી રાખવા જેવું કશું નથી. ગામ પુરૂં થતાં બન્ને બાજુએ ખેતરોમાં લોકો કામ કરતાં દેખાતાં અને જગે જગ ગામમાં વેચવા માટે આસપાસનાં જંગલમાંથી જમીન ઉપર ઉગતા કાંટાંવાળા છોડ કાપી ગધેડાં ઉપર લાદી લઈ જતાં માણસો મળતાં. મોટે ભાગે આ દિવાસળી જેવાં પાતળાં બળતણુ ઉપર લોકોને આધાર રાખવો પડે છે, કારણુ માઇલોના માઇલ સુધી દક્ષિણમાં બાળવાનાં લાકડાં પુરાં પાડે તેવાં ઝાડોનાં જંગલો નથી. શહેર છોડીને બે માઇલ

અમે આગળ વધ્યાં હતાં. અ્યાસલેટનો વાસ જેમ જેમ વખત જતો ગયો તેમ અમોને કંટાળા સમાન થવા લાગ્યો અને ધુમાડાએ આસ્તે આસ્તે બધું કાળું થવા માંડ્યું. થોડા વખતમાં ગોટેગોટા ધુમાડો એકાએક કાઢી અમારી મોટર ઉભી રહી ગઈ. મશીનને કાંઇ થયું હતું, અને તે બીચારાંનો કાંઇ વાંક નહિ હતો. ધુમાડો એટલો નિકળે કે અમોને ધાસ્તીજ હતી કે રખે કાંઇ મશીનરીને અલવલ આવે. અત્યાર આગમજ જ્યારે મોટરને કાંઇ કશું થતું અને શોફરો સમારકામ કરતા તો મેસથી ભરાઇ નહિ જતા હતા, પણ હવે તો જેને હાથે લાગે તે કાળું થાય. અર્ધા કલાકમાં તો અમારી મોટરની મદદે આસપાસના ખેડુતો અને રાહદારીઓનું ટોળું ભેગું થયું. આખરે શોફરોની તેમજ મારા બેટા અને ઇરાની ભાઇની મહેનતને જશ મળ્યો, અને અમે પાછાં આગળ વધ્યાં. બીજા પા કલાકમાં પાછાં બે વખત અટક્યાં અને શોફરો અમારી મુસાફરી માટે શકમંદ બન્યા. અર્ધો કલાક વધુ લીધો અને તરેહવાર કોશેષ કીધી, પણ થોડાંક કદમો મોટર આગળ વધે કે તુરત પાછી અટકી બેસે. એમ કરતાં સવા બે વાગે અમે આગળ વધવાની આશા છોડી ઘેર તરફ પાછાં ફરવાનો વિચાર નક્કી કીધો. હજી પાછાં આબાદેમાં જઇ ત્યાંજ ખોટી થઇએ અને પછી પેટ્રોલ આવી પુગતાં નિકળીએ તે બહેતર હતું, કારણ નહિ તો જંગલમાં જઇને ફસી પડવા જેવો મામલો દેખાતો હતો. થોડાંક માણસોએ મદદ કીધી ત્યારે મોટર પાછી ફરી રહી અને કેટલાંક કદમ તેઓએ પછવાડેથી હડસેલી ચલાવી ત્યારે થોડેક છેટે ચાલી વળી ઉભી રહી. એમ કરતાં ભારે કચવાટ વચ્ચે સાંજે ચાર વાગે અમે પાછાં આબાદેની અમારી જગામાં સર્વે કોઇની રમુજ વચ્ચે આવી પહોંચ્યાં. આબાદેનું દાણા, પાણી અમારી સરજતમાં વધારે લખેલું હશે એટલે નવેસરથી અમે અમારો સામાન ખાલી કરી તારખાનાંમાં ઉતારો લીધો.

તારખાનાનો આરમીનીઅન વડો પોતાના નાહના ભાઇની સાથે રહેતો હતો. આ જવાન ગીતાર ઉપર સારૂ વગાડી જાણતો હતો. અમે તેને ખાસ આરમીનીઅન હોય તેવાં ગીત ગાવા કહેતાં વાજીંત્ર સાથે કેટલાંક ગીતો રાતે તેણે રજુ કીધાં. જેવી રીતે આરમીનીઅનો જમાનાઓથી હાડમારીના હદિસા વેઠે છે તેવુંજ તેમનું ગાયન પણ ગંભીર અને ગમગીન હતું અને તેમની પ્રજાનું ખાસ પ્રજાકીય ગાયન પણ પોતાની કોમને દુઃખમાંથી છોડવવાની આરજુ અને છુટાપણું મેળવવાની ઉમેદો રજુ કરનારૂં હતું. આરમીનીઅન ગાયન ઉપરાંત ઇરાન દેશમાંના આરમીનીઅનોની સામાન્ય હાલત વગેરે ઉપર વાતો કરી સહવાર પડતાં અમારૂં પેટ્રોલ જલદી આવી પુગે એવી ઉમેદ સાથે અમે દશ વાગે આરામ કીધો.

સહવારના દશ વાગા પણ પેટ્રોલ મળે નહિ. એમ કરતાં સારે નશીબે ઇસફહાન તરફથી બે મોટરો આવી લાગી. તે લોકો પાસથી કાંઇક ગોઠવણ કરી છાપરખાનાના વડાએ અમારે માટે એક ટીન મેળવ્યું. આ ટીનથી આખો રસ્તો સેવાય તેમ નહિ હતું, પણ કુમીશાથી તાર મારફતે ખબર આવી પુગી કે થોડુંક પેટ્રોલ રસ્તે આવતી ટપાલની ગાડીને અમારે માટે આપ્યું છે તે અમારે રસ્તેથી લઇ લેવું, અને બાકીનું કુમીશામાં લેવું.



નક્શે રૂસતમ ખાતેનાં નક્શો, કબરો તથા સગડી(?)



નક્ષે રૂસતમ ખાતેની હખાંમનીઅન કબર



નક્શે રૂસ્તમ ખાતેનો એક સાસાનીઅન નક્શ



રોમન શહેનશાહ વેલેરીઅન પાદશાહ શાહંપુર આગળ નમે છે



નક્ષે રૂસતમ ખાતેનાં આતશતનો



પસાર્ગેદે ખાતેનો પ્લૅટફૉર્મ



પસાર્ગેડે ખાતેનું એક ખંડીએર



पसार्गेदि



સાઈરસની કબરનો અસલ દેખાવ

# પ્રકરણ ૧૨

## આબાદેથી ઇસફેહાન

અગીયાર વાગે અમે એકવાર ફરી આબાદે છોડ્યું અને ગામડાંના પોર્યાંઓના હુર્યાંના પોકારો અને મોટાંઓની હસાહસ વચ્ચે અમારી મોટર જાણે ગઇ કાલના બનાવથી શરમીંદી થઇ હોય તેમ કશી હરકત વગર સડસડાટ ઉપડી. અમે કુમીશા સાંજ પડવા આગમજ પુગવા ચાહતાં હતાં. તેમ કરવાને અમોને આશરે સીતેર માઇલ કાપવાના હતા. બધો આધાર મોટરની ચાલ ઉપર હતો અને હમણાંથી ગણત્રિ કરવામાં સાર નહિ હતો.

દોઢને અમલે શુલગીરસ્તાન ગામ આગળ આવતાં રાબેતા મુજબ જેમ દર મંજલે તુથા રસ્તામાં જ્યાંબી પાણીના ઝરા મળે ત્યાં કરતાં હતાં તેમ મોટરનાં પૈડાંઓ ઉપર બાલડીઓથી ઠંડું પાણી નાખી અમે તુરત આગળ ચાલ્યાં. અહિંથી વીસ માઇલના અંતર ઉપર યઝદેખાસ્ત નામનું ગામ આવનાર હતું અને ત્યાંના રસ્તાને માટે અમોને ધાસ્તી આપવામાં આવી હતી કે ત્યાં ચોર લુટારાની ધાસ્તી છે. બે વર્ષની વાત ઉપર તહેરાનની જરથોસ્તી અન્જુમનના સરનશીન અરબાબ કેખશરૂ શાહરૂખના એક જવાન બેટા યેઝદ જવા માટે બીજાઓ બેગા આ રસ્તેથી પસાર થતા હતા, તે વખતે લુટારાઓએ તેઓને ઉભા રુહેવાની ચેતવણી આપી. તેમ થોભી નહિ જતાં તેઓએ ગાડી દોડાવવાની ચાલુ રાખી. તે ઉપરથી લુટારાઓએ ગોળી છોડી તે કમનશીબે આ જવાનને લાગી અને ભર ઉમેદ વચ્ચે કાચી વયે તે માર્યો ગયો હતો. અમે અમારા બન્ને શોફરોને ખાસ તાકીદ કીધી કે બેઉ મોટરને સાથેજ રાખે. બહીપેશાંને સૌ બહીતરાવે તેમ દુરના પહાડની પછવાડેથી પાંચ, સાત ઘોડેસ્વારો અમારી તરફ જાણે આવતા હોય તેવું દેખાવા લાગ્યું. અમે તો અમારી મોટરો દોડાવ્યા કીધી કારણ અમારા પહાડી મિત્રોએ કાંઇ ખાલી બન્દુકનો બાર કરી. અમોને ચેતવણી નહિ આપેલી કે તેઓને અમારી સાથે કામ છે. અમારી તેમજ અમારા શોફરોની ધાસ્તી ખોટી હતી, કારણ થોડાજ વખતમાં અમો પેલા સ્વારોથી દુર થઇ ગયાં અને તેઓએ બીજીજ તરફનો રસ્તો લીધો.

બપોરે ત્રણ વાગે અમે યઝદેખાસ્ત આવી પુગ્યાં. આ ગામ નદીની પેલે પાર ઉંચા પહાડી ટેકડા ઉપર બાંધવામાં આવેલું છે. નદીમાં પાણી રહેલું નથી પણ તે કાંકરા, પથરાથી ભરેલી હતી. નદીની બન્ને બાજુએ પહાડી ઉંચી જગા હતી અને અમો નદીની સપાટી ઉપર ઉતરવા પામીએ તે માટે મોટરમાંથી ઉતરી પડવાની જરૂર હતી. કારણ આ બાજુએ ઉતરાણ એટલું ઢળાવવાળું તથા ઉભું હતું કે મોટરમાં બેસીને ઉતરવાનું બની શકે તેમ નહિ હતું. મોટરોને ધીગે ધીમે નીચે ઉતારી અને અમે પગે ચાલી નીચે ગયાં અને પછી પણ જ્યારે મોટર નદીની પેલે પાર ઉંચી જગા ઉપર અમારા સર્વેના ટેકા અને ભેગી મદદ

વડે જઇ પુગી સારેજ અમે પાછાં મોટરમાં બેસી શક્યાં. અહિં બે તોફાંગચીઓ અમારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે રસ્તામાં લુટારાઓની બ્હીક છે માટે થોડાક છેટા સુધી અમોએ એકલાં જવું સલામતી ભરેલું નહિ હતું. અમોએ પહેલે તો તેઓને ના કહ્યું પણ શોફરોએ અમોને બ્હેધાંસ કીધા કે એ લોકોને અમારી સાથે લેવા એટલે પછી એક જણુ અમારી મોટરના ફુટપાથ ઉપર પોતાની બંદુક સાથે ગોઠવાયો અને બીજો અમારી માલની મોટર ઉપર ચઢી બેઠો, અને અમો યઝદેખાસ્ત છોડી ગયાં. આશરે નવ માઇલ અમે આગળ વધ્યાં તેટલાં સામેથી ટપાલની ગાડી આવતી દેખાઇ. અમોએ તુરત અમારી મોટરો ઉભી રાખી, કારણુ અમોને પેટ્રોલ મેળવવાનું હતું. ટપાલની ગાડીમાંથી એક માણુસ ઉતરીને એક નાનું ટીન પેટ્રોલ લઇ આવ્યો અને જણાવ્યું કે બાકીનું અમે સાંજે કુમીશા પુગીએ ત્યાંથી લેવું. અમારી સાથે જે બંદુકવાળાઓ આવ્યા હતા તેઓએ અમોને જણાવ્યું કે હવે ધાસ્તીનો રસ્તો ખલાસ થયો છે અને તેઓ પેલી ટપાલ ગાડી મારફતે યઝદેખાસ્ત પાછા ફરવા માગતા હતા. અમોએ તેઓને બે જણા વચ્ચે પાંચ કરાન ભેટ કીધા અને સાહેબ સલામ કરી તેઓ અમોને છોડી ગયા.

કોઇ જાતના ખાસ બનાવ વગર અમે કેટલોક રસ્તો મજેહનો કાપ્યો, પણુ પછી અમારી માલની મોટરને પંકચર પડવાથી અમે વળી રોકાઇ ગયાં અને છેક સાંજે સાડા પાંચ વાગે મકસુદ બેગી ખાતે જઇ પુગાં.

અહિંથી કુમીશા ફક્ત ચૌદ માઇલ ઉપર હતું અને ત્યાં અમે ઉતારો લઇ રાત પસાર કરીએ તે બહેતર હતું. કારણુ ત્યાં ટેલીફોનખાનામાં ઉતારાની સગવડ સારી હતી. અમારા એક શોફરે આગળ વધવાની સલાહ આપી અને બીજાએ ના કહ્યું. અમોને પણુ જો કે કુમીશા જઇ રાત ત્યાં પસાર કરવા ગમતી હતી પણુ મોટરોનો ભરોસો નહિ હતો, જો બરોબર જાય તો દિવા થતાં અમે ત્યાં જઇ શકીએ, પણુ જો જરા કશી અડચણુ રસ્તે થઇ તો અંધારામાં જંગલમાં ફસી પડવા જેવું થાય તેથી આખરે લાચારીએ અગવડ ભરી જગામાં ઉતારો લીધો. જો અમે કુમીશા ગયાં હતે અને સહવારે ત્યાંથી ઉપડતે તો ઇસફહાન બપોર થતાં પુગી શકતે, તેમજ મકસુદ બેગીથી પણુ જો જલદીથી સહવારે ઉપડીએ અને કુમીશામાંથી પેટ્રોલ લઇ તુરત આગળ વધીયે તો પણુ ઇસફહાન બે, ત્રણુ વાગે પુગી શકીએ તેમ હતું. ફક્ત એટલું કે રાત કુમીશામાં મજેહની જતે, કારણુ ઉતારાની જગા સારી મળતે. રાતના દશ વાગા સુધી શોફરો તથા મારા બેટા તથા ઇરાની ભાઇ મોટરોની ટયુબો વગેરેનાં સમારકામ પાછળ મંડેલા રહ્યા. અમે બે ઓરડા રોક્યા હતા તેમાં એકમાં અમે સુતાં હતાં તથા બીજામાં શોફરો હતા. મધરાતે ઘણી ગડબડ થતાં અમે બધાં જાગી ઉઠ્યાં અને ઓવરકોટ પહેરી બહાર નિકળી તપાસ કીધી તો જણાયું કે જ્યાં અમે ઉતારો લીધો હતો ત્યાંજ ટપાલની ગાડીઓ છુટતી હતી તેમાં હમણા શીરાઝથી ટપાલ લઇને નિકળેલી ગાડી પેસેન્જરો સાથે ખાલી આવી. યઝદેખાસ્ત છોડ્યા પછી ચાર માઇલ ઉપર લુટારાઓએ ગાડીને ઘેરી હતી અને બધો અસબાબ લુટી ઘોડા ઉપર સ્વાર થઇ નહાસી ગયા હતા. એટલે જે રસ્તેથી અમે સહી સલામત સાંજે આવ્યાં ત્યાંજ થોડા કલાકમાં આ બનાવ બન્યો. એક રીતે ચીપી ચાપીને વાત પુછવાથી ગમે ને બીજી તરફથી બ્હીક પણુ લાગે. આખરે છેક સાઢી થયા એટલે વળી ખુદાતાલાનુ નામ લઇ સુતાં તે પાંચ વાગામાં ઉઠી ચાહ પાણી કરી લીધુ અને સુરજ ઉગે તેટલાં મકસુદ બેગી છોડી અમે ફેટમાં આગળ નિકળી પણુ ગયાં.

અમારી મોટરોએ સારો દેખાવ નહિ કીધો એટલે અટકતાં, મુકતાં આસપાસનો સુંદર દેખાવ જોતાં અમે સાડા નવ વાગે કુમીશામાં જઇ પુગ્યાં. પેટ્રોલ લેવા સીવાય અમોને અહિં કશું કામ નહિ હતું, પણ સાંટકે પેટ્રોલનાં ગોડાઉનની ચાવી ગુમાઇ ગઇ હતી અને છાપરખાનાંના વડાએ દરગુજર ચાહી અમોને ઓટલા ઉપર બેસાર્યા અને ચાવીની શોધ ચાલે તેટલાં તેવણનાં માણસોને અમોને ચાહે પાણી આપવા ફરમાવ્યું. ઓટલા ઉપર અમારા ઉપરાંત સાત આઠ માણસો હતાં. તેમાં બે જણા તહેરાનથી નિકળેલા હતા અને શીરાઝ જવા માટે ઘોડા બદલવા ત્યાં થોભેલા હતા. ચાહે પીતાં પીતાં એક જણે અમોને પુછ્યું કે હિન્દુસ્તાનમાંથી અંગ્રેજો ખાલી કરી ગયા તેથી અમે ખુશી હતાં કે દલગીર. આ સાંભળી અમારેથી તુરત હસી પડાયું. અમે જણાવ્યું કે અંગ્રેજોએ કાંઇ ગાંસડા પોટલા બાંધવાની તૈયારી હજી કરી નથી. પણ આ ભાઇની તો ખાતરી થઇ નહિ અને કહેવા લાગા કે અમે કદાચ લાંબા વખતનાં નિકળેલાં હોવાથી અમોને ખબર પડી નહિ હશે. બાકી અંગ્રેજો તો ક્યારના હિન્દુસ્તાન ખાલી કરી ગયલા છે. હવે કેમ કરવું, એ બીચારાને કોણ સમજાવે. મારા ખાવીંદે એ ઉપરથી દશ મીનીટ ભાષણ કરી અંગ્રેજોની હિન્દુસ્તાનમાંની સ્થિતિ, તથા હાલની દેશની હાલત ઉપર લંબાણથી ખુલાસો કીધો ત્યારે આ ભાઇએ વળાણ બદલી પણ બીજી રીતે અમોને ટાણો માર્યો કે કીડી માફક ઉભરાઇ જાય તેટલાં લોકો હિન્દુસ્તાનમાં વસતાં હતાં અને તે છતાં કેવું અજબ જેવું કે આટલા ગણ્યાગાંઠ્યા ગોરાઓને અમે હાંકી કાઢી શકતાં નહિ હતાં. વધારામાં તેવણે ઇરાનનો દાખલો આપ્યો અને છાતી ઠોકીને બોલ્યા કે જે કામ કરોડોની સંખ્યાના હિન્દીવાનોથી પોતાનાં દેશમાં નહિ બન્યું તે તેઓએ પોતાની નાની સંખ્યામાં બજાવ્યું યાને ઇરાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢયા!

અમારૂં ભલું ચાહીને તેઓએ અમોને બીજી ખબર આપી કે હિન્દુસ્તાન અમે પાછાં ફરીશું તે વખતે હાલ જે કપડાં અમારાં શરિર ઉપર હતાં તે પહેરીને અમારેથી દેશમાં દાખલ થવાશે નહિ, કારણ અંગ્રેજ ગયા પછી સૌ કોઇને ફરજયાત ખાદીનાં કપડાં પહેરવાનું નવી સરકારે ફરમાન કાઢયું છે! વાત ઘણી રસ ઉપર ચઢી હતી પણ તેવામાં છાપરદાર લોહારને લઇને આવી પુગ્યા અને ગોડાઉનની ચાવી નહિજ મળવાથી આખરે તાળું તોડી અમોને પેટ્રોલ કાઢી આપ્યું. હવે અત્રે બહુ વખત થોભવાનું કશું કારણ નહિ હોવાથી અમો અમારા નવા મિત્રોને સાહેબ સલામ કરી ચાલતાં થયાં. હજી અમોને પચાસ માઇલની મુસાફરી કરવાની હતી.

સાડા બાર વાગે બપોરે અમે માહીયાર નામનાં ગામમાં આવી પુગ્યાં અને ત્યાં જમી લઇ તુરત આગળ વધ્યાં. અમારી મોટરો આજે સારી રીતે ચાલતી હોવાથી અમે ત્રણ વાગે કલેહ શુર ગામ જઇ પુગાં અને ચારનો અમલ થતાં અમોને દૂરથી ઇસફહાન શહેરના મીનારાઓ તથા બુલંદ ઝાડોની ઘટા દેખાવા લાગી. થોડા વખતમાં અમે ચહાર બાગના સુંદર એવન્યુમાંથી પસાર થઇ બજાર ઓળંગી મયદાન ઇ શાહની નજદીક બે ઓરડા ભાડે લઇ રહ્યાં.

# પ્રકરણ ૧૩

## ઇસફ્હાન

અત્રેના એક આગેવાન મુસલમાન રહીશ ઉપર અમારી પાસે સીફારસ પત્ર હતો. અમોએ તેવણને હાલ તુરત તકલીફ નહિ આપતાં પોતેજ ઉતારાનું મકાન શોધી કાઢયું અને ઠરીઠામ થઇ રહેતાંજ અમે બહાર નિકળ્યાં. જે રસ્તેથી અમો શહેરમાં દાખલ થયાં હતાં તે અમારી નજરમાંથી હજી ખીસ્યો નહિ હતો એટલે અમે તે તરફજ સાંજે ફરવા ગયાં.

ઇસફહાન શહેરમાં કહેવત છે કે તે નિસફ઼ ઇ જહાંન યાને અર્ધી દુનિયા છે. આ શાયરી એહકાબ સહરાગાત ભરેલો લાગે એ ખરૂં છે. પણ ઇસફહાન જોવા લાયક શહેર છે. આજે એ શહેર પોતાની આગળી જાહોજલાલીમાં નથી પણ બસો વર્ષની વાત ઉપર જ્યારે તમામ ઇરાન શહેરની રાજધાની તરીકે તે મશહૂર હતું તે વખતે તે ખરેખર પણું દમામદાર હશે. આજે જોકે તે પોતાની અસલી મોટાઈ ખોઇ બેઠું છે તે છતાં શાહ અબ્બાસના વખતની મોટાઇની યાદ આપતી નિશાનો હજી નજરે પડે છે. અમો શહેરમાં જે તરફથી દાખલ થયાં હતાં ત્યાં આશરે માઇલની લંબાઇનો બસો ફીટ પહોળો રસ્તો આસપાસ અસલ વખતનાં બુલંદ દરખ્તોની હારની હાર તથા પાણીના નહેરો વગેરેથી અતેરૂં ખુબસુરત લાગતો હતો. આ લત્તાનું નામ ચહાર બાગ યાને ચાર બાગ છે અને તેમાં બગીચાઓમાં એક સુંદર બગીચામાં અમે દાખલ થયાં, તેનું નામ હસ્ત બહેસ્ત યાને આઠ બહેસ્ત છે. અસલ બાદશાહી જાહોજલાલીના વખનમાં તો ખચીતજ તે બહેસ્ત જેવું હશે પણ હાલ તેની પંડતીના વખતમાં હું તેને બહેસ્ત સીવાય બીજાં નામે ઓળખીશ નહિ. આવો ખુશનુમા દેખાવ આખાં ઇરાનમાં મેં કેઠે જોયો નથી. જમાનાઓ આગળનાં રોપેલાં મોટાં ઝાડો સુંદર ફુલોના ક્યારાઓ, સંગેમરમરના ફુવારાઓ, પથ્થર તેમજ લાકડાંની રસદીક બેઠકો વગેરેની સુંદર રચના અને કારીગરીથી બાગને રોણુકદાર બનાવવામાં કશી કચાસ રાખી નથી. અમો ત્યાં બેસીને બાગની ખુબસુરતીની વખાણ ગાતાં હતાં તેવામાં ત્યાંજ આવેલા બુલબુલોના' બાગ નામના ત્રણુસો વર્ષના એક પુરાતન પેવીલીયન તરફથી નેકટાઇ કોલરમાં સજ થયલા એક મુસલમાન ગૃહસ્થ અમારી આગળ આવ્યા અને અમારી સાથે ઓળખાણ પાડી તુરત' પોતાનાં માણુસને વરદી આપી અમારે માટે ચાહે મંગાની. ચાહે પાણીની પરોણાગત પુરી થતાં તેવણે અમોને સઘળે ઠેકાણે ફેરવ્યાં અને દીવા થતાં છુટા પડતી વખતે ફુલો અમારા હાથમાં મુક્યાં અને બેહે ઇસ્ફાની નામની ઘણી ખુશબોદાર ફુટનું એક એકરંગ અમોને ભેટ કર્યું. આ ભલા ગૃહસ્થની લાયકી અને મીલનસારપણાએ અમારી ઉપર ઘણી અસર કરી, અમો હિન્દુસ્તાનથી આવ્યાં છીએ અને મારા ખાવીંદ જરથોસ્તી

દસ્તુર છે તે જાણતાં તેવણે ઘણી ઉલટ લઇ હિન્દુસ્તાનના પારસીઓ માટે પુછપરછ કરવા માંડી. પોતે અંગ્રેજી ઘણું સારૂં જાણનાર હોવાથી અને સારી કેળવણી લીધેલી હોવાથી તેવણ સાથની વાતચીત ઘણી રસદાર થઇ પડી.

ઘેરે પાછાં ફરતાં ફરતાં બજારમાં દુકાન ઉપર પલાવ વગેરેની વરદી આપતાં ગયાં ને રાતે જલદીથી જમીને પરવારી ગયાં. રાતના આઠ વાગાને સુમારે બાર જરથોસ્તીઓ અમોને મળવા આવ્યા. ઇસફહાનમાં અસલ જરથોસ્તીઓની સંખ્યા ઘણી મોટી હતી અને એક લતાનું નામ તે ઉપરથી ગંબરાબાદ એટલે ગબરો યા જરથોસ્તીઓનું મહક પડયું હતું. હાલ તેઓની વસ્તી બારથી પંદરની વચ્ચે આવીને અટકી રહેલી છે. શીરાઝમાં વસ્તી એથી જાસ્તી હતી પણ ત્યાં એક પણ જરથોસ્તી બાનું નહિ હતાં, જ્યારે અહિં એક જરથોસ્શી બાનુ વસે છે. મુલાકાતે આવેલા હમદીન ભાઇઓ કહેવા લાગ્યા કે અમારે એમ ભાડાંના મકાનમાં રહેવાને બદલે તેઓને ત્યાં આવી ઉતારો લેવો. અમે તેઓનો ઉપકાર માન્યો પણ તેઓને તકલીફ આપવાની નામરજી જણાવી ત્યારે એવું નક્કી થયું કે એક ગૃહસ્થ જેવણ નદીની પેલે પાર જુલ્ફા ગામમાં રહેતા હતા તેવણને ત્યાં બીજી સાંજે જમવા જઇ રાતે ત્યાંજ આરામ કરી સહવારે પાછું ફરવું અને બીજા ગૃહસ્થને ત્યાં ત્રીજી સાંજે જમવા જવું.

ઇસફહાનમાં અમોને શીરાઝ કરતાં વધુ છુટાપણું દેખાતું હતું. પડદો એટલો સખત નહિ દેખાતો હતો અને પૈસાદાર આરંમીનીઅન બાનુઓ અને બીજાંઓ ખુલ્લી ગાડીઓમાં ફરહર કરતાં હતાં. જેટલું ધ્યાન અમારી ઉપર શીરાઝમાં ખેંચાતું હતું તેટલું અત્રે થતું નહિ હતું. શહેરની વસ્તી આશરે પોણા લાખ માણસની છે અને ધંધાધાપા અને દુકાનદારીની ચળવળ ઠીક લાગતી હતી. બજારોમાં પગે ફરતાં થાક લાગે એટલી દુકાનોની બન્ને બાજુએ હાર સંધાયલી તે છેક ત્રણ માઇલ સુધી પુગે. તરેહ તરેહવાર ચીજો બજારમાં વેચાતી હતી અને ખુદ ઇરાની કારીગરીની ચીજો પણ ઘણી જોવા લાયક નજરે પડતી હતી.

આપણા દેશમાં આપણે જલેબી, મેસુર, હલવો વગેરે તરેહવાર મિઠાઇ સ્વાદ લઇ ખાઇએ છીએ. ઇરાનમાં પણ લોકો મિઠી ચીજ ખાવાનાં વધારે શોખીન છે અને જાતજાતની મિઠાઈ બનાવે છે. ઇરાની મિઠાઈ કેવી લાગે છે તે જોવા અમે કેટલીક મિઠાઇ ખરીદી. પાંચ છ જાતની મિઠાઇ અમે ખાધી પણ ખરૂં પુછો તો જે ચીજમાં આપણે બચપણથી ઉછરેલાં હોઇએ છીએ તેજ માણસને વધારે વહાલી લાગે છે. અમોને આ મિઠાઇ નહિ ગમી એમ નહિ કહીશું તો પણ જે મોજથી આપણી જાણીતી મિઠાઇ હિન્દુસ્તાનમાં ખાઇએ તેવી મોજ આ ઇરાની મિઠાઇ ખાતાં અમોને મળી નહિં. અમે શીરાઝમાં જોયું હતું કે અમારી પાસે સેવ ગાંઠીયા અને મોસંબી ચણા હતા તે અમે રોજ ટેબલ ઉપર મુકતાં અને મળવા આવતા હમદીનોને ખાવાની માગણી કરતાં તે તે લોકોને ગમતા નહિ. દરેક પ્રજા પોતપોતાનો ખોરાક વધુ પસંદ કરે છે અને બીજાંની વાની તરફ સહેલાઇથી ખેંચાતા નથી. આપણાં દેશમાં યુરોપીયનો વર્ષોના વસવાટ પછી કરી ચાવલ ખાતાં શિખી જાય છે બાકી બીજી દેશી વાનીઓ તેઓને માફક આવતી નથી. અમેરીકા દેશ બધી રીતે અજાયબ મુલક છે એટલે ત્યાંનાં લોકો કાંઇ પણ બાબતમાં નવું નવું કરવાને વધુ આતુર રહે છે. ત્યાં દશ વર્ષની વાત ઉપર તેમજ ગયે સાલ મેં જોયું હતું કે ચીનાઓ પોતાની ચૉપ સુઇ નામની ચાવલ અને તરકારીની વાણી ઘણી માનીતી કરી શકયા છે, અને ન્યુ યૉર્ક જેવાં શહેરમાં તેઓ સો ઉપર ચીનાઇ રેસ્ટોરાં કાઢી નવી નવી ચીનાઇ વાનીઓ કાઢી અમેરીકનોને પોતાના ખોરાક તરફ પસંદગી દેખાડતા કરી શકયા

છે. હિન્દી ખોરાકનાં રેસ્ટોરાંઓ છેલ્લાં વીસ વર્ષમાં નિકળી બંધ થયાં છે અને હાલ ફક્ત એકજ જગે હિન્દી ખોરાક હિન્દુ સહાસથી મળી શકે છે. સીતેર લાખ માણસની ગંજાવર વસ્તીમાં એ રીતે કેટલાંકો પારકો ખોરાક પસંદ કરનારો મળે છે. પણ સામટી રીતે માણસ જાત દરેક ઠેકાણે પોતાનીજ ચીજોને વધુ વહાલી ગણે છે.

શહેરની જોવા લાયક જગાઓમાં મસજીદ, મદ્રેસા, નકારખાનું, ઝુલતો મીનારો ચહેલ સેતુન વગેરે ઇમારતો એક વખતની મોટાઇની ઝાંખી યાદ આપતાં હજી ઉભાં છે.

બ્રીટીશ કૉનસલખાનું ઘણા ખુશનુમા બાગ અને ફુવારાની વચ્ચે સમાયલું છે. કૉનસલ તથા તેમનાં ધણીયાણી ઇસ્ફહાનની તારીફ કરવામાં એક બીજાંથી ચઢે તેવું હતું. ચાહે બીસ્કીટ ફરતી થતાં તરેહવાર વાતો ચાલી. કૉનસલે અમોને ધીરજ આપી કે અમારી મુસાફરીનો ધાસ્તી ભરેલો ભાગ અમે પુરો કરી આવ્યાં હતાં અને હવે તેહરાન સુધીનો રસ્તો લુટારાઓની ધાસ્તી વગરનો હતો. ઇરાનની હાલની સ્થિતિ માટે કેટલીક વાતચીત ચાલ્યા પછી હિન્દુસ્તાન ખાતે નૉનકોઑપરેશનની હીલચાલ જે તે વખતે પુર જોરમાં હતી તે ઉપર પા કલાક વાતચીત થવા પછી ફુલપાન લઇ અમે છુટાં પડ્યાં.

શીરાઝમાં અમોને ઘોડાની ગાડીનુ ભાડું ઘણું આકરૂં માલમ પડયું હતું. ઇસ્ફહાનમાં પણ ઘણું મોંઘું માલમ પડતાં અમે મોટે ભાગે જ્યાં સુધી પગે કામ લેવાય ત્યાં સુધી ગાડીના અખાડા કરવા લાગ્યાં. એક સાંજે ભરમ ફુટી ગયો. એક ઠેકાણે અમે પોતે ભાડું ઠેરવીને ગયાં તો માફકસર ભાડું જણાયું, પછી તપાસ કરતાં માલમ પડયું કે જેમની મારફતે આગળા બે દહાડા ગાડી મેળવતાં હતાં તેવણ આપણને અણજાણમાં જાણી પોતે બેવડું કમીશન કાઢી લેતા હતા. મુસાફરોનાં સંબંધમાં એ તો દુનિયામાં બધે એવું બને છે. જો આપણી હુશ્યારીમાં રહ્યાં તો ઠીક નહિ તો પારકાં ઉપર છોડી નભરવસ બન્યાં તો છેતરાવું પડે છે.

સાંજે અમારા હમદીન મિત્ર અરબાબ રૂસ્તમને ત્યાં મુલાકાત જવા અમે બે ઘોડાની ગાડીમાં ઉપડ્યાં. શહેરની વચ્ચેથી ઝીન્દેહ રૂદ નામની નદી પસાર થાય છે, જે ઓળંગવાને માટે થોડેક થોડેક છેટે પુલો બાંધેલા છે. અમે પુલે ઇ અલી વર્દીખાન નામના ઘણા સુંદર પુલ ઉપરથી પસાર થઇને નદી ઓળંગી. આ પુલ તેની બાંધણી, કારીગરીમાં દુનિયાના પુલોમાં વખણાય છે. આ પુલ બંધાયાને જો કે ત્રણ સોથી વધુ વર્ષો થયા છતાં ચાલુ મરામતને લીધે તે હજી જેવો ને તેવો છે. પુલની વચ્ચેથી ગાડી, ઘોડા અને વંજારો આવજા કરે છે. જ્યારે બન્ને બાજુએ માણસોની આવજા માટે ઉપર ગેલેરી સાથના રસ્તા છે. પુલની બાંધણી ઇંટ અને પથ્થરની છે અને તેની કારીગરી ખરેખર વખાણવા લાયક છે.

અરબાબ રૂસતમના હાથમાં ઇસ્ફહાનથી તહેરાન વચ્ચે ટપાલ લઈ જા, લાવ કરવાનું કંટ્રાકટ છે અને તેમનું મકાન સારી રીતે આરાસ્તે કીધેલું હતું. તેમનાં કુટુંબ સાથે ખાણું લઇ ઇસફહાનની આગળી, પાછળી હકીકત સાંભળી અહિંના જરથોસ્તીઓ માટે વાતચીત કરી છેક મોડી રાતે જમીન ઉપર હારે દોર બિછાવેલાં બિછાનાં ઉપર આરામ કરી સહવારે ચાહે પાણી કરી અમે પાછાં ફર્યાં. એવીજ માયા ભરી પરોણાગત પાછી અરબાબ બહમન નામના જરથોસ્તી વેપારીને ત્યાં ચાખી. અહિં અમારી સાથે ખાણાં ઉપર બધા મળી આઠ હમદીનો ભેગા મળ્યા હતા અને ખુશ ગુફતેગોમાં વખત પસાર થયો. અમેના આપણા એ હમદીનોની દુકાનોની અમે મુલાકાત લીધી. મોટે ભાગે તેઓ મુંબઇની મીલોનું કાપડ મંગાવી વેચે છે. અને હાલ રોટલીએ સુખી છે. શહેરની

ધરતીના પ્રમાણમાં હમદીનોની સંખ્યા ઘણી નાહની કહેવાય. યઝદ જેવાં શહેરમાંથી સાહસીક જરથોસ્તીઓ વધારે સંખ્યામાં બહાર આવતા રહી તહેરાન, ઇસફહાન વગેરે જેવાં મોટાં શેહરોમાં ધંધો શરૂ કરે એ ઘણું ઇચ્છવા જોગ છે.

ઇસફહાનમાં મોટી જરથોસ્તી વસ્તી આપણું રાજપાટ ગયા પછી પણ બહુ લાંબા વખત સુધી હતી. જોકે આજે તેની કશી દેખાતી નિશાન રહેવા પામી નથી, તો પણ શહેરની થોડેજ દૂર કૂહ ઇ આતશ કદેહ યાને આતશ કદેહનો પહાડ વગેરે જગાઓ ઉપર ઈંટનાં ખંડીએરો આવેલાં છે. જેટલું બહારથી જોઇ શકાય છે તેટલામાં કશી તખ્તી યા લેખો મળી શકતા નથી. લોકોમાં જરથોસ્તી આતશ કદેહો, દખ્માઓને લગતી કેટલીક વાતો ચાલે છે તેમજ તવારીખમાં અસલવારેથી તરેહવાર હકીકતો ઇસ્ફહાન સાથના જુના જરથોસ્તી સંબંધની ચાલતી આવેલી છે. ભવિષ્યમાં આ પુરાતન શહેરની આસપાસની હદમાંથી અસલી તવારીખ ઉપર અજવાળું નાખનારૂં કાંઇ કશું મળી આવે એ બનવાજોગ છે.

## પ્રકરણ ૧૪

### ઈસ્ફહાનથી તહેરાન

અમો ત્રણ દહાડા ઈસ્ફહાનમાં રહેવા પામ્યા હતાં તેટલાં અમારી મોટરોનું સમારકામ થયું હતું. શહેર મોટું હોવાથી અમારી મોટર વાળાનાં છાપરખાનાંના વડાએ અમોને પહેલેથીજ ધીરજ આપી હતી કે રસ્તે જે કાંઇ ભાગતુટ થયલું છે તે બધું તે સમારશે તથા મશીનોને પણ સાફ કરશે કે જેથી હવે તહેરાન તરફ આગળ વધવામાં અમોને કશી અડચણ પડે નહિ. ઇસ્ફહાનથી તહેરાન વચ્ચેનો તફાવત આશરે ૨૯૦ માઇલનો હતો. ઘોડાગાડીઓ કશાનને રસ્તે થઇને જતી હતી, પણ અમોને તે રસ્તે જવાની જરૂર નહિ હતી. મોટરવાળા અનુભવી હતા એટલે મોટરને જે રસ્તો વધું માફક આવે ત્યાંથી તેઓ જનાર હતા અને અમારા વડા શોફરે તો અમોને સધ્ધારો આપ્યો કે બે દહાડામાં તે અમોને તહેરાન લઇ જઇ ઉતારશે. રોજના આશરે ૧૫૦ માઇલ અમારી મોટરો કાપે તો તેમ બની શકે. મોટર જો સારી હોય અને રસ્તા સારા મળે તો આખા દહાડાના ૧૫૦ માઇલ તો કાંઈ નથી.

બુશાયરથી શીરાઝની વચ્ચે આપણે આગળ જોયું તેમ લડાઇના વખતમાં બ્રીટીશોનાં વડપણ હેઠળ સાઉથ પર્શીન રાઈફલ્સને નામની જે લશકરી ટુકડી ઉભી કરી હતી તે રસ્તે રસ્તે ટપાલ અને વંજારની સલામતી માટે ગોઠવણું કરતી હતી. અમે જ્યારે મુસાફરી શરૂ કરી ત્યારે એ ટુકડીને વીખેરી નાખવામાં આવી હતી પણ તેના કેટલાક સેપાહોને ઇરાની સરકારે પોતે રોકેલા હતા, તેઓ રસ્તે રસ્તે વંજારની સલામતી માટે ગોઠવણ કરતા હતા. હવે ઇસફહાનથી તહેરાન સુધી જગેજગ નાનાં લશ્કરી થાણાં આવતાં હતાં અને ત્યાં પાંચ પંદર સેપાહો હમેશ રહેતા હતા. આ લોકો ઝાનડારમેરીને નામે ઓળખાય છે અને તેઓ આપણને ઘણા મદદગાર થઈ પડે છે.

અમો જ્યારે ઇસફહાનમાં દાખલ થયાં ત્યારે દરવાજા ઉપર અમારી પાસે દાખલ થવાનો કર લીધો હતો. એ મુજબ આખે શહેરે મુસાફરો પાસે ટૉલ લેવામાં આવે છે અને તેની તપાસ માટે દરએક મોટાં શહેરમાં દાખલ થતાં તથા બહાર નિકળનાં મઠકો કરેલાં હોય છે. જેમ રેલ્વેનું ફાટક દરવાજાથી બંધ થાય છે તે માફક સડકને એક બાજુએથી પંદર સતર ફીટ લાંબું લાકડું જાડા થાંભલા ઉપર ફીક્ષ કરી તેને છેડે વજન બાંધે છે. એટલે તે ભાગ ભારને લીધે જમીન ઉપર રહે છે. અને લાકડાંનો પાતળો ભાગ હવામાં અધર ઉંચકઇ રહે છે. આ પાતળા ભાગને છેડે લાંબી સાંકળ બાંધેલી હોય છે એટલે જ્યારે રસ્તો બંધ કરી દેવો હોય ત્યારે સાંકળ ખેંચતાં લાકડું નીચે આવી સડકની વચ્ચે આડું થઈ નડતર કરે છે. સાંકળને ફારસી ભાષામાં જંજીર કહે છે એટલે

આવા કર વસુલ કરવાનાં મહકો પણ જંજીરનેજ નામે ઓળખાય છે. એક વખત આપણે ટૉલ ભરીએ કે તેની રીસીટ થાની રાખવી પડે છે અને રસ્તે જ્યાં જ્યાં જંજીરોને મહકે જોવા માંગે ત્યાં દેખાડવી પડે છે. જેમ રેલ્વેમાં ટીકીટને પંચ કરે તેમ નિશાન કરી આપણને રીસીટ પાછી આપવામાં આવે છે. અમે એ મુજબ જે કર આપીને ઇસફહાનમાં દાખલ થયાં હતાં તે રીસીટ દેખાડી ઇસફહાનમાંથી બીજે દરવાજે સહવારે સાત વાગે બહાર પડ્યાં.

આસપાસનો સુંદર દેખાવ જોતાં, ખટકે ખટકે જ્યાં જ્યાં પાણીના ઝરા મળે ત્યાં ખેતી થતી જોતાં માઇલ પછી માઇલ અમે પસાર કરતાં ગયાં. મોટાં ગામો આવે ત્યાં પણ અમોને ખોટી થવાનું કશું કારણ નહિ હતું. એટલે અમે ગેઝ છોડી બાઘરાબાદમાં આવ્યાં. અહિં એક ઝાનડારમેરીએ અમારી મોટરોને આગળ વધતી અટકાવી અને જણાવ્યું કે અમારે આગળ નહિં વધવું. કારણ રસ્તામાં લુટારાઓની ધાસ્તી છે. અમોને ઇસફહાનમાં કૉનસલે સધ્યારો આપ્યો હતો કે હવે રસ્તામાં ધાસ્તી જેવું કશું નથી તેથી અમે તેનું કહેવું નહિ માન્યું. તે ઉપરથી તેણે કહ્યું કે ત્યારે તે અમારી મોટર ઉપર સવાર થશે અને બીજે ગામ જ્યાં ઝાનડારમેરીનું મોટું મહક છે ત્યાં કૅપટન સાથે વાત કરી અમારે અમારો બંદોબસ્ત કરી લેવો. માલની ગાડી ઉપર તેને બેઠક આપી અને અમે બપોરે અગીયાર વાગે મુર્ચીખુર્ટમાં આવી પુગાં. ઝાનડારમેરીના કૅપટને અમોને માન ભરી રીતે આવકાર આપ્યો અને જણાવ્યું કે તેના રઇસ યાને વડા તરફથી તેને તાર મળ્યો છે કે આગળ જતાં લુટારાઓની ધાસ્તી છે તેથી અમારે હાલ તુરત આહિંજ થોભી જવું. આ ભલા ગૃહસ્થે અમોને વધારામાં જણાવ્યું કે અમારે તેવણના પરોણા તરીકે આખો દહાડો પસાર કરવો અને રસ્તો સાફ થતાં આગળ વધવું. અમે તેનો ઉપકાર માન્યો અને જણાવ્યું કે અમે તાકીદે આગળ વધવા માગતાં હોવાથી એ રીતે આખો દહાડો ફોકટમાં ગુમાવવા ચહાતાં નથી. અમારી પાસે મોટર હોવાથી અમે જલદીથી પસાર થઇ જઇશું અને ખુદાનું ચહાવું છે તો અમોને કશી અડચણ થશે નહિ. તે અમલદારે જણાવ્યું કે જો અમોને તે આગળ વધવા દેએ તો તેના વડા તરફથી તેને ઠપકો મળે. આખરે એવું નક્કી થયું કે અમારે એક કાગજ ઉપર અમારી સહીસાખ સાથે લખી આપવું કે ઝાનડારમેરીના વડાએ તો અમોને થોભી જવા કહ્યું પણ અમો અમારે પોતાને જોખમે આગળ વધીએ છીએ અને તેમાંથી કાંઇ ખોટું થાય તે માટે આ અમલદાર જવાબદાર નથી. કૅપટને પોતેજ ખરડો લખીને તૈયાર કીધો અને અમે તે સહી કરી આપ્યો, એટલે પછી શેક હૅન્ડ કરી અમે જુદાં પડયાં.

ખુદાનું નામ લઇ હિમત ધરી અમે આગળ તો વધ્યાં પણ આખો વખત મનમાં ચોર લુટારાઓનીજ વાત યાદ આવે ને જાણે અમારી સામે આવીને ઉભેલાજ હોય તેમ લાગ્યા કરે. એમ કરતાં બપોરનો એક વાગો અને ભુખ લાગેલી હોવાથી પાણીના એક ચશ્મા આગળ મોટરો ઉભી રાખી. સહવારે ઉપરતી વખતે સાથે ભાટીયું કરી લીધું હતું તે છોડીને ખાધું તથા સાથે થોડી ઇસફહાની મિઠાઇ લીધી હતી તેને અને એક મોટાં તરબુચને ઇનસાફ આપ્યો. અમે જમી રહ્યાં તેટલાં ચાહ પણ તૈયાર થઇ રહી એટલે તે પી પાછાં ચાલતાં થયાં. ત્રણ વાગાને સુમારે પહાડોની વચ્ચેથી પસાર થતાં હતાં તેવામાં સામી બાજુના પહાડ ઉપરથી બે માણસો હાથમાં બંદુક સાથે નીચે ઉતરી અમારી તરફ આવતાં હોય તેવું અમોને દેખાયું. જ્યાં જ્યાં ઝાનડારમેરીનું મહક આવતું હતું ત્યાં ત્યાં તેમનાં મકાનની ઉપર વાવટો ઉડતો રહેતો હતો. અહિં તો વાવટો તેમજ મકાનની કશી નિશાન દેખાતી

નહિં હતી. એટલે અમોને જરા વિચાર પડયો કે એ કોણ હશે. રખે કોઇ લુટારાઓની ટોળકીમાંના સાહેબો તો નહિ હોય. તેઓએ ઉંચે હાથ કરી અમોને ઉભાં રહેવા જણાવ્યું અને અમે તુરત મોટરો અટકાવી દીધી. અમોને આ લોકોએ જણાવ્યું કે રસ્તે લુટારાઓની ધાસ્તી છે અને અમોને પાછળી મંજલોથી કેમ આગળ વધવા દીધાં. અમોએ સઘળી હકીકત માંડીને કહી સમજાવી ત્યારે તેઓએ અમોને ખબર આપી કે તેઓ ઝાનડામેરીનાંજ માણસો હતાં અને પચીસની ટુકડી બની ત્રણ દહાડા થયા આસપાસના પહાડો ખાતે તપાસમાં હતાં. કારણ થોડેક માઇલ દુર લુટારાઓ મોટી લુટ ચલાવી નહાસી ગયા તેની તલાસમાં રહેવા આખી લાઇનની ઝાનડારમેરીને ચેતવણી મળેલી છે. છુટાં પડતી વખતે તેઓએ અમોને સલાહ આપી કે બત્તીનો વખત થયા આગમજ અમારે કોઈ પણ ગામમાં ઉતારો લઇ લેવો કારણ દિવસે ભરાઇ રહેલા લુટારાઓ વખતે અંધારાંમાં બહાર પડશે.

સારે સંજોગે આજે મોટરો એટલી ફક્કાસરની થઇ હતી કે જરા પણ અમોને તકલીફ નહિ આપી હતી. અમે પણ ચાલવા જે માંડયું તે ગામ આવો કે ગમેર આવો. તે સઘળું એક પછી એક વટાવ્યાજ કીધું અને પાંચ વાગે એક ઠેકાણે બાગબાની હતી ત્યાં ખબર મેળવવા ઉભાં. અમોને જણાવવામાં આવ્યું કે ફક્ત દશ બાર માઇલનાં છેટાં ઉપર હીલીજાન નામનું મોટું ગામ આવશે ત્યાં અમે જઇને ઉતારો લઇશું તો મજેહનું. અમે હવે વખત ખોયા વગર દોડાવ્યું. કારણ જો કે જવાનું તો ફક્ત દશ, બાર માઇલ હતું પણ કોણ જાણે, આખો દહાડો મોટર નહિ બગડી અને હવે કદાચ અંધારાંમાં તેમ થાય તો પછી કોણને કહેવા જઇએ. પણ નહિ, આજે તો અમે બધા દહાડાનો ખંગ વાળવાનાં હતાં. સુરજ અસ્ત પામવા સાથેજ અમોને દૂરથી લીલોતરી દેખાવા લાગી અને વધુ આગળ વધતાં મટોડાંની ફરતી દિવાલ સાથનું ગામ નજરે પડ્યું. દીવા થતાં અમે ગામની અંદર દાખલ થયાં.

દરવાજામાં દાખલ થતાંજ એક માણુસ અમારી આગળ આવ્યો અને અમે ભાડેનું કોટડું મેળવી આપવા તેને જણાવ્યું. તેણે પોતાનુંજ મકાન ખાલી કરી અમોને એક રાત ભાડે આપવા જણાવ્યું. પણ તે બીચારો અમારેથી કમાણી કરવા પામ્યો નહિ કારણ તુરત એક જણે આવી તેને સમજાવ્યો કે આવાં મોટાં માણુસોને તે તેના ઘરના જેવું કંગાળ ઝુપડું છાજે કે. અમે કાંઇ જવાબ આપીએ તેટલાં તે ઉતાવળે કદમે ચાલતો થઇ ગામના મુખીને લઈ આવ્યો. આ ગૃહસ્થે અમોને નમન કરી પોતાને ઘેરે આવવા જણાવ્યું અને સાથે સાથે' દરગુજર ચાહી કે જો કે ઓરડો એકજ છે અને તેમાં ઝાનડારમેરીના ચાર અમલદારોએ સાંજે આવીને ઉતારો લીધો છે, તે છતાં અમારો પણ તેમાં સમાવેશ થઇ શકશે, અને પછી હસતે ચેહરે કવિની લીટીઓની યાદ આપી કે બે પાદશાહ એક, ગામમાં રહી શકે નહિ પણ દશ દરવીશ તો એક ધાબળી તળે સુઈ શકે. અમે પણ કહ્યું કે લાખ રૂપિયાની વાત તે બોલે છે. અને અમે મુસાફરીમાં તો એથી વધુ અગવડ ભોગવી આવેલાં છીએ.

ગામના વડાનાં ઘરને માળ હતો અને તે ઉપર ગોળ ફરતા દાદરે ઉપર જવાનું હતું. આ દાદરનાં પાંદિયાં એટલાં ઉંચાં હતાં કે અમોને ચઢવાની ઘણી અડચણ માલમ પડતી હતી. એ કૅરેવનસરાઓને .માળ હોય ત્યાં તેમજ બીજી ઇમારતોમાં જ્યાં દાદર મારફતે ઉપર જવાનું હોય ત્યાં અમે મોટે ભાગે સઘળે ઠેકાણે એવાજ અગવડ ભર્યાં દાદરો જોતાં આવ્યાં હતાં. માળ ઉપર જતાં ઝાનડારમેરીના મુસલમાન ઑફીસરો સાથે

અમારી ઓળખ કરાવવામાં આવી. જમીન ઉપર કારપેટો પાંથરેલા હતા તે ઉપર અમે સર્વે બેઠાં અને પછી પેલા અમલદારોની તારીફ કરતાં મુખી બોલ્યા કે આજે આખાં ગામમાં ભારે ખુશાલી ફેલાયલી છે, કારણ આજે કેટલોક વખત થયો ગામની આસપાસ લુટારાઓનો જબરો દોર થઇ પડયો હતો અને જતાં આવતાંને તેઓ લુટતા હતા. તે ટોળકીને પકડવા માટે જગે જગ ઝાનડારમેરીઓ ગયા હતા. ગઇ રાતે તેઓનો પતો મળતાં આ બહાદુર અમલદારો પોતાના સેપાહો સાથે તે લોકોને પકડવા ગયા હતા. બન્ને પક્ષો વચ્ચે બંદુકથી લડાઈ થઈ અને આખરે લુટારાઓમાં બે માર્યા ગયા અને છને પકડીને ગામમાં એક કલાક થયોજ લાવીને પુરેલા છે. સહવાર પડતાં તે લોકોને તહેરાન લઈ જવામાં આવશે અને ત્યાં તેમનો ઇનસાફ થશે. અમે આ બહાદુર ભાઇઓને મુબારકબાદી આપી અને જણાવ્યું કે અમે સલામત દીલીજાન આવી પુગ્યાં તે પણ એ લોકોએ લુટારાઓને રાહમાંથી દુર કીધા તેનેજ આભારી ગણાય. કદાચ તેઓ હજી પકડાયા નહિ હતે તો અમારી ઉપર પણ હલ્લો કરતે.

થોડા વખતમાં તો જમીન ઉપર સુફરો બિછાવવામાં આવ્યો અને એક પછી એક એમ વાનીઓ આવતી ગઇ અને મોટો ઘેરાવો લઇ અમે તથા અમલદારો તથા મુખી જમવા બેઠાં. લશ્કરી અમલદારોએ છેલી મોટી લડાઇ દરમ્યાનની ઇરાન દેશની હાલતની ઘણી જાણવા જોગ વાતો કીધી અને જમી રહેવા પછી પણ ખાસા બે કલાક તેવીજ વાતચીતમાં પસાર કરી ઓરડામાં એક બાજુએ અમારાં બિછાનાં પાંથરી સુતાં.

સાડાચાર વાગામાં કડકતી ઠંડીમાં ઉઠી ચાહે પાણી કરવા નીચે ઉતર્યાં અને થોડોક ભેગો થયલો ડાળ પાંખડાંનો કચરો એકઠો કરી સળગાવી જરા તાપણું કીધું. ગામના મુખીએ અમોને રાતે જમાડ્યાં હતાં તથા રાત ઉતારો આપ્યો હતો તેથી તેવણના હાથમાં ચાર તુમાન મુકયા. એ ઉપરાંત તેઓએ અમારી પાસેથી દીલીજાનથી તહેરાન સુધીનો તોલ લઇ તેની રીસીટ આપી. પાંચ વાગે તો અમે રસ્તે પડી ચુકાં હતાં.

રસ્તામાં આખો વખત હવે ઠંડી એવી લાગતી હતી કે ઓવરકોટ પહેરીને બેસીને તેની ઉપર પાછા બન્નુસ ઓઢ્યા. રસ્તા ઉપર જ્યારે મોટર દોડે ત્યારે પવનના સપાટા સખ્ત લાગે તેથી કાને બાંધવાના ગલેબંધ અમારી પાસે નહિ હોવાથી દરએક જણ બિછાનાંમાંથી એક એક નાની ચાદર કાઢી મોઢે, માથે રોજ બાંધતાં હતાં. રસ્તા કોઇ કોઇ વખત સાફ આવતા પણ કોઈ વખતે એટલા પથ્થર અને કાંકરાને ભરેલા રહેતા કે પૈડાં ઉપર ચઢે અને પાછાં ઠપકાઇને નીચે પડે. બુશાયરથી શીરાઝનો રસ્તો ઘણો ખરાબ હતો તેમ શીરાઝથી ઇસફહાન અને ઇસફહાનથી કુમ સુધીના રસ્તા પણ સારા તો કહેવાયજ નહિ. રસ્તે જ્યારે ગામડાંઓ આગળથી પસાર થઇએ કે પાંણીને લીધે કંઠે લીલોતરી હોય તો ખુશ લાગે, બાકી તો મોટે ભાગે મોટા પહાડોની હારની હારમાંથીજ આગળ વધવાનું. કોઇ વખતે એવું થઇ જાય કે પહાડોની ચો તરફ દિવાલ બની હોય તેવું લાગે અને આસમાન સીવાય કશું દેખાય નહિ તેવે વખતે કુદરતી બ્હીક લાગે. કોઇ કોઇ ઠેકાણે ઝાનડારમેરીનું મઠક ઉંચા પહાડની ટોંચ ઉપર હોય અને તેનો વાવટો ઉડતો દેખાય તેથી પણ હિમત આવે. કોઇ વખતે રસ્તે તારના થાંભલા મળે તેથી જાણે એવું લાગે કે આપણે કાંઇ જંગલ બીયાબાનમાં નથી પણ વસ્તીમાંજ છીએ. એક ઠેકાણે અમારા શોફરો રસ્તો ચુકયા અને ભળતી બાજુએ નિકળી ચાલ્યા. એમ આશરે સાત આઠ માઇલ જવા પછી રસ્તે ભરવાડો મળતાં તેઓને કુમ તરફનો રસ્તો પુછતાં તેઓએ

અમોને સીધે રસ્તે મુક્યાં એટલે મોટો ચકરાવો લઇ પાછાં ફરી આગળ વધ્યાં, અને અગીયાર વાગે અમે કુમ શહેરની જંજીર આગળ આવી અટક્યાં.

મસજીદો, મિનારાઓ અને કબરોનાં ભરેલાં આ પવિત્ર શહેરમાં દાખલ થતાં અમોને જંજીરખાનાના વડા સાથે ટંટો થયો. તેણે અમારી પાસે શહેરમાં દાખલ થવાનો તોલ માગ્યો અને અમે તેને તુરત દીલીજાન ખાતે અમે છેક તહેરાન સુધીનો તોલ ભરી દીધો હતો તેની રીસીટ દેખાડી. તેણે એ રીસીટ કબુલવા ના પાડી કે દીલીજાન વાળાને તહેરાન સુધીનો તોલ વસુલ કરવાનો મુદલ અધિકાર નહિ હતો. અમે તકરાર લીધી કે અમે તો અજાણ્યાં મુસાફર એટલે અમે શું જાણીએ, માટે તેઓએ દીલીજાનના મુખી સાથે બાબદનો ફેસલો કરી અમે તો પૈસા ભરી ચુકેલાં માટે અમોને જવા દેવાં બીજા કારકુનો મદદે આવ્યા અને આખરે અર્ધે કલાકે અમારો છુટકો થયો. જંજીરવાળો આખર કરે ને ભલો મનિખ, કારણ તેણે અમોને ચિઠ્ઠી લખી આપી અને જણાવ્યું કે શહેર છોડતી વખતે બીજી જંજીર આવશે ત્યાં અમારે તે દેખાડવી કે તે પસાર થવા દેશે. નહિ તો વળી નવેસરથી ખટપટ જાગશે. અમે તેનો ઉપકાર માની આગળ વધ્યાં અને બીજી જંજીરે અમારૂં કામ પુરૂં કરી કુમ છોડયું. એકાએક ત્રીજી જંજીર આવી, અને રસ્તાની વચ્ચે અટકાવ નાખી આડાં પડેલાં લાકડાં આગળ અમારી મોટરો અટકી. અહિં અમારી પાસે રસ્તાનો તોલ લીધો, યાને કે ઈંગ્લીશ કુંપનીએ અહિંથી તહેરાન સુધીનો રસ્તો બાંધેલો છે. અને તેઓ તેનાં સમારકામ માટે પણ જોખમદાર છે. આ માટે તેઓ મુસાફરો પાસે તોલ વસુલ કરે છે, એટલે હવેથી આગળ વધતાં હમેશ જંજીર આવતાં બે રીસીટો દેખાડતાં રહેવાનું. રસ્તાનો આ કર અમે ઘણી ખુશીથી આપ્યો. ભલે એકનો બમણો કર લેએ પણ સોજા રસ્તા હોય તો કેવું સારૂં. બુશાયર શીરાઝ વચ્ચે પણ હજી એવી રીતે પાકા રસ્તા બાંધે અને તેની મરામતનો ખરચ એમ વસુલ કરે અને મુસાફરીને સવલ કરે તો કેવું સુખ થાય.

થોડે વારે મારા ખાવીંદ દૂર જોઇને અમોને કહેવા લાગ્યા કે જોહાક દેખાય છે. અમોને પહેલે સમજ નહિ પડી પછી એવણે અમોને દેમાવંદ પહાડની ટોચ દેખાડી હજી તો અમે તહેરાનથી લગભગ સાઠ માઇલ દૂર હતાં ત્યારેથી આ પહાડે દેખાવ દીધો તે અમે તહેરાનમાં દાખલ થયાં ત્યાં સુધી અમારો પિછો છોડયો નહિ. દેમાવંદ પહાડ ૧૯૦૦૦ ફીટની ઉંચાઇ ધરાવે છે અને દુનિયામાં હિમાલય પછી ઉંચાઇમાં બીજે છે. કહે છે કે અહિં જોહાકને પાદશાહ ફરીદુને લોખંડની સાંકળે બાંધીને કેદ કરેલો છે. આટલાં વર્ષો નહિ ને રખે અમે નજદીક આવ્યાછે તેવામાંજ બેડી તોડી અમારી ઉપર હુમલો લઇ આવે એવી વાર્તા અમે કરતાં હતાં તેટલાં અમારી મોટરનાં પૈડાની હવા નિકળી ગઈ અને અમે અટક્યાં. પૈડામાં હવા ભરે તેટલાં અમે કુમનાં બજારમાંથી ખરીદેલો પલાવ, ફ્રૂટ કાઢી જમીન ઉપર જમવા બેસી ગયાં. સાથે લાગું ચાહે પણ બનાવીને પી લીધી અને પાછાં આગળ વધ્યાં. અમે દિવા થતાં તહેરાન પુગીએ એવું ધારતાં હતાં. ઇસફહાનથી ઉપરતી વખતે અમે તહેરાન ખાતેના મુંબઇની ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીના આગળા એજંટ મી. અરદેશર એદલજી રીપોર્ટર જેવણ તહેરાનમાં મી. અરદેશરજીને નામે ઓળખાય છે તેવણ ઉપર તાર કીધો હતો કે બીજે દહાડે સાંજે અમે આવી પુગીશું, અને જે રીતે બે દહાડા થયા મોટરો ચાલતી હતી તે રીતે સાંજે, અમે ઇરાન દેશનાં પાયતખ્ત ખાતે જઇ પુગીએ તેમ દેખાતું હતું. અમે તુરત પાછું ચાલુ મુકયું.

અને રસ્તામાં મનઝરીહ તથા કુસ્ક ઇ નુસરત ગામો ત્રણ વાગતામાં વટાવી ગયાં. અર્ધો કલાક આગળ રસ્તો કાપતાં રસ્તામાં દૂરથી કોઇ માણસ યા ગાડી જેવું ઝાંખું દેખાયું દુરબીનથી જોતાં ગાડી નહિ પણ મોટર દેખાઇ અને આગળ માણસો જણાયાં. થોડે વારે જ્યારે તે જગા ઉપર જઇ પુગ્યાં તો એક યુરોપીયન તેનાં બે માણસ અને શોફર બેઠિ ચડાવીને મોટરનાં ઇનજીન ઉપર જહા ગુજારતા હતા. મોટરનાં મશીનના ભાગો છુટા પાડેલા અને જંગલની વચ્ચે કાંઇ મોટું સમારકામ ચાલતું હતું. અમે તેમનાં દુઃખમાં ભાગ લેવા અમારી મોટરો ઉભી રાખી અને ખેરઆફીયત પુછી તો જણાયું કે બીચારાઓની મોટર ત્રણ કલાક થયા ત્યાં અટકેલી હતી અને મશીનને ખબર નહિ શું થયું હતું, તે ચાલતું નહિ હતું. અમારા શોફરોએ પણ દશ મીનીટ માથું માર્યું પણ કાંઇ વળ્યું નહિ. એટલે હવે બે ઉલટ આપનારા સખુનો પેલા સાહેબને કહી અમે ચાલુ મુકયું. અલીઆબાદ, અલીખાન, ફતેહ મહમદ થઇ પાંચ વાગે કહવાનેહ શુર છોડી બે, ત્રણ માઇલ આગળ અમે ગયાં કે અમારી મોટર અટકી પડી. મશીનને કાંઇ થયું હતું. વખત ખોયા વગર ચાપતા ઇલાજો લીધા પણ મોટર સારી થઇ નહિ અને જેમ જેમ પાંચ, દશ મીનીટ વધતી જાય તેમ તેમ આજે તહેરાન પુગવાની આશા મંદ થતી ચાલી. મોટરમાં કાંઇ મોટું કામ નિકળેલું હતું પણ મશીનના કયા ભાગને અડચણ થઇ હતી તેનો કશો પત્તો મળી શકયો નહિ. એમ કરતાં આખરે સુરજ અસ્ત પામ્યો અને અમે તો જંગલમાં ફસી પડ્યાં. એટલે હાલ તુરત તહેરાન તો બાજુએ રહ્યું પણ કોઈ સલામત ઠેકાણે રાત તોડી પડાય તો પછી સહવાર ને ખુદા છે. હવે તહેરાનથી ઘણું તો અમે પચીસ માઇલ દુર હતાં અને રસ્તામાં ચોર લુટારાની ધાસ્તી જેવું પણ નહિ હતું. તપાસ કરતાં માલમ પડ્યું કે ફક્ત પા માઇલનાં છેટાં ઉપર પાણીના એક ઝરાની નજદીકમાં એક કાવાખાનું હતું. એટલે અમે અમારી માસની મોટર સાથે દોરડાથી અમારી મોટરને બાંધી અને અમે પગે ચાલતાં થયાં. કાવાખાનામાં એક ઓરડો અમોને ભાડે મળ્યો અને તેની સાથે ગોઠવણ કીધા મુજબ અમારે માટે નાન અને પટેટામાં મરઘી તેનાં માણસોએ બનાવી આપી તે ખાધું . શોફરો, મારા બેટા, ઇરાની ભાઇ અને કાવાખાનાનાં માણસો મોટર પાછળ ગંડી ગયાં હતાં, એટલે તેઓને પુરતો ઉજાસ આપવા માટે અમારાં હરીકેન ફાનુસો તેઓને આપેલાં હોવાથી અમે મીણબત્તી સળગાવી ઓરડામાં બેઠાં.

બુશાયરથી ઉપર્યાં ત્યારથી હમેશ જ્યારે પણ કેરેવનસરામાં યા કેઠે પણ ઉતારો લીધો હોય ત્યાં જેવી ફુરસદ મળે કે આખા દહાડાના બનાવોની નોંધ હું લેતી હતી, તેમ હાલ મીણબત્તી આગળ બેસીને નોંધ લેવાનું કામ કીધું. રાતે સાડા દશ વાગે મોટરનું ઇન્જીન પાછું ચાલુ થયું અને ખુશાલ છવે અમે આરામ કીધો. અમે જાણે તહેરાનનાં મોંઢ આગળ હતાં અને નકામી અમારી રાત એવી રીતે બહાર પસાર થવાની હતી. અમારે માટે ત્યાં રાહ પણ જોવાઇ હશે, પણ હવે ફક્ત થોડાજ માઇલો કાપવાના હોવાથી પાછલી રાતે જલદીથી ઉપરીશું તો સાત, આઠ વાગામાં તો રાજધાની શહેરમાં પુગી શકીશું એવો અમોને સધ્યારો હતો. અમે જે કાવાખાનામાં ઉતારો લીધો હતો ત્યાં બીજી કોઇ વસ્તી નહિ હતી તે છતાં રાતે, મધરાતે વખતે વખત અમોને ટપાલની ગાડી, તેમજ પેસેંજરોની આવતી જતી ઘોડાગાડીના ઘુંઘરા સમજાતા હતા તથા મુસાફરો કાવાખાનામાં આવી ચાહ પીને આગળ વધતાં હતાં તેઓની ગડબડ સમજાતી હતી. ઉપર જણાવ્યું તેમ તહેરાનની નજદીકમાં હોવાથી અને કોઇ જાતની ધાસ્તી નહિ હોવાથી રાતે પણ

ગાડીઓ આવજા કરતી હતી.

સહવારના પહોરમાં અમે મોટરમાં બેઠાં અને કાવાખાનું છોડી છાલકાં પાણીમાંથી પસાર થઇ, ચઢાણ, ઉતરાણ અને કેટલીક હદે ખાડાઓવાળી જગામાંથી રસ્તો કાપવા લાગ્યાં. ઘણો વાર ગયો નહિ તેટલાં એક ઉચું ચઢાણ અને તે પણ ધૂળ મટોડાંનું ભરેલું આવ્યું સો માલની ગાડી ઉપર ચઢી શકી નહિ. કેટલીક વખત અમોએ કોશીષ કીધી પણ કાંઇ નહિ વળતાં એક માણસને અમે પાછો કાવાખાને દોડાવી ત્યાંથી મદદ માટે બે ત્રણ માણસ મેળવ્યાં. આખરે સાત આઠ માણસોનાં ભેગા બળે મોટરને ઉપર ચઢાવી, પણ થોડુંક નિચાણ ઉતરીને વળી એવીજ ધૂળ અને કાદવના ભરેલા ટેકડા ઉપર જવાની જગા થોડેક દૂર હતી. એટલે અમે પેલા માણસોની વધુ સેવાની માગણી કીધી અને અમારી સાથે ચાલતા તેઓને કેટલેક દૂર લઇ ગયાં. મોટરને પાછી જોર કરી હડસેલવા માંડી, અને અર્ધાં, પોણા પૈડાં અંદર પેસી જાય તેટલું કાદવ, કીચલ હોવાને લીધે ઘણી મુસીબતે આખરે ઉપર ચઢાવી. અમારા મદદગાર મિત્રોને આશીર્વાદ આપી અમે આગળ વધ્યાં. દેમાવંદ પહાડ આખો વખત અમારી સામે ખડો ઉભો હતો અને જોહાક જ્યાં ત્યાં બાંધેલો પણ અમોને સતાવવાને માટે કાંઇ યુક્તિ રચતો હોય તેવું માલમ પડતું, કારણ એકાદ કલાક પછી અમારી મોટરની પ્રેક એકાએક તુટી ગઈ. મોટર ઉભી રાખી તેને સમારવાની કોશીષ કીધી પણ અર્ધો કલાક મહેનત કરવા છતાં કાંઇ વળ્યું નહિ એટલે અમે પાછાં આગળ જવા મોટરમાં બેઠાં. પણ હવે મશીનને પણ કાંઇ થયું હતું તે મોટર ચાલી શકી નહિ. બપોરના અગીયાર વાગાવેર તેની સાથે માથાફોડ કીધી પણ કશું વળ્યું નહિ. આખરે સામાનની મોટર ઉપર જે દોરડાંએ સામાન બાંધેલો તે છોડી તે દોરડાંને અમારી મોટર સાથે બાંધી માલની મોટરે અમોને ઘસડવા માંડ્યું. અમોને બીક એ લાગતી કે રખે એમ કરતાં ઘણો ભાર ખેંચતા માલની મોટરને નુકસાન થાય તો બેઉ મોટરો રસ્તાની વચ્ચે અટકી પડે. થોડેક ખટકે એ મુજબ આગળ વધ્યા પછી બેઉ મોટરો વચ્ચે જોડાણ કરનાર દોરડું એકાએક તુટી ગયું અને અમોને સખત આંચકો લાગો. સાથે સાથે ચઢાણ ઉતરાણવાળી જગાઓ આવતી ગઇ અને જ્યારે એક ચઢાણ ઘણા લાંબા તફાવત સુધી પુગે એવું આવ્યું ત્યારે શોફરોએ અમોને પગે ચાલવા કહ્યું અને અમારી મોટર ખાલી થવાથી ભાર કમતી થતાં તેને પાછું બીજું દોરડું બાંધી માલવાળી મોટર ઘસડી લઇ ગઇ. સુરજ હવે માથા ઉપર આવતો હોવાથી પોણા કલાકનું લાગત ચઢાણ જે કોઇ રીતે જોકે ઘણું ભારી નહિ હતું તે છતાં તડકાને વખતે અમોને ઘણું કંટાળા સમાન થઇ પડ્યું. તહેરાનની નજદીકમાં આવતાં કેટલાક માઇલ સુધી આપણે નીચે ઉતરતાં જઇએ છીએ. અમારી મોટરને બ્રેક તુટવા ઉપરાંત વળી મશીનને કાંઇ અડચણ થઇ હતી. પણ જેવું ચાલું લંબાણ ઉતરાણ આવવા લાગ્યું કે મશીન ચલાવ્યા વગર મોટર પોતાની મેળે પૈડાં ઉપર ગબડવા કીધી અને એ રીતે અમે કેટલો રસ્તો કાપ્યો. એટલું ઠીક હતું કે ઉતરાણ ઘણું ઉભું નહિ હતું એટલે બ્રેકની ગેરહાજરીમાં કામ પડવે મોટરને ઉભી રાખી. નહિ શકાય તો પણ અકસ્માત થવાનો ઘણો સંભવ નહિ હતો. અમારી બન્ને મોટરો એક બીજાંથી છુટી પડી ગઇ હતી અને માલની ગાડીને અમેં પછવાડે રાખી હતી તે અમોને નજર પડતી નહિ હતી. અમારેથી અમારી મોટર ઉભી રાખી શકાય તેમ નહિ હતું, કારણ અમે હજી ઉતરાણ ઉપર હતાં અને અમારી મોટરને અટકાવવાનું અમારા હાથમાં નહિ હતું આખરે જ્યારે

સપાટ જગા આવી ત્યારે મોટર પોતાની મેળે ચાલતી બંધ થઇ. અમે ચાલતી મોટરની રાહ જોતાં બેઠાં. આશરે અર્ધો કલાક રાહ જોયા પછી આખરે તે આવી પુગી. તેના શોફરે અમોને ખબર આપી કે અમારી મોટરને બાંધવા માટે એ વખત માલની મોટર ઉપરનું થોડું થોડું દોરડું અમે લઇ લીધેલું હોવાથી સામાન છુટી ગયો હતો અને કેટલોક વખત જવા પછી તેનું ધ્યાન ખેંચાયું કે એક મોટો કેનવાસનો બેગ રસ્તે પડી ગયો હતો. તે ઉપરથી મોટર પાછી ફેરવી તે રસ્તા ઉપર શોધ ચલાવવા ગયો હતો તેથી આટલો વખત નિકળી ગયો હતો. હવે એટલી ઢીલ થઇનેજ રહેતે તો સમજ્યા, પણ જે બેગ પડી ગયો હતો તે રસ્તેથી એટલા વખતમાં તો કોઇ ઉંચકી ગયું હતું. આસપાસનાં ખેતરોમાં વસ્તી હતી તેથી જેવો અમારો બેગ અમારો હવાલો છોડી ગયો હશે કે તુરત કોઇનાં ઝુંપડામાં જઇને ગોથવાઇ ચુકો હશે. અમે એકબારગી પાછાં પણ ફરીએ પણ ચાર પાંચ માઇલના રસ્તા ઉપર કોણને જઇને ગળે પડીયે. થોડોક બળાપો કરી અમે પાછાં આગળ વધવા તૈયાર હતાં, પણ અમારી મોટર તો હવે જાણે નકામી થઇ પડી હતી. અમારા વડા શોફરે સલાહ આપી કે માલની મોટરનો બધો સામાન અમારી મોટરમાં ભરી તેને અહિં રસ્તેજ એકાદ માણસની દેખરેખ હેઠળ રાખી અમારે માલની ટ્રકમાં બેસી તહેરાન જવું, અને અમોને ત્યાં ઉતારી પછી સામાન તહેરાન લાવવાનો નવેસરથી બંદોબસ્ત કરવો. જો કાંઇજ નહિ વળે તો પછી એમ કીધા વગર છુટકો નહિ હતો, પણ અમે શોફરોને મશીન સમારવાની એક વાર ફરી કોશેષ કરવા કહેતાં વળી સમારકામ શરૂ થયું. સવા કલાક પસાર થયો પણ આખરે મશીન રાહ ઉપર આવ્યું અને અમે આગળ વધ્યાં. કેટલોક વખત મજેહનો નિકળ્યા પછી અમો એક નાનું જેવું ચઢાણ ચઢતાં હતાં તેવામાં એકાએક મશીન બંધ થઇ જવાથી બ્રેક કામ કરતી નહિ હોવાને લીધે અમારી મોટર અમોને લઇને પછવાડે ગબડવા લાગી. સારૂં હતું કે પછવાડે કાંઇ ગાડી યા એવું બીજું કશું નહિ હતું, એટલે અમારા શોફરે ઘણી સંભાળથી તેને રસ્તો લેવા દીધો અને નજદીકમાં એક હાથ ઉપર મોટો ખોહ હોવાથી બીજા હાથ ઉપર વાંક આપ્યો કે જ્યાં જગા જરા ઉંચાણવાળી હોવાને લીધે મોટર પહેલે તેની ઉપર થોડી ચઢી ગઇ, પછી વળી નીચે ઉતરી અને એમ કરતાં આખરે થર પડી. અમારો જવાન શોફર ઘણો આકળો હતો. તેનાથી મોટરની આવી રીતભાત વધુ વખત તાબેશ થઇ શકી નહિ તેણે જોરથી પગેપગ અફાળ્યા, મોટર હાંકવાના હાથાને હાથે ધધણાવી નાખ્યો અને મોઢાંમાંથી નહિ ઇચ્છવા જોગ સરપાવ ઓઢાડયો. પણ મોટરે કાંઇ એવી ધાક ધમકીને મચક નહિ આપ્યું.

જો મોટર સીધી રહેતે તો સહવારનાં નિકળેલાં ફકત એકજ કલાકમાં અમે તહેરાન જઇ પુગતે. તેને બદલે શહેરથી પાંચ માઇલ ઉપર શાહ અબ્દુલ અઝીમની મસજીદે આવી ત્યાં બપોરે ત્રણ વાગે અમે આવી પુગ્યાં. અમોને જોતાંને વાર બે માણસોએ ઇંતેજારીથી અમોને પુછ્યું કે ફલાણા ફલાણા એક અમેરીકન ગૃહસ્થ આવી તેની મોટરમાં તહેરાન આવવા ચાર દહાડા થયા ઇસફહાનથી ઉપરેલા છે તેવણને કાંઇ અમે રસ્તે જોયા હતા. અમે તે બીચારાઓને ખબર આપી કે તેવણને તો અમે ઘણાંજ દૂર પોતાની બગડેલી મોટર સાથ માથાકુટ કરતાં છોડી આવ્યાં હતાં. ત્યારે અમારી મોટરને તો આખરે કરો તો ભલાઈ કહેવાય.

તહેવાર હોવાથી શહેર તરફથી કાલી ચાદરમાં સજ થયલાં સેંકડો બઇરાઓ અને બીજાંઓનાં ટોળેટોળાં અમોને સામે મળતાં હતાં. અમારા જમણા હાથ ઉપર થોડેક છેટે જમીન

ઉંપર પાટા નાખેલા નજરે પડ્યા તે ઉપરથી એક નાની જેવી ટ્રેન પસાર થતી અમે જોઈ. આખે રસ્તે ટ્રેન જેવું કશું જોયલું નહિ તેથી ફુંફાડા મારતી જતી આ નાહનકડી ટ્રેનને અમે ટીગાઈ ટીગાઇને જોઇ. આ રેલ્વે ફક્ત પાંચ માઇલના લંબાઇની છે. આ ઠેકાણે શહેરમાં દાખલ થતાં રાખેતા મુજબનો કર આપી અમે આગળ ચાલ્યાં. હવે અમે ઇરાન દેશનાં હાલનાં પાયતખ્ત ખાતે આવી પુગેલાં હતાં. શહેરમાં ટ્રામ દોડતી હતી અને અમારી મોટરો ટ્રામના પાટા ઉપરથી આગળ વધતી હતી. એકાએક અમારી મોટર પાછી ઉભી રહી ગઇ, અને બરોબર પાટાની ઉપરજ ઉભું રહેવાની તેણે હઠ લીધેલી હોવાથી નામદાર શાહની ટ્રામનો વહેવાર અમારે લીધે અટકી પડયો. આસપાસ લોકોનું ટોળું ભેગું થયું અને હવે અમે ડહાપણ વાપરી નીચે ઉતરી પડ્યાં અને રસ્તે જતી આવતી ભાડેની ગાડીઓ દેખાતાં તેમાં બેઠાં. એ હિસાબે ત્યારે મોટરમાંજ બેસી અમારા ભલા યજમાનને બારણે પહોંચવાની મોજ અમે ભોગવી શક્યાં નહિ અને તા. ૨૧ મી અક્ટોબરની સાંજે સવા પાંચ વાગે અમે મી. અરદેશર એદલજી રીપોરટર, જેવણને હવેથી આપણે તેમનાં ઇરાનમાંનાં જાણીતા નામ અરદેશરજીને નામે ઓળખીશું, તેવણને મકાને આવીને ઉતર્યાં.



અરબાબ કયખુશરો અને તેમનું કુટુંબ



તહેરાનના જરથોશ્તી બાનુઓ



તહેરાનના જરથોસ્તી ગ્રહસ્થો



તેહેરાનના જરથોસ્તી નિશાળીયાઓ તથા તેમના શિક્ષકો

# પ્રકરણ ૧૫

## તહેરાનમાં બાર દહાડા

ઇરાન દેશની રાજધાનીમા અમોને મનમાનતી સંખ્યામાં હમદીનો સાથે સમાગમમાં આવવાની તક મળનારી હતી તેથી અમે ઘણાં ખુશી હતાં. જરથોસ્તી વસ્તીનાં પ્રમાણમાં યઝદ અને કેરમાન પછી તહેરાન ત્રીજું આવે છે અને હાલ ત્યાં આશરે ૯૦૦ જરથોસ્તીઓ વસે છે. પાયતખ્ત શહેરમાં એવી રીતે આપણી કોમની વસ્તી વધતી રહે એ ઘણું ઇચ્છવા જોગ છે, કારણ રાજધાની શહેર તરીકે અહિં વેપારી, કેળવણીને લગતી, સંસારી, રાજપાટને લગતી ચળવળો વધુ ચાલે છે, દેશના કેળવણી પામેલા ગૃહસ્થો મોટી સંખ્યામાં રહે છે, પરદેશોના એલચીઓ, વેપારીઓ, મુસાફરો વગેરે સાથે સંબંધમાં આવવાની ઘણી તક મળે છે, અને દેશના બીજા કોઇપણ ભાગ કરતાં છુટાપણું, વિચાર આચારની ઉદારતા અત્રે વધુ છે. બે દાયકાની વાત ઉપર જ્યારે પ્રોફેસર જેકસન તહેરાન ખાતે પહેલા ગયા હતા તે વખતે આપણાં હમદીનોની સંખ્યા આશરે ૩૨૫ ની હતી, જે હાલે લગભગ ત્રણ ગણી વધી છે. તહેરાન ખાતેનાં એ ભલાં હમદીનોના સમાગમમાં આવતાં વધારે જાણવાનું અને જોવાનું ગમ્યું તે એટલા ખાતર હતું કે અહિં જેમ સુધરેલી ઢબે રહેતા, પાંચ પૈસે સુખી, સરકાર દરબારમાં લાગવગ ધરાવતા, સાહસીક બેરાદરો સાથ દહાડાઓ સુધી મેળાપ કરવાની અમોને તક મળી; તેમ યઝદ, કેરમાન તથા બીજાં નાનાં ગામડાંઓ તરફથી તુરતના આવી વસેલા યા કામસર થોડા વખત માટે આવેલા પછાત હાલતના, ગરીબ, બીન કેળવાયલા ભાઇઓની રહેણી, કરણી, આચાર, વિચારોથી પણ અમે વાકેફ થઇ શકયાં. એ રીતે ઇરાન મધેના સઘળા વર્ગના જરથોસ્તીઓને ભેટવાની ઉમદા તક અમોને મળવા પામી.

ઘણી ખુશી ખબર એજ બત આ છે કે તહેરાન ખાતે આપણી કોમ ચારમત્વ રીતે સારૂં છુટાપણું ભરાવે છે. અને ભાઇબંધ કોમો સાથનો તેનો સંબંધ ઘણો એખલાસ ભરેલો છે. અહિંની અનજુમનના પ્રમુખ અરબાબ કયખુશરો શાહરૂખ મજલીસ યાને પાર્લામેન્ટના સભાસદ છે એટલું જ નહિ, પણ તેના એક માન અને વિશ્વાસ પામેલા કારભારી છે. રાજ્યના સઘળા નાહના મોટા અમલદારો સાથે તેમને લાગવગ છે. અને આપણી કોમને હરખાવનારી આ બીના છે કે જેમ નામદાર શાહ તરફના ચાંદો અને બેલાનો તેવણ મેળવવાને ભાગ્યશાલી થયા છે, તેમ જ પ્રજા તરફનો પ્યાર પણ છતી શકયા છે. કદાચ કોઇને એમાં કાંઇ ઘણી મોટી વાત નહિ લાગે, પણ જ્યારે આપણે આપણા હમદીનોની પોતાના વતનમાંની થોડાંક વર્ષની હાલત યાદ કરીએ છીએ, ત્યારે આવા છુટાછવાયા દાખલામાં પણ આપણા હમદીન આગેવાનને ભાઇબંધ મુસલમાન કોમે ચાહે

અને માન આપે તેની મગરૂરી સાથે નોંધ લેવાની આપણી ફરજ છે.

શરાફીનો ધંધો બહુ મોટા પાયા ઉપર કરનાર જાણીતા અરબાબ જમશેદની નામીચી પેઢી બંધ થવા પછી તેવી મોટી નામના મેળવી શકે તેવી હદે બીજા હમદીનો વેપાર, શરાફીમાં નામ કાઢયું નથી, પણ તે છતાં વેપાર, વણજ, દુકાનદારીમાં આપણા હમદીનો વધતી સંખ્યામાં પ્રમાણીક મેહનતે દાળ રોટલી અહિ મેળવતા થયા છે. જે માફક ઇસ્ફહાન અને તહેરાન વચ્ચે ટપાલ લઇ જા, લાવ કરવાનું કંટ્રાકટ ઇસફહાન શહેરના એક હમદીનના હાથમાં છે, તેજ માફક તહેરાનવાળા અરબાબ બહમનના હાથમાં તહેરાનથી હમાદાન તરફ આગળ વધતી દિશામાં એવુંજ કામ છે. ખેતીવાડી સીવાય બીજા મોટા ઉદ્યોગો, હુન્નરોની ગેરહાજરીમાં દેશના પૈસાદાર માણસોની દોલત આપણી તરફના શ્રિમંતો કરતાં ઘણીજ કમતી હોય છે. તે મુજબ આપણા હમદીનોમાંના જેઓ અહિ 'તવંગર ગણાય' છે તેઓની પુંજી બે, પાંચ લાખથી વધુ ગણાતી નથી. તમામ ઇરાની પ્રજા શોખીન વધારે હોવાથી મોટે ભાગે દેશમાં કાંઈક હદે ગજા ઉપરાંત દેખાવ કરવાની વળણ વધારે જણાય છે. આપણા હમદીન આગેવાનોમાં અરબાબ કયખુશરો, અરબાબ ગીવ, અરબાબ બહમન વગેરેનાં આલીશાન મકાનોમાં રાચરચીલુ સુંદર ઢબે ગોઠવેલું નજરે પડતું હતુ. દિવાલો ઉપર વૉલ પેપરો તથા મકાળાં યા ખુણાઓ પ્લેસ્ટર ઑફ પેરીસમાં ઘણી સુંદર કારીગરીથી રંગ બેરંગી ફુંલોથી શણગારેલાં જણાતાં હતાં. ઉંચા કારપેટો, પડદાઓ વગેરેથી બેઠકના ઓરડાઓ સારા ટેસ્ટથી શણગારેલા નજરે પડતા હતા. 'આપણી તરફ કેટલાક તવંગરોનાં મકાનોમાં કોઇક ઓરડાઓ જાપાનીઝ, ચીનાઇ યા બીજી કોઇ ખાસ ઢબે શણગારેલા આપણે જોઇએ છીએ, તેવું કાંઈક અરબાબ કયખુશરોનાં મકાનમાં અમે જોયું હતું. તેમાંના એક ઓરડામાં ફરતી દિવાલોએ ફુટ ફુટ લાંબી પહોળી ગ્લેઝડ ટાઇલ્સથી ઉંડો કરેલો હતો, તેમાં ગયોમરદથી લઇને તે યઝદેઝર્દ સુધીના પાદશાહોના ચિતારો, તથા ફાર્સી કવીઓનાં દાસ્તાનોમાંથી ઉપજાવેલાં ચિત્રો નજરે પડતાં હતાં. આ સઘળું લખવાની મતલબ એ હમદીન ભાઇઓની કોઇ જાતની જાહોજલાલીનો ચિતાર આપવાની નથી, પણ એટલું દેખાડવાની છે કે.ઇના ધડક ધ્રુજારા વગર સુખ ચેનમાં હવે આપણા હમદીનો ઇરાનમાં છુટાપણા વચ્ચે રહી શકે છે.

છુટાપણાના નમુના તરીકે આપણું ધ્યાન આપણા હમદીનોના પોષાક ઉપર જાય છે. પર્શયન ટોપી જે યઝદમાં હજી પહેરી શકાતી નથી એમ આપણે ઉપર જણાવી ગયાં તે ટોપી અહિ સર્વે જરથોસ્તીઓ પહેરે છે. આગળ વધેલા વિચારવાળા મહરથોર નેકટાઇ, કૉલર, ખમીસ, વેસ્ટકોટ, ડગલો, પાતલુન પેહેરી માથે કાળો મોગલ કૅપ મુકે છે. મહોલી બાંડેવાલો' લાંબો તપખીરીયા રંગનો સાલો માનની નિશાન તરીકે મુસલમાનો પેહરતા હોવાથી આપણા જરથોસ્તીઓ પણ તેનો છુટથી ઉપયોગ કરે છે. વચલે વાંધેનર અને ગરીબ માઠીડાઓનો પહેરવાશ મુસલમાન પોષાકને મળતો આવે છે.

તહેરાન ખાતે બે મોબેદો વસે છે તેમના પોષાખમાં અમે જોયું કે જે રીતની બંધી સફેદ કપડાં પહેરવા સામે તથા દાઢી રાખવા સામે યઝદમાં છે. તે મુજબ જ તેઓએ ભુરા રંગના કપડાં તથા પાઘડી પહેરેલી હતી તથા દાઢી ખોડાવેલી હતી, યાને કે જે રીતે યઝદમાં મોબેદો પહેરવાશ કરે છે તેમ જ અત્રે કરવું તેઓએ ચાલુ રાખેલું હતું.

સ્રિઓમાં શ્રિમંત અને આગળ વધેલાં ખાનદાનનાં બાનુઓ આરમીનીયન સ્રિઓના જેવો યાને યુરોપીયન ઢબને અનુસરતો પોષાક પહેરે છે, પણ માથાં ઉપર ટોપસને બદલે

રૂકાર્ફ નાખે છે. બહાર નિકળતી વખતે આ પોષાકની ઉપર પેશી કાળી ચાદર પહેરી રસ્તે ફરતું હરવું કરે છે. બીજીઓ માથાં ઉપર ફરતો મોટો રંગીન રૂમાલ યા દુપેટો બાંધે છે અને શરીર ઉપર લાલ, લીલી, પીળી એવી રંગન પટીઓનું પહેરણ તથા પગની ઘુંટી આગળથી ટાઈટ અને ઉપરથી પહોળી ઇજાર પહેરી ઓઢણી યા કાળી ચાદર દિલ ઉપર નાંખે છે. આપણી તરફ હજી પણ અસલી વિચારનાં તથા જઇફ બાનુઓ સપાટ પહેરે છે, પણ તહેરાન ખાતે સઘળાં બઇરાંઓને ઉંચી યા નીચી હીલનાં બુટમાં જ અમે જોયાં.

ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળી તરફથી જ્યારે મી. માણેકજી લી. હાટરીઆ ઇરાન ગયા હતા તેઓએ ત્યાંના આપણા એ ભલા હમદીનોની રહેણી કરણી માટે કરેલાં લખાણો ઉપરથી જણાય છે કે સુદરેહ કુસ્તી ફરજ્યાત પહેરણ તરીકે વાપરવાને ઘણાંકો ખંતી નહિ જણાતાં હતાં. તેવી જ ફરીઆદ મી. કાવસજી દીનશાહજી કેઆસના જેવણે ચાલીસ વર્ષની વાત ઉપર ઇરાન દેશમાં મુસાફરી કરી હતી, તેવણે ઇરાની હમદીનો સાથના બે વર્ષના પોતાના અનુભવને આધારે પોતાનાં પુસ્તકમાં એવી જ ફરીઆદ કરે છે. ત્યાર પછીનાં વર્ષોમાં સેંકડો ઇરાની જરથોસ્તીઓ હિન્દુસ્તાન ખાતે આવતા રહ્યા છે, અને આપણી સાથના ચાલુ સમાગમને લીધે જેમ બીજી કેટલીક બાબતોમાં તેમ આ બાબતમાં પણ તેઓ વચ્ચે મનમાનતો સુધારો થયો છે. તેમ છતાં હજી કેટલાંકો સુદરેહ કુસ્તીનું પહેરણ પહેરતાં નથી, યા તો પોતાના રંગીન કુરતાં ઉપર કુસ્તી બાંધે છે. તહેરાન ખાતે મારા ખાવીંદે જ્યારે ભાષણો દર્યાં તે વખતે હિન્દુસ્તાન લાંબો વખત રહી આવેલાં એક બુઝરગ ઇરાની બાઇએ આ બાબત ઉપર ખાસ બે શબ્દ બોલવા આગ્રહ કીધો હતો. એક મેલાવડા વખતે કાંઇક રમુજી બનાવ એ બન્યો હતો કે એક આગેવાન બાઇ અમારી આગળ ફરીયાદ કરતાં હતાં કે લોકો સુદરેહ કુસ્તીની બાબતમાં ઘણાં બેદરકાર છે, તે ઉપરથી પાસે જ ઉભેલાં એક બોલકણાં બાઇએ તુરતજ ટાણો મારી તેવણને કહ્યું કે "આજે તમે પહેરીને આવેલાં છો તેથી એમ ડાહ્યાં થાઓ છો કે ?" એવી રીતનો રાહઘાટ અમે શીરાઝથી જોતાં આવ્યાં હતાં. શીરાઝ ખાતે જ્યારે અમે ત્યાંના જરથોસ્તીઓને સુદરેહ કુસ્તીને માટે, યા બીડી, હુકો પીવાની ટેવ માટે યા એકથી વધુ બાયડી કરવાના બનાવો માટે પુછપરછ કરતાં હતાં, ત્યારે તેના જવાબમાં કોઇક અમોને ખરી હકીકતથી વાકેફ કરતા હતા, પણ અમે તુરત જોઇ શકતાં કે કોઇ વધારે હાવકા માણસ તુરત પેલાને બોલતો અટકાવી અમોને જુદું જ જણાવતા કે "એ માણસને કંઇ ખબર નથી, એ કહે છે તે ખોટું છે, સુદરેહ કુસ્તી સૌ પહેરે છે, બીડી કોઇ પીતું નથી, બે બઇરી કોઇ પરણતું નથી, એવું કોઇ જો કરે તો રસ્તે ચાલતાં તેને સો કોઇ આંગળી દેખાડે." અલબત્તાં ખરી હકીકત એથી જુદી હતી અને અમે તે જુદે જુદે શહેરે જોઇ શક્યાં હતાં. તથા વધુ ભરોસેદાર વીગત અમોને બાઇ અરદેશરજીએ પોતાના ત્રીસ વર્ષના ગાઢા અનુભવ ઉપરથી જણાવી હતી. શીરાઝી હમદીનો એવી રીતે પોતાની કોઇક નબળાઇઓ અમારેથી છુપાવવાની કોશેષ કરતા હતા તે જોઇ અમોને એક રીતે ખુશી તથા સંતોષ ઉપજતો હતો, કારણ એ ઉપરથી દેખાતું હતું કે આવા બનાવો તેઓ નાપસંદ કરતા થયા હતા. મુસલમાન વસ્તીની વચ્ચે તેઓ રહેતા હોવાથી એકથી વધુ બાયડી કરવાના રેવાજ તરફ તેઓ વધુ ખેંચાય એ કુદરતી છે, પણ છુટા છવાયા દાખલાઓ બાદ કરતાં સામતી રીતે લગ્નના પવિત્ર કોલને તેઓ વધુ અને વધુ પિછાણતા થાય છે એ ઘણી સારી વાત છે.

તહેરાન ખાતે અમે બાર દહાડા રહ્યાં તે અરસામાં મુલાકાતો લેતાં અને વળતી

મુલાકાતો આપતાં મોરો વખત નિકળતો. પહેલી શરૂઆત આપણી કોમનાં બાનુઓ અને ગૃહસ્થોથી થઇ તે છેક કેળવણી, ન્યાય, નાણાં, લડાઇ ખાતાંનાં પ્રધાનો, વઝીર, મુલ્લાંઓ મજલીસના સભાસદો, હિન્દુસ્તાન ખાતે આવી ગયલા આગળા કોનસલ જેનરલો, તથા બીજા આગેવાન મુસલમાન, આરમીનીઅન, ક્રીસ્ચીઅન મિત્રો, બ્રીટીશ એલચી, કોનસલ વગેરે સુધી લંબાઇ. એથી અમોને ઘણું જાણવાનું અને શિખવાનું મળ્યું. અને એ સઘળું અમારા ભલા મિત્ર અરદેશરજીની કારસાજીથી થયું હતું. શરૂઆતમાં આપણાં ભલાં હમદીનોએ મુલાકાતે આવવાનું શરૂ થયું. બાનુઓ જ્યારે આવે ત્યારે વીસ, પચીસની સંખ્યામાં હૉલ ભરાઇ જાય અને વધુ સંખ્યા સમાઇ શકે નહિ ત્યારે નવાં આવેલાં બહાર ઉભા રહે. તે જોઇ જુના આવેલાં મળી ભેગી પાછા સીધારે કે નવાં અંદર દાખલ થાય. તેજ માફક ગૃહસ્થો પણ સામટી સંખ્યામાં આવતા રહે. બાનુઓ પોતાની સાથે દાડમ અને ફુલ લેતાં આવે. મળવા ભેટવાની રીતમાં જવાન તેમજ ઘરડાં બઇરાંઓ આપણને ભેટી કરી બે ગાલો ઉપર તથા હોઠો ઉપર મળી ત્રણ ચીસી કરે અને એક એક દાડમ તથા ફુલ આપે, તેમ મારા ખાવીંદના હાથ ઉપર ચુંબન લઇ દાડમ અને ફુલ તેવણને નજર કરે. ગૃહસ્થો મોટે ભાગે આપણને શેકહેંડ કરે અને આગેવાન દરજ્જાના સાહેબો આપણા હાથ ઉપર ચીસી લેએ. ત્યાર પછી સર્વેએ બેઠક લેવા પછી અરસપરસ ખેરઆફીયત પુછય અને અમારા યજમાનનાં ભલાં મહેરદાર શીરીનબાનુ સર્વેને માટે ચાહેનાં ગ્લાસો અને મીઠાઇ ફરતાં કરે. થોડીક મીનીટ પસાર થતા મુલાકાતે આવેલાંઓનાં દરએકના હાથ ઉપર થોડો ગુલાબ છાંટી શુકન દાખલ મોહુ જોવાની સૌને આરસી દેખાડે. આ ક્રિયા પુરી થતાં સૌ ઉઠવા માંડે અને પહેલેનીજ રીત મુજબ ભેટી, ચીસી, શેકહેન્ડ કરી વીદાય થાય.

તહેરાન ખાતેના અમારા વસવાટને બીજે દિવસે બે મોબેદ સાહેબોએ દશ વાગે આવીને અમોને ખબર આપી કે દરેમહેરમાં બઇરાં માણીડાંઓની અનજુમન ભેગી મળી છે, અને અમારે ત્યાં પધારવું. થોડાક વખતમાં તૈયાર થઇને જતા નાનાં મોટાં બાનુઓ ગૃહસ્થો, છોકરીઓ અને છોકરાઓની મોટી હાજરીથી મકાન હળમળી રહેલું અમે જોયું. દરેમહેરનું મકાન સુંદર બાંધણીનું અને કુશાદે છે અને તે ઇરાની અને હિન્દી હમદીનોની ભેગી કોશેશ અને દીલસોજ ખેરખાહીથી ઉભું થયું છે. ઇરાનમાં સુખડ, આગરની ઘણી અછત છે એ અમે જાણતા હોવાથી અમારી સાથે હિન્દુસ્તાનથી લેતા ગયાં હતાં. સરજમીન ઇરાનની ભૂમી ઉપર આતશના નુરી ચેહરા સનમુખ અહુરમજદને યાદ કરવાનો સંતોષ મેળવી અમે ઇજસ્નેગાહ તથા બીજા ભાગો જોવા ગયાં. જેમ લગ્ન, મરણની તથા બીજી ક્રિયાઓમાં આપણા ઇરાની ભાઇઓ જુદા પડે છે તેમ અહિં પણ કેટલોક ફરક અમોને નજરે પડતો હતો. ગુંબજની જગાની બાજુએ બારી આગળ એક ટેબલ મુકેલી હતી, તે ઉપર જેમ જેવી માનતા લીધેલી હોય તેમ તેની તરફથી મીણબત્તી અર્પણ કરવામાં આવતી. એટલે જેમ ફરવરદેગાનના દિવસો ઉપર ટેબલ ઉપર ફળફળીઓ ફુલ વગેરે આપણે ગોઠવી દીએ તેમ ઠેર ઠેર મીણબત્તીઓ ગોઠવાએલી હતી. એવી રીતે બારે માસ જ્યારે ગમે ત્યારે કરવાનો રેવાજ છે. ઇજસ્નેગાહમાં એક જંતર મુકેલું હતું અને તે ઉપર એક કુસ્તી વણવાની મોટેની હતી તેના ખાગા ...ની ગોઠવણ પણ આપણી તરફની રીત કરતાં જુદી હતી. જંતર દરેમહેરમાં કેમ મુકવા પામ્યું તે બાબેની ખબર કાઢતા મોબેદ સાહેબો કે જેઓ હિન્દુસ્તાનથી આવેલા હોવાથી ગુજરાતી જાણતા હતા, તેઓએ જણાવ્યું કે ફુરસદને વખતે તેઓ પોતે કુસ્તી વણતા હતા.

મારા ખાવીંદ વાએજ કરનાર હતા તે ઓરડામાં સઘળા માટીડાઓ બેઠા હતા, પણ બઈરાંઓ તેને બદલે સામેના વરંડા ઉપર એલાહેદાં બેઠેલાં જણાયાં. ખબર કાઢતાં જણાયું કે માટીડા બઈરાંને સાથે બેસવાનો રેવાજ નથી. આ ઉપરથી મને કેટલાંક વર્ષોનો મારો ઉદવાડેનો અનુભવ યાદ આવ્યો. બગ્ગમે રૂઝે અહુરમજદની મંડળીવાળા ભાઇ દીનશાહ મહેરવાન ઇરાની સાથે અમો તે વખતે ઉદવાડે હતાં અને મારા ખાવીંદ સાં વાએજો તથા ભાષણો કરતા હતા. આ વખતે બાનુઓ હાજર રહેતાં નહિ હતાં, કારણ બઈરાં, માટીડા એક મેળાવડામાં સાથે બેસ્યાં મળે એવો રેવાજ સાં નહિ હતો. આ ઉપરથી અમે એક આગણ ખાસ બાનુઓજ માટે એલાહેદું કરવાની ગોઠવણ કરવા માંડી. નવી પહેલ હોવાથી સાધારણ તેઓને કોઇ મચક આપે નહિ તેથી હું તથા તે વખતના એરવદ તે હાલના દસ્તુર કઇયોજી પેશોતન મીરઝાં અને મી. દીનશાહ મહેરવાન આખા ગામમાં ઘેરે ઘેર ફરી તેડાં કરવા નિકળ્યાં. નવસારીમાં નાવરનાં તેડાં ફરે છે. તેમાં એક વખત તેડાં કરનાર મોબેદ સાહેબને ઘેર તેવણુનાજ દીકરાનાં નાવરનાં તેડાં કરવાનું તેવણે પોતે કામ બજાવ્યું હશે, તે ઉપરથી કેટલાકો રમુજમાં બોલે છે કે "નાવરે છ મારેજ બાશરો, મારોજ છોકરો," તે મુજબ મેં પણ મારાજ ખાવીંદનાં ભાષણનાં તેડાં કીધાં હતાં. કોઈ ઠેકાણે કેવો, કોઇ ઠેકાણેથી કેવો એમ જુદો જુદો આવકાર અને સરપાવ તે વખતે મળ્યો હતો, પણ આખરે બઈરાંઓની સભા મેળવવા અમે શક્તિવાન થયાં હતાં. તે અખ્તરો મેં અહિં અજમાવ્યો અને આગેવાન કુટુંબની બાનુઓને પટાવી, સમજાવી બે, ચારના હાથ સામટા પકડી ભાષણના હૉલમાં તેઓને લઇ આવી, આગળી હારો ખાલી કરવાની માટીડાઓને માનપુર્વક અરજ કરી, થોડા વખતમાં તો બઈરાંઓને સંકૂ સમારીને બેસાડી દીધાં. ઘણાંકો ખુરસી, બાજટ ઉપર બેઠાં તો કોઇકો જમીન ઉપર બેસી ગયાં. એમ તો કોઇક બાનુઓ ભાષણ ચાલતું હતું તે વખતે પોતાની બેઠક ઉપર સ્ટેજની નજદીકમાંજ પોતાનાં બાળકને ધવરાવતાં પણ હતાં. એમાં કાંઇ અજબ થવા જેવું નથી. નવસારી જેવા શહેરમાં થોડાંજ વર્ષો ઉપર મેળાવડામાં ખુરસીઓ ઉપર પલાંઠી વાળીને યા એક પગ ઉપર ચઢાવીને યા જઇફ બાનુઓ સદરા ઉપરજ સાડી પહેરીને બેઠેલાં આપણે જોતાં હતાં. સુધારા વધારાની શરૂઆત હમેશાં એમજ હોય એટલે તેમાં હસવા મશ્કરી કરવા જેવું કશું નથી.

બે ભાષણોના તથા એક સ્કુલના છોકરાઓના અખાડાના મેળાવડા વખતે સરનશીનની ખુરસી તહેરાનની અનજુમનના પ્રમુખ અરબાબ કૈખુશરો શાહરૂખે લીધી હતી. ભાષણો ગુજરાતીમાં થતાં હતાં અને તે માટે એવી ગોઠવણ થઇ હતી કે એક એક બાબત ઉપર પાંચ મીનીટ મારા ખાવીંદ ગુજરાતીમાં બોલે તેનો ફાર્સીમાં મી. અરદેશરજી તરજુમો કરતા રહે. ભાઈ અરદેશરજી ફારસી ભાષા ઉપર ઘણો ઉંચો કાબુ ધરાવે છે. તથા પોતે અસરકારક અને છટાદાર બોલનાર હોવાથી ભાષણો બમે કલાક લંબાતાં હતાં, તો પણ લોકો ઉલટ અને ધ્યાનથી સાંભળતાં હતાં. જરથોસ્તી ધર્મની નીતિરીતી ટુંકમાં સમજાવી બન્ને ભાષણોમાં ઇરાની હમદીનો પોતાની હાલતની બહેતરી હાલના વખતમાં કેમ સારી રીતે કરી શકે તે ઉપર વેહવાર સૂચના સાથે લંબાણ વિવેચન કરવામાં આવ્યું હતું. હિન્દુસ્તાનમાં જરથોસ્તીઓ શરૂઆતમાં કેવી મુશ્કેલી વચ્ચે પોતાની જીંદગી ગુજારતા હતા, તે પછી ઉદ્યોગ, પ્રમાણિક મેહનત, ખડતલ સદ્ગુણો, સાહસીકપણાંથી તેઓ કેમ જાતી કોશેષથી ફાવતા ગયા અને પાછળથી ઉંચી કેળવણી લઇ પોતે મુઠીભર હોવા છતાં કરોડોની વસ્તી વચ્ચે કેમ પ્રકાશી નિકળ્યા હતા તે વીગતે સમજાવી, તેજ મુજબ ઇરાની

આપણે આગળ જોઇ આવ્યાં છીએ કે ઇરાનમાં શહેરે શહેરે હમામખાનાંઓ હોય છે અને ત્યાં બઇરાં, માટીડા, છોકરાં જુદે જુદે વખતે નાહવા જાય છે. આ તેમનું એક માનીતું ખાતું છે અને નાહવા આવનારાંઓ અહિં ભાડીયું લાવી ખાઇ, પી કલાકો પસાર કરે છે. બઇરાંઓ માટે જે દિવસ એલાહેદો રાખ્યો હતો તે દિવસે અમારે નાહવા જવું એ નકકી થયું. કારણ મી. અરદેશરજીનાં ઘરમાં મોરી નહિ હતી. ઘેરથી કપડાં, દીલનુછનાં, સાબુ લઇ નોકર આગળથી ગયો. અને મીસીસ અરદેશરજીની સાથે અમે ગયાં. હમામખાનામાં દાખલ થતાં પાસેના ઓરડામાં કપડાં કાઢી નાહવાને જગે જતાં અમો એક મોટા હૉલમાં દાખલ થયાં. અહિં જમીન ઉપર માણસ સુઇ શકે તેવાં ફરાગત લાંબાં પહોળાં પાટીયાંઓ હતાં તેમાંના એક એક ઉપર અમે ગોઠવાયાં. આ વખતે અમારી આસપાસ કેટલાંક આરમીનીઅન બઇરાં નાહતાં હતાં. આપણને નહવારવાને માટે કેટલીક સ્ત્રિઓ હમામખાનામાં હોય છે. એકનું કામ સૌનાં માથાં ઉપર હારબંધ મરોડી ચોળવાનું ને બીજીનું સાબુ દિલે ફેરવવાનું, ચંપી કરવાનું વગેરે. આ સઘળીઓ પણ વસ્ત્ર વગરની. આપણે જાણે આખાં હાડકાંનાં હોઇએ તેમ બેસાડે, સુવારે અને નહવારવાવાળીઓ બધું કામ કરે. અર્ધો કલાક એમ ગયો કે મને તો અકડ વકડ થવા લાગી, અને ગરમીએ છવ ગભરાવા લાગ્યો. કારણ હમામખાનું ગરમ રાખવાને માટે બધેથી બંધબાર અને ભઠ્ઠીમાં પાણી ઉકળતું તેનો ઉકળાટ અને આટલાં બધાં માણસોના દમની ઘેરાયલી હવા, એટલે આપણે તો ક્યાર ક્યારમાં પળો અને નિરાંતે નાહવાની બીજીઓની મોજમાં ખલલ કરાવી આપણે તો સૌને જલદી ઘેર નહસાડી લાવ્યાં. મારા અનુભવથી મેં જોઇ લીધું કે મારા ખાવીંદને કાંઈ એમ નાહવાનું ફ્વશે નહિ તેથી કાંઇ જુદો બંદોબસ્ત કરવા ચાહયો. પણ ભાઇ અરદેશરજીએ એવી ગોઠવણ કરવા જણાવ્યું કે હમામખાનું અરબાબ જમશેદનું પોતાનું હોવાથી એવો બંદોબસ્ત તેવણ કરી શકશે કે એવણ નાહવા જાય તે વખતે કોઇપણ બહારના નાહવા આવનારને અંદર દાખલ નહિ કરવામાં આવશે. તે મુજબ અમલ થયો. તો પણ જ્યારે એવણ હમામખાનેથી પાછા ફર્યા ત્યારે મારી વકી મુજબ મને તાકીદ ફરમાવી કે જો ઘડપણમાં ઘેરબાર માંડી નયાશાનોનાં વતનમાં વાસો કરવાના ઠરાવ ઉપર અમે આવીએ, તો અમે જ્યાં રહેવાનાં હોઇએ તે મકાનમાં મારે પહેલે મોરી બાંધવાની યાદ રાખવી.

ઇરાની પાર્લામેન્ટ જે મજલીસને નામે ઓળખાય છે તે જોવા અમે આતુર હતાં. અરબાબ કયખુશરો જેવણ પોતે ત્યાં કરતા કારવતા છે તેવણે એક સાંજ એ માટે નકકી કરી અને અમો તે માટે અર્ધો કલાક વહેલાં નિકળ્યાં. પાર્લામેન્ટનું મકાન, સઘળી તરફ ફરીને જોયા પછી વડા વજીર તથા સ્પીકર સાથે મુલાકાત લઇ ચાહ પી અમે વીઝીટરોની ગૅલેરી ઉપર જઇ ગોઠવાયાં. એક પછી એક એમ સઘળા મેમ્બરો આવી પોતપોતાની જગા ઉપર ગોઠવાતાં ચાલ્યા. તે પછી સામેની ઉંચી જગા ઉપર પ્રધાન મંડળનાં સભાસદોએ આવી બેઠક લીધી. મજલીસે હજી પોતાની જીંદગીના બે દાયકા પુરા કીધા નથી છતાં આ બાળક મજલીસનો દેખાવ ગંભીર અને ટેક.વદાર લાગતો હતો, જ્યારે કામ કાજ ચાલુ થયું ત્યારે એક પછી એક બોલનારાઓ પોતપોતાની બેઠક ઉપરથી ઉભા થઇ વિવેકથી વાદવીવાદ કરતા હતા. જેઓને વધારે લાંબું ભાષણ કરવાની જરૂર જણાતી અને પોતાની જુસ્સાદાર બોલીથી મજલીસને પોતાનાં મત તરફ દોરવવાને જેઓ આતુર હતા તેઓ પોતાની બેઠક છોડી સામેની બાજુએ ગોઠવેલા નાના પ્લૅટફૉર્મ ઉપરથી બોલતા. કોઇકોનું બોલવું ઘણું જુસ્સાદાર હતું અને એક મુલ્લાં સાહેબ પોતાની દલીલ સામાઓ

ઉપર દસાવતાં જેમ જુસ્સાદાર ભાષા તેમ એક વકતાના સઘળા હુન્નરોનો ઉપયોગ કરતા દેખાતા હતા. એ રાતની બેઠક વેળા મુખ્ય તકરાર આ બાબત ઉપર નિકળી હતી કે દેશનાં મહેસુલખાતાંને હાલના જમાનાની રૂઢી મુજબનાં ધોરણ ઉપર લાવવાનાં કામમાં પશ્ચિમ તરફની મદદ લેવી કે નહિ. એક વર્ગ આવી કોઇ જાતની પારકી મદદ લેવાને ધસીને ના પાડતો હતો જ્યારે કેટલાક શખસો દલીલ રજુ કરતા હતા કે જ્યાં સુધી તેઓ એ કામમાં બહારની મદદ નહિ લેશે ત્યાં સુધી તેઓ ચાલતી આવેલી રૂઢીમાં કશો સુધારો વધારો કરી શકનાર નથી. યુરોપના કોઇ પણ દેશની એવી બાબતમાં મદદ માગવાની સામે સર્વે એકમત હતા અને તેનાં કારણ દેખીતાં છે. ટુંકમાં યુરોપીયન સરકારોમાં અને તેમની રાજનીતિમાં મજલીસને વિશ્વાસ નહિ હતો પણ અમેરીકામાંથી આવી મદદ જો મેળવવામાં આવે તો તે સામે કોઇને ખાસ વિરૂદ્ધ લાગણી નહિ હતી. અમેરીકા નબળા પાડપડોશીના મુલકો હાથ કરવાની રાજનીતિ ધરાવતું નથી અને તેને તેવો સ્વાર્થ નથી, તેથી આખરે લાંબી તકરારે પછી સેવટ એ આવ્યું કે એ ઠરાવ મજલીસે પસાર કીધો કે જ્યારે દેશની હાલત સુધારવાને માટે હાલની રૂઢીના એક્ષપર્ટોની સલાહ અને મદદની જરૂર જ છે, ત્યારે ફક્ત અમેરીકનોને જ એવાં કામ માટે રોકવા મજલીસ તૈયાર છે. આ ઠરાવની રૂહે હાલ આપણે જાણીએ છીએ કે અમેરીકાથી એક્ષપર્ટ સલાહકારો ઉપડી ચુકા છે, જેઓ નાણાં ખાતાના પ્રધાનના હાથ હેઠળ રહી દેશની મહેસુલી રૂઢીમાં વખતને અનુસરતા ફેરફારો દાખલ કરવાનું કામ હાથ ધરશે.

મેં ઉપર જણાવ્યું તેમ મુલાકાતો આપ લે કરવામાં એટલી રોકાણ રહેતી હતી કે મારા ખાવીંદને સહવારથી સાંજ યા રાત સુધીમાં થોડોકજ વખત જામો પીછોરી કાઢવાની તક મળતી. તહેરાનના ન્યુસપેપરમાં અમારે માટે ખબર પ્રગટ થઇ હતી તથા પોતાનાં ભાષણોમાં ઇરાની પ્રજા અને તેનાં ભવિષ્ય માટે મારા ખાવીંદે દરશાવેલા દીલસોજી ભરેલા શબ્દો પ્રગટ થયા હતા, એટલે કુદરતી રીતે ઘણા ભલા ગૃહસ્થો એેાની મુલાકાત લેવાને આતુર હતા. અમારી પાસે વખત કમતી હતો બાકી હજી થોડા દિવસ વધુ હતે તો વધારે મુલાકાતો લેવાને અમોને બની શકતે અને તેમાંથી ઘણું વધારે જાણવાને બની શકતે. આ સઘળી મુલાકાતોમાં સર્વે કોઇ દેશની હાલની નબળી હાલત માટે દલગીર હતા અને તેની ઉન્નતિ માટે તલસગાર હતા. દેશની બનંગ હાલત માટે સૌ બળાપો કરતા હતા અને બહારની મદદ વગર એકલે હાથે પોતાના દેશને ઉગારી શકવાને પોતે શક્તિવાન નહિ હતું એમ સમજુઓ માનતા હતા. દેશની અત્યાર સુધીની પડતી હાલતનાં કારણોમાં શાહ નાસરૂદીનના વખતથી વિદ્યા જ્ઞાનમાં પ્રજાને આગળ વધતી અટકાવવાની શાહની અને મુલ્લાંઓની કમ અન્દેશ રાજનીતિ, યુરોપીઅન સરકારોની દેશને દુર્બલ બનાવનારી ડીપ્લોમસીને ખાસ આગળ ધરવામાં આવતાં. આ આરોપો મોટે ભાગે વજુદ વગરના નથી, પણ દેશની દુર્દશા માટે બીજાં કારણો પણ હસ્તી ધરાવે છે. છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન અનેક ઉમરાવઝાદાઓ યુરોપની શાળાઓમાં કેળવણી લઇ આવ્યા છે અને હાલે પણ કેટલીક યુરોપીઅન યુનીવર્સીટીના ગ્રેજ્યુએટો દેશમાં હૈયાત છે. અલબત્તાં આવી ઉંચી કેળવણી લીધેલા પુરૂષોની સંખ્યા નાહની છે અને ઉંચી પંક્તિનાં જ્ઞાનના લીડરો, રાજદ્વારી નરો, નાણાશાસ્ત્રિઓ આપણે હિન્દુસ્તાનમાં પેદા કરી શક્યા છીએ તેવા પહેલી પદવીના સપુતો ઇરાનના જાહેર તખ્તા ઉપર હોય એવું મારા ખાવીંદ જોઇ શક્યા નહિ. વળી જમાનાઓથી લાંચ રૂસવતની જે રૂઢી દરએક જાહેર ખાતામાં જડ ઘાલી બેઠી છે,

તે કાંઈ થોડાક પ્રમાણિક નિષ્ઠાવાળા સુધારકો ખોલખોલતાંમાં દૂર કરી શકે નહિ. એટલે જ્યારે ખરા મહેસુલી અને બીજા ફેરફારો અમલમાં મેળવાની વાત ચાલે છે કે જેમના સ્વાર્થની તે આડા આવતા હોય તેઓ એક યા બીજી રીતે તેને નિર્મૂલ કરવાને મંડે છે. મધ્ય સરકાર મક્કમ નથી, તેનો દસ્ત મજબુત નથી એટલે તેની સત્તાની ધાક દેશના સઘળા ભાગોમાં એક સરખી બેસી શકતી નથી, ઇનસાફની અદાલતમાં મહેંગ દાવરનું અચૂક ત્રાજવું નજરે પડતું નથી એટલે ચોખો અને સાચો ઇનસાફ મેળવવાને પ્રજા હજી ભાગ્યશાળી થઈ નથી. બાદશાહી ખાનદાને પારકાં રાજ્યો પાસે છેલ્લા દાયકાઓમાં વખતે વખત મોટી રકમો ઉછીની લીધી છે. પણ દેશની ઉન્નતિમાં તે વપરાવાને બદલે રાજવંશી મોજીલી જીંદગી પાછળ તેનો ધુમાડો થયો છે. દેશ બાલેબાલ કરજદાર છે. અને તેની આંટ કશી નથી. કાચી જણુસોથી જમીન ભરેલી છે. પણ તેને ખીલવવાનું પ્રજા પાસે મુદલ જ્ઞાન નથી. પારકાં રાજ્યોવાળા તે ખેડવા તૈયાર છે. અને દેશમાં રેલ્વેની સડક નાખવા તેઓ તત્પર છે, પણ ચકોર ઇરાની પ્રજા હવે ચેતી છે કે તેમ કરવા દેતાં તે રાજ્યોવાળા પલાંઠી વાળી દેશમાં ધામો એવી રીતે નાખે કે આખરે તેનો કબજો તેમના હાથમાંથી ચાલી જવાની ધાસ્તી રહે. એ રીતે દેશ નિર્ધન છે. અને તેને ધનવાન બનાવવામાં અનેક મુશ્કેલી નડે છે. પંદર વર્ષ ઉપર અમેરીકન એક્ષપર્ટ નાણાંશાસ્ત્રી મી. શુસ્ટરે મહેસુલી સુધારાનું કામ હાથ ધર્યું હતું અને મોટી આશાઓ બંધાઇ હતી, પણ ભાગેલું ઇરાન-આખું થાય એ રશીયાથી દેખી શકાયું નહિ હતું અને શુસ્ટરે સાહેબને ગાંસડા પોટલા બંધાવી તેમને ઘેરબારે મોકલાવી આપવાની ઇરાની સરકારને ફરજ પાડી હતી. હાલ અમેરીકન એક્ષપર્ટો એકવાર ફરીથી આવે છે. અને સર્વે કોઇ તેમનાં કામ તરફ નવેસરથી આશાવંત નજરે જુએ છે.

હિન્દુસ્તાનમાં મીલ ઉદ્યોગમાં જે હિસ્સો આપણી કોમ ધરાવે છે, લોખંડની ખાણ, વીજળીક બળ વગેરે જે મોટા સાહસો તાતા બેરાદરોએ માથે ઉપાડ્યા છે, નમુનેદાર બૅંકીંગમાં જે ફાળો પારસીઓએ આપ્યો છે, તે સઘળાંથી અને ખાસ કરી મોટી કેપીટલ પારસી કોમ ધરાવે છે, એ વિચારથી ખેંચાઇ ઇરાની પ્રજાના કેળવાયલા સાહેબો આપણી તરફ મોટી ઉમેદથી જોતા થયા છે. તેઓ આપણી કેપીટલ અને આપણો સાહસ માગે છે. કાચી જણુસો ખેડવા માટેના પરવાના અને હક પારસી સીન્ડીકેટોને તેઓ આપવા તૈયાર છે. ઊંઘે પડેલાં માણસ જેમ સદાજ પડેલાં નથી રહેતાં તેમ એક કચડાયલી પ્રજા પણ હમેશાજ ફસરાઇ પડેલી રહી શકે નહિ. કમનસીબ ઇરાનનો પણ દહાડો ફેરવાશે અને તે ફેરવવામાં પુરાતન ઇરાનનાં હકદાર બચ્ચાંઓનો હાથ હોય એ અજબતાં ઘણું કુરજ્યા જોગ છે.

તહેરાન રાજધાની શહેર હોવાથી ઇરાનનાં બીજાં શહેરો કરતાં સાં સુખ, સગવડનાં સાધણો વધારે હોય તે દેખીતું છે. ઘોડાની ટ્રામ, હોટેલો, કોઇ લતા ઉપર વિજળીની બત્તી, થોડાક પાકી બાંધણીના રસ્તા, અંગ્રેજી કારોબાર હેઠળની ઇમ્પીરીયલ બૅંક, સારાં બજારો વગેરે મુસાફરનું ખાસ ધ્યાન ખેંચે છે. પણ બીજી રીતે વળી પાયતખ્ત શહેરનાં મોટાં નામને છાજે તેવી રીતે શહેર આગળ વધ્યું નથી એ દલગીરી ભર્યું છે. જેમ આખાં ઇરાનમાં સઘળે ઠેકાણે પીવાનું પાણી હજારો વર્ષની જુની રૂઢી મુજબ શહેરમાં લાવવામાં આવે છે તેમજ તહેરાનમાં પણ થાય છે. વૉટરવર્કસ જેવી ગોઠવણ કે જે આપણાં દેશમાં એક શહેરમાં પચીસ હજારની વસ્તી થતાં હાથ ધરવાનો વિચાર કરવામાં આવે છે તે અઢી

લાખની વસતીનાં આ મોટાં પાયતખ્તમાં ગેરહાજર છે. જાજરૂની રૂઢી પણ આજના જમાનાને નહિ છાજતી રહેવા પામી છે. દરેક શાહ તેમ જ ઉમરાઓ છેલ્લાં પચાસ વર્ષમાં એક યા અનેકવાર યુરોપનાં સુધરેલાં દેશની સહેલગાહે જઇ આવ્યા છે યા થોડાં થોડાં વર્ષો ત્યાં વસવાટ કરી આવ્યા છે, પણ એકાદ મ્યુઝીયમ જેવી આજના આગળ વધેલા વખતને અનુસરતી અને સુધરેલાં દેશોમાં હમેશાં નજરે પડતી ઉપયોગી સંસ્થા કોઇ બરપા કરી શક્યું નથી. જ્યારે શાહનો મહેલ અમે જોયો ત્યારે દીલ્હીથી તખ્તે તાઉસ નામનું જે તખ્ત નાદીરશાહ ઉપાડી ગયો હતો તે તથા બીજી કેટલીક નવાઇની અને હુન્નર મંદીની ચીજોનું પાદશાહી સંગ્રહસ્થાન અમે ત્યાં જોયું હતું. જ્યારે આપણી તરફના રાજા, મહારાજા, નવાબ નીઝામના મહેલો આપણે જોઇએ છીએ તથા યુરોપનાં જુદાં જુદાં દેશોના રાજમહેલો તપાસીએં છીએ ત્યારે શાહનો મહેલ સરખામણીમાં ઉંચી જગા લઇ શકતો નથી. મહેલની બીસ્માર હાલતમાં આવેલી સંગેમરમરની સીડીઓ જ દેશની ગરીબાઇનો ખ્યાલ આપે છે.

તહેરાનથી ૭ માઇલના રસ્તા ઉપર પુરાતન રય અથવા રગે શહેરનાં ખંડીએરો આવેલાં છે. જરથોસ્તી તવારીખ સાથે ગાઢો સંબંધ ધરાવતી આ પવિત્ર જગાની મુલાકાત માટે એક ભલા યુઝરગ ઇરાની ગૃહસ્થ ભાઇ અરદેશર મેહરબાન જેવણ ઘણાંક વર્ષો સુધી મુંબઇમાં વેપાર કરતા હતા તેવણે સઘળી ગોઠવણ કરવાનું માથે લીધું હતું. મી. અરદેશર ગુજરાતી ઘણું સારૂં જાણતા હતા. અને તેવણ રોજ અમારી મુલાકાતે આવતા હોવાથી તેવણ તરફથી પણ અમોને ઇરાની હમદીનોની રહેણી કરણી માટે ઘણું જાણવાનું મળતું હતું. ગોઠવણ મુજબ એક દહાડે સહવારે બામદાદ થતાં ઘર આગળ બે ગાડીઓ આવી ઉભી અને અમો રય જવા ઉપડ્યાં. શહેરમાંથી બહાર નિકળતાં આવતી જતી અનેક વંજારો અમોને મળતી તે જોઇ અમોને અમારી શરૂઆતની વંજાર સાથે કરેલી મુસાફરી યાદ આવતી. રસ્તો ઘણે ઠેકાણે ચઢાણ ઉતરાણનો તથા ખાડા ખબોચીયા વાળો હતો પણ ઘોડાઓને તે હમેશનો માફક આવી રહેલો તેથી ગાડી સહેલાઇથી ઘસડી લઈ જતા. આ બાજુ એકાદ નાના પહાડ ઉપર દખ્મું આવેલું છે ત્યાં અમે પહેલે ગયાં. ગાડીઓ નીચે ઉભી રાખી અમે ટેકડી ઉપર ગયાં ત્યાં હાલ થોડાક વખત થયો એક નાનું જેવું મકાન બાંધવામાં આવ્યું છે, તેની અમે મુલાકાત લીધી. અત્રે સગડી જેવું કશું નથી અને આ મકાન પણ સગડીની ગરજ સારતું નથી, એટલે અહિં કોઇ રાત દિવસ આતશ યા ચેરાગ રોશન રહેતો નથી. પણ પાયદસ્તે આવનારાઓ ત્યાં ભણતર કરી સંતોષ મેળવે છે. રોજ અશો ફરોહરોના દિવસો ઉપર લોકો એવીજ રીતે ત્યાં આવી ભણતર ક્રિયા કરી, આખું ખાઇ સાંજે ઘેર વીદાય થાય છે. ચુનાના મઢેલા પથ્થરો અને રાખ અમારા જોવામાં આવી. દિવાલો ઉપર આવના જતાઓએ પોતાનાં નામો કોતરેલાં અમે જોયાં, તેમાં કોઇ મુસલમાન નામો પણ જણાયાં. મકાનની પાછલી બાજુએથી ઘણાં ઉંચાં ઉંચાં કોંડીવાના પથ્થરના દાદર ઉપરથી મકાન ઉપરનાં ધાબાં ઉપર જઇ શકાય છે, ત્યાં ચઢી અમે રયનાં મેદાનનો દેખાવ જોયો. દખ્મું પહાડનાં ઢોળાણ ઉપરથી નીચે આવતાં અધવચે એવી રીતે બાંધેલું છે કે નજદીકના પહાડ ઉપર વધારે ઉંચે જવાથી દખ્માંની અંદરનો દેખાવ નજરે પડે છે. આ દલગીરી ભર્યું છે. જ્યારે દખ્મું બાંધવામાં આવ્યું ત્યારે તેને દરવાજો નહિ હતો અને લાસને અવલમંજલ પહોંચાડતી વખતે સીડી મુકી દોરડાંએ લાસને બાંધી ઉપર એંચી લઇ દખ્મામાં ઉતારવામાં આવતી હતી. દરવાજો નહિ રાખવાનું તે વખતનું કારણ અલબત્તાં આસપાસની જાહેલત અને ઝનુનને લીધે તેને નુકસાન પુગતું અટકાવવાનું હતું.

સેવી સંભાળ લેવાવા છતાં પણ સીડી મારફતે દખ્મું ઓળંગી સાં ખરાબી કરવાના બનાવો બનતા હતા. હવે તે અંધકારનો જમાનો પસાર થઇ ગયો છે અને હાલ કેટલાક વર્ષ થયાં દખમાંમાં લાશ લઈ જવા માટે એક ઘણો નાનો દરવાજો બનાવવામાં આવ્યો છે. દખમાંની નજદીકમાં પથ્થરની ખાણ આવેલી છે સાંથી પથ્થર ખણી કાઢવા માટે વખતે વખત સુરંગ ફોડવામાં આવે છે એટલે લાશનો ભક્ષ કરનારાં પક્ષિઓ અત્રે રહી શકતાં નથી.

પુરાણાં રય શહેરની મોટા વીસ્તારની જમીન ઉપર કોઇ કોઇ ઠેકાણે છુટા છવાયા ખીરમાર હાલતે વીખરાયલા સ્થંભો અને બીજી કેટલીક ભાગી તુટી નિશાનો મળે છે. વિદ્વાનોનાં મત પ્રમાણે નિયમીત ધોરણે અત્રે ખોડકામ કરવામાં આવે તો અસલી તવારીખ ઉપર ઘણું અજવાળું પડે એવી તાતમીઓ તેમાંથી મળી શકે તેમ છે. આશરે અગીઆર વાગતાને સુમારે અમો એક પહાડની તળેટીએ આવી અમારી ગાડીઓ પાછી થોભાવી. ઉપર ચડતાં અમે એક મોટાં કોતરકામ આગળ જઇને ઉભાં. અહિં ફતેહ અલીશાહ ઘોડે સ્વાર થયલા નજરે પડે છે અને દોડતે ઘોડે પોતાના હાથમાંનો ભાલો એક સિંહને ભોંકતા જણાય છે. આપણા નવાગાનોને પગલે ચાલી આ મોટા પાદશાહે પોતાની યાદગારી કાયમ રાખવા માટે આ રવેસે નક્ષ કોતરાવ્યો હતો તેની અમે કાંઇ અદેખાઈ નહિ કરને, પણ અહિં તો વાત એમ હતી કે એજ જંગે અસલ એક સાસાનીઅન પાદશાહનું દોડતા ઘોડા ઉપર સવાર થયલું એક તવારીખી કોતર કામ હતું. આજથી સો વર્ષની વાત સુધી તે કોતર કામ હસ્તી ધરાવતું હતું અને યુરોપીઅન મુસાફરોએ તેનું બયાન પોતાનાં પુસ્તકોમાં કીધું હતું તથા તેનો ચિતાર ઉતાર્યો હતો. પણ પાછળથી જ્યારે શાહ ફતેહ અલીને પોતાની કીર્તિ પથ્થરમાં અમર્ક કરવાનો વિચાર સુઝ્યો સારે જાણે બીજી કોઇ ખાલી જગા નહિ મળતી હોય તેમ સૈકડો વર્ષોનો સાસાનીયન નક્ષ હથ્યારોથી છોલાવી કાઢી તેજ જગ્ગે પોતાની મૂર્તિ કાયમ કીધી. આવી કમસમજ ભાંજફોડ માટે બળાપો કરતાં અમે નીચે ઉતર્યાં અને કેટલોક વખત આસપાસનાં મેદાનમાં ફરી સાડાબાર વાગે ચશ્મે અલી નામે ઓળખાતા ઝરા આગળ આવી મુકામ કીધો. પહાડી જગાની વચ્ચેથી આ ઝરો પસાર થાય છે. અમો જે બાજુએ બેઠાં હતાં સાંથી નીચે ઉતરતાં પાણી વહેતાં હતાં અને સામી બાજુના પહાડ ઉપર હેઠાણમાં ફતેહ અલીશાહ અને તેમના બેટાઓ તથા વજીરોનો નક્ષ કોતરેલો હતો. પાદશાહ પોતે તખ્ત ઉપર બીરાજેલા હતા અને અહિં તેઓ શોભતા હતા, કારણ પોતાની હકદાર જગા ઉપર આ નક્ષ કોતરાવેલો હતો. અમારા ભલા ઈરાની મિત્રનાં આજે અમે પહરોણાં હતાં અને તેમણે બપોરનાં ખાણાંની ગોઠવણ અહિંજ કીધી હતી. તેમનાં માણસોએ સુફરો બિછાવ્યો તેટલાં અમે ચશ્માનાં પાણીથી મોંહ ધોઇ તૈયાર થયાં અને અમારા યજમાને તૈયાર કરાવેલી વાણીઓને ઇનસાફ આપી તથા સાથે સાથે આપણી તરફ કેટલાકો સમજાવે છે કે ઇરાનમાં અસલી વડવાઓ કાંઇ દારૂ નહિં પીતા હતા, પણ ફક્ત દરાખનો રસ પીતા હતા તે પી, એટલે કે શરાબ નોશ કરી અઢી વાગે અમે ત્યાંથી પાછાં ફર્યાં.

તહેરાન ખાતેનો અમારો વસવાટ પુરો થવા આવ્યો હતો અને અમો એ પાયતખ્ત છોડી જઇએ તેની એક દહાડો આગમજ અરબાબ કયખુસરોએ પોતાને મકાને અમોને ખાણું આપ્યું હતું. ખાણાનો ઓરડો ઘણા સારા ટેસ્ટથી શણગારેલો હતો અને જે માફક એકાદ શ્રિમંત જરથોસ્તી મુંબઇમાં છેલ્લામાં છેલ્લી રીતે પોતાનાં આલીશાન મકાનમાં પહરોણાઓને જયાફત આપી શકે તેનો આબેહુબ ખ્યાલ અમોને આવતો હતો. આ બાબત

ઉપર ફરીથી ધ્યાન ખેંચવાની મતલબ આપણા હમદીનોની સંસારી જીંદગીમાં કેવો ફેરફાર થવા પામ્યો છે તથા કોઈ જાતની ધાસ્તી યા ખલલ વગર કેવી સ્વતંત્ર, સુખવાસી જીંદગી તેઓ ગુજારી શકે છે તે દેખાડવાનીજ છે. ટેબલનો શણગાર, છરી, કાંટા, પ્લેટો, ગ્લાસો વગેરેના સેટો એકજ જાતના હતા. આશરે પચાસ બઇરાં, માટીડાઓ માટે ટેબલ બિછાવવામાં આવી હતી. દરએક પહરોણા માટે તેઓની બેઠક ઉપર તેમને નામના ટાઇપરાઇટ કીધેલા કાર્ડો હતા, તેમ છાપેલા બીજુ કાર્ડો એક પછી એક આવનારી વાણીઓની પહરોણાઓને ખબર આપતા હતા. મતલબ કે સુપની પ્લેટથી ખાણું શરૂ થયું તે શેમ્પેનના ગ્લાસથી પુરૂં થયું. ફીંગર ગ્લાસમાં આંગળા બોળાતાં અરબાબ કયખુશરોએ ઉભા થઈ જણાવ્યું કે તેમની તરફથી તેમના બેટા સલામતી લેશે. આ ચંચલ જવાન જેવણે તહેરાન ખાતેની અમેરીકન હાઇસ્કુલમાં કેળવણી લઇ વેલાતમાં અભ્યાસ વધારેલો છે તેવણે પોતાના પિતાજી તરફનો ટોસ્ટ અંગ્રેજીમાં છટાથી વાંચી સંભળાવ્યો. સલામતીમાં જણાવવામાં આવ્યું કે હિન્દુસ્તાન દેશના એક દસ્તુરનો ઇરાન આવનારો આ બનાવ પહેલો હતો અને તેથી ઇરાની અનજુમન ઘણી ખુશી હતી. હિન્દુસ્તાન ખાતેના હમદીનો જે ભલી લાગણીથી ઇરાનમાંની પોતાની હમકોમને મદદ કરતા રહ્યા છે તે માટે અહેશાન માની તેવી મદદ જારી રાખવાની અરજ કીધી. ટોસ્ટ અંગ્રેજીમાં લેવાયલો હોવાથી મારા ખાવીંદે તેનો અંગ્રેજીમાં જવાબ આપતાં જણાવ્યું કે જે વિશ્વાસ અને ચાહ અરબાબ કયખુશરો રાજકર્તી કોમનો મેળવવા પામ્યા છે અને જે માન ભરી જગા તહેરાનની જાહેર જીંદગીમાં તેવણ મેળવી શક્યા છે તે જોઇ અમે ઘણાં ખુશી છીએ, અને પરવર દેગાર પાસે દુઆ ગુજારીશું કે કોમ, પરકોમમાં હજી તેવણનું ઉપયોગીપણું ઘણું વધવા પામે અને વખત જતાં તેવણ પ્રધાન મંડળમાં જગા મેળવી શકે. ફેરવાતા સંજોગોમાં આપણા હમદીનોની હાલત જે રીતે બેહતર થવા પામી છે તે માટે તહેરાનની અનજુમનને મુબારકબાદી આપી સદગુણી જીંદગી, પ્રમાણીક મહેનત, ઉદ્યોગ અને સાહસીકપણાંથી તેના સભાસદો આગળ વધી અરબાબ કયખુશરોની માફક મજલીસનાં બેઠક મેળવે, શાહ સોદાગરો થાય, પરમાર્થી નરો તરીકે કોમ અને દેશની સેવા બજાવે અને પોતાનાં વહાલાં વતનની ઉન્નતિમાં ફાલો આપી જરથોશ્તી કોમને જશ અપાવે એવી દુઆ ચાહી છેવટે તેવણ ઉમેર્યું કે હિન્દુસ્તાનના જરથોશ્તીઓ જે કાંઇ સેવા પોતાના પછાત પડેલા ઇરાની હમદીનોની બજાવવા પામ્યા છે, તેની કદરશનાસી કરનારા અરબાબ સાહેબના ભલા સખુનો માટે તેવણ આભારી છે અને ખાત્રી આપી કે પોતાની ફરજ હિન્દી જરથોશ્તીઓ ભવિષ્યમાં પણ એવીજ રીતે પોતાના ઇરાની હમકોમીઓ માટે ખુશીથી બજાવતા રહેશે, પણ તેજ વખતે હવે દિવસેદિવસ ખુદ ઇરાનનાજ સપુતોની સખાવત, સેવા, મદદથી તેઓ સ્વબળવાળા થઇ પોતાના પગ ઉપર ઉભા રહેતા થાય, એ ઘણું ઇચ્છવાજોગ હતું. ઇરાની બાનુઓ સાથની મુલાકાત હવે પુરી થનાર હોવાથી મેં તેમને બે શબ્દો કહેતાં હિન્દુસ્તાનના જરથોશ્તીઓ વચ્ચે સ્ત્રીઓ પોતાની કેળવણીથી કેવો દરજ્જો ધરાવતી થઇ છે, તેની યાદ આપી, સંસારમાં જે પવિત્ર ફરજો પરવરદેગારે સ્ત્રિને માથે નાખી છે, તે વફાદારીથી બજાવતાં થઇ ઇરાની બહેનપણીઓ પોતાનાં ફરજંદોને સારી કેળવણીથી ઉધારી ઇરાની સંસારને દિપાવે એવી દુઆ ચાહી. તેમ કરતાં સદરેહ કુસ્તી તરફની તેમની બેદરકારી માટે યાદ આપતાં જણાવ્યું કે હિન્દુસ્તાનમાં તો અમે એક માણસનાં દિલ ઉપર એ પવિત્ર પહેરણું નહિ હોય તો તેને જરથોશ્તી ગણીએ નહિ, માટે આપણા ધર્મની એ નિશાનનો

પ્યારથી વળગી રહી તેઓ પોતાની જીંદગી ગુજારશે તો દાદાર અહુરમજદ તથા અશો જરથોસ્ત ખુશનુદ થશે. ભાઇ અરદેશરજીએ મારાં બોલવાનો ગુજરાતી સાર કહી સમજાવ્યો, તેનો જવાબ આપતાં અરબાબ કયખુશરોએ ખાતરી આપી કે બાનુઓ ખચીત એ બાબત ઉપર વધુ કાળજી રાખશે અને ખુદાતાલાનું ચહાનું છે તો કેળવણી જેમ વધતી જશે તેમ અમારી હિન્દુસ્તાનની હમદીન બેહનોની માફક સંસારમાં આગળ પડતો ભાગ લેશે. ખાણું ખનમ થતાં ડ્રોઇંગ રૂમમાં કેટલોક વખત ખુશ ગુફતેગોમાં પસાર કરી મોડી રાતે અમે ઘેરે પાછાં ફર્યાં.

તહેરાનમાં અમે બાર દહાડા રહ્યાં હતાં, જે દરમ્યાન અમારા યજમાન મી. અરદેશરજી તથા તેમનાં ભલાં મહેરદાર શીરીનબાનુએ અમારી સગવડ માટે ભારે મહેનત અને તકલીફ લીધી હતી તેમનો ઉપકાર માની છુટાં પડવાનો વખત આવી લાગ્યો. ભાઈ અરદેશરજી સાથની કલાકોની વાતચીતથી અમોને ઘણું જાણવાનું તથા શિખવાનું મળ્યું હતું. આપણી કોમનાં કમનસીબની વાત છે કે એવણ જેવા ઘડાયલા, પાકટ અનુભવવાળા અને બહોળી લાગવગવાળા ભણેલા ગ્રહસ્થનો સંબંધ ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીથી છુટો થવા પામ્યો છે. તેમજ વળી ઇરાની હમદીનો સાથનો એવણનો સંબંધ જેવો જોઇએ તેવો એખલાસ ભરેલો રહી શકયો નથી એ વધારે કમનસીબીની વાત છે. ઉંચી કેળવણી પામેલા અને યુરોપ, અમેરીકા, ચીન, જાપાન, સાઉથ આફ્રિકા ફરી નવી જુની દુનિઆ જોઇ વળેલા આ ગૃહસ્થ ઇરાની હમદીનોને તેમની બહેતરીનાં કામમાં ઘણી મદદ કરી શકે તેમ છે. ખુદાતાલા તેમનો અને તહેરાનની હમદીન અનજુમનનો સંબંધ મિઠાશ ભર્યો બનાવે અને એમની કિમતી સેવાનો લાભ તેને મળી શકે.

અમોએ તહેરાનથી હમાદાન થઇ બહીસ્તુન ખાતે મુકામ કરી કેરમાનશાહ થઇ ઇરાની સરહદ ઓળંગી, મેસોપોટેમીઆમાં રેલ્વેનાં પહેલાં સ્ટેશને પુગવા માટે એક મોટી વલ્કન મોટર બસ રૂ. ૧૯૫૦ માં નક્કી કરી હતી. સહવારે અગીઆર વાગતે મોટર અમારે બારણે આવી ઉભી અને અમારો સામાન તેમાં ભરાવા માંડયો. ભલાં જરથોસ્તી બાનુઓ અને ગૃહસ્થો ફુલતોરા સાથે, સારી સંખ્યામાં હાજર થયાં હતાં તે સઘળાંઓને મળી ભેટી ઘરના મુખ્ય દરવાજાની બહાર નિકળતાં વચોવચમાં જમીન ઉપર મુકેલાં એક આફરગાનીયાંમાં કાંઇ સુગંધ બળતી હતી તે ઉપરથી અમોને ઓળંગી જવાને કહેવામાં આવ્યું. અમે તેમ નહિ કરતાં થોડીક સુગંધ આતશ ઉપર મુકી પગે લાગ્યાં અને એક વાર ફરી શેકહેન્ડ શરૂ થઇ. તેટલામાં બીજા આવનારાઓના ફુલ તોરા મળતા ચાલ્યા અને અર્ધી મોટર તેથી ભરાઇ ગઇ. અરસપરસના ભલી દુઆના સખુનો વચ્ચે અમારી મોટર ચાલવા લાગી અને નજદીકમાંજ અરબાબ કયખુશરોનું આલીશાન મકાન આવતાં ત્યાંના ખીદમતગારો પણ હાથમાં ધુપદાન લઇ ઉભેલા હતા, તેઓએ તે અમારી નજદીક ધરતાં અમે પગે લાગી આગળ વધ્યાં.

# પ્રકરણ ૧૬

## તહેરાનથી કઝવીન

તહેરાનથી અમોને હમાદાન જવાનું હતું. આ બે શહેરો વચ્ચેનો તફાવત આશરે ૨૨૫ માઈલનો હોવાથી એવું નક્કી થયું હતું કે પહેલે દિવસે સાંજે અમે કઝવીન જઈ ત્યાંના આગેવાન હમદીન અરબાબ બોર્જુને ત્યાં મુકામ કરીએ અને બીજે દહાડે સહવારે જલદીથી ઉપડી તેજ દહાડે સાંજે હમાદાન પુગીએ. આ માટે તહેરાનથી અમારા મિત્રોએ કઝવીન લખાવત કરી બંદોબસ્ત કર્યો હતો અને તહેરાનથી કઝવીન સુધીનો રસ્તો જે છેલ્લી મોટી લડાઇ આગમજ રશીયનોએ બાંધેલો છે, તથા જે ઘણીજ સારી હાલતમાં છે તે ઉપરથી અમારી મોટર સડસડાટ આગળ વધી. અમારી મોટર બસ-જાણે રેલ્વેનો નાહનો સરખો ડબો હોય તેવાં મોટાં કદની હતી છતાં એવી તો મજેહની ઝડપે દોડતી હતી કે અમે તો તેની ચાલ ઉપર આફ્રીન કરતાં ખુશાલ છબે આગળ વધ્યાં. રસ્તો ભારે વસ્તીવાળો હતો અને ગાડી, મોટર વગેરેની આવજા તથા કરબલે હજ કરવા જતા હાજીઓનાં રસ્તે મળતાં ટોળાંથી મુસાફરી ઘણી સરસ લાગતી હતી. અમારી બસમાં ફુલના તોરાઓનો ઘણો મોટો જથ્થો હતો તે અમોને બેસવાની તકલીફ આપતો હતો તેથી અમે રસ્તે રસ્તે અને નાહનાં ગામડાઓમાં છુટે હાથે વહેંચતાં ગયાં જેથી અમે અમારી પાછળ ફુલોનો પમરાટ અને અમારાં નામની મુબારક યાદ મુકી રસ્તો કાપતાં હતાં. અમારી મોટર હાંકવાને જગે ત્રણ જણા બેઠેલા હતા તેમાં બે શોફરો હતા તથા એક માણસ વધારાના સાથી તરીકે આવ્યો હતો. મોટર એક ફ્રેંચમૅનની હતી તે એક આરમીનીઅને તહેરાનમાં ગયેજ અઠવાડયે ખરીદી હતી. નવી માલેકી તળે મોટર પહેલીજ મુસાફરી કરતી હોવાથી નવા માલેકનો ભાઇ અમારી સાથે આવ્યો હતો. તે પોતે શોફરનું કામ જાણતો હતો પણ અમારી બસનો હાંકનાર એક બીજો આરમીનીઅન હતો. ત્રીજો માણસ જે આશરે પચાસની ભરતીમાં હતો તે આ લોકોનો મિત્ર થતો હતો અને તેનો એક પુરો છોકરો થોડા વખત ઉપર ગુમાઈ ગયલો હોવાથી તેનો ગમ ભુલાવવા આ મિત્રો તેને મહેરબાનીની રાહે આ સફરે લઇ જતા હતા. અમે પહેલે વાંધો લીધો કે એમ કરતાં વજન ઘણો થઇ જશે ત્યારે અમોને માલેકે સધ્યારો આપ્યો કે મોટરનું ઇનજીન ઘણું ઉંચું છે એટલે ફકર ધારતી નથી, અને વળી મોટી મોટર હોવાથી બે કરતાં ત્રણ માણસ ભલાં કે કામ પડવે ઘણાં મદદગાર થઇ પડશે. આ ત્રીજા ભાઇનું નામ અલીઆગા હતું અને દેખાવે દયા ઉપજાવે તેવો નિર્દોષ, ભોલો અને ઓજ્યો હતો. આંખના ડોળા થોડા ઘણા તરતા રહેતા હતા અને તેનું કારણ થોડાજ વખતમાં જણાયું કે ભલા માણસને દારૂ પીવાની ઘણી ટેવ હતી અને પોતાની સાથે ત્રણ બાટલી અરકની લીધી હતી–

જ્યાં સુધી મોટર ચાલ્યા કરતી ત્યાંસુધી સઘળી આબરૂ જળવાયેલી હતી પણ પછી એક-પૈડાંમાંથી હવા નિકળી જતાં બધાંને નીચે ઉતરવું પડયું ત્યારે પેહલ વહેલા બીચારા પકડાઈ ગયા, કારણ પગસે પગ અથડે અને પંપ લાવવા કહે તો પેટ્રોલ લાવે એવી રીતે બીચારો લાચાર બની ગયો. મોટર બસ જેમ મોટી હતી તેમ તેનું કામ પણ કેહું ભારે હતું-ચાર પૈડાં ખરાં પણ દરએક પૈડાંને જોડેજોડ બીજું પૈડું એટલે બધાં મળી આઠ પૈડાં સંભાળવાનાં અને જ્યારે એક પૈડાંને પંકચર પડે ત્યારે બન્ને પૈડાં ઉપરથી ટાયર કાઢવાં પડે. વળી પૈડાં અને ટાયર મોટાં એટલે કાઢવાં અને ચઢાવવાં ભારે મુશ્કેલ જણાતાં. હવા ભરાઇ રહેતાં અમે આગળ વધ્યાં અને શાહઆબાદ અને કલક ગામો વટાવી બીજા ત્રણ-ચાર માઈલ આગળ ગયાં કે અમારી મોટર બસ અટકીને ઉભી રહી ગઇ. બપોરના સાડા ત્રણનો અમલ થયો હતો અને અમો તહેરાનથી પચીસ માઇલ દુર આવવા પામ્યાં હતાં. આ રસ્તો રૂશીયનોનો બાંધેલો હોવાથી અહિં માઇલને બદલે વર્સ્ટનું માપ ગણાય છે. એક માઇલનો આશરે દોઢ વર્સ્ટ થાય છે. વખાણેલી મોટરે કાંઇ કામ કાઢયું હતું અને અમે નીચે ઉતરીને પાસેનાં ખેતરમાં બળદો હળ ખેડતા હતા ત્યાં જઇને ખેતીનો ધંધો શિખવા બેઠાં. જેમ કુમથી નિકળ્યા પછી તહેરાન આવતાં સુધી અમે દેમાવંદનો પહાડ જોતાં આવ્યાં હતાં, તેમ તહેરાન છોડયા પછી પણ તે દેખાવાનો ચાલુ રહ્યો હતો. અમો તો કેટાં વળી પાછાં નાપાક જોહાકની બુરી નજર તળે સપડાયાં હતાં, કારણ અંધારૂ થવા આવ્યું અને ખેતરમાથી ખેડુતો બળદ પાગે હળો ઘસડાવતા પોતાને ગામે ચાલતા થયા, પણ મોટર તેડ હીલે કે હાલેજ નહિ. સુરજ અસ્ત પામેલા હોવાથી હવે અમોને થંડી લાગવા માંડી. તહેરાન દરિયાની સપાટીથી ૩૮૦૦ ફીટ ઉપર છે અને અમે તેની નજદીકમાં એટલી ઉંચાઇએ હોવાથી કુદરતી રીતે અમોને લખલખાં ભરાવા માંડયાં. અમે ઓવરકોટો કાઢી પહેરી લીધા અને ફાનુસો સળગાવી મોટરની નજદીકમાં જપ કરતાં બેઠાં. બે શોફરો, મારા બેટા તથા અમારા ઇરાની ભાઇ મળી ચાર તો મજબુત સમારનાર હતા અને અમારા લકડ પકડ કરતા અલી આગાને જો ગણત્રિમાં લઇએ તો પાંચ જણા મશીનના હાડકાં પાંસળાં તપાસતા હતા, પણ દરદ શું હતું અને કયાં હતું તે જણાયું નહિ. અમોને એટલો સધ્યારો હતો કે રસ્તો વસ્તીનો હતો એટલે થોડે થોડે વખતે કોઇને કોઈ જતું આવતું મળતું. વળી આસપાસ એકાદ, દોઢ માઇલને છેડે છેડે નાહનાં ગામો પણ આવેલાં હતાં. અમોને ખુબ ભુખ લાગી હતી. એટલે અમારા ઇરાની ભાઇ એક હાથ ફાનુસ લઇ નજદીકના ગામમાં કાંઇ ખાવાનું શોધવા ગયા. રાતના સવા આઠ વાગતે તેવણ એક માણસનાં માથાં ઉપર એક ખુમચો ઉંચકાવી લઇ આવ્યા અને મોટરની નજદીકમાંજ જમીન ઉપર કુંડાળું વળી અમે જમી લીધું. અમોને થંડી લાગતી હતી એટલે અમે તો મોટરની અંદર જઇને ગોઠવાયાં, કામ કરનારાઓ મોટર પાછલ પટકાઇ જતા હતા અને અલીઆગા પા પા કલાકે બાટલી મોઢાંમાં થોડી ઉંધી વાળી ખંખારા મારતા પોતે પણ શું એક સેવા બજાવતા હોય તેમ મોટરની આસપાસ ફેરા મારી ખાતા. એમ કરતાં રાતના અગીયાર વાગ્યા ત્યારે મોટર હાંકનારે શોધ કીધી કે ફલાણું ચીણું ચક્ર તુટી ગયું છે તે નવું મુકવું પડશે. હવે તે લાવવું કયાંથી તો કહે કે તહેરાનથી. આખરે એવો ઠરાવ થયો કે તહેરાન તરફ જતી કોઇ મોટર યા ગાડી મળે તેમાં વડો શોફર તહેરાન જાય અને ત્યાંથી જોઇતી ચીજ લઈ સહવારે પાછો ફરે. હા-ના કરવાનો તો કાંઇ સવાલજ નહિ હતો, એટલે ત્યારે નશિબે તહેરાન તરફ જતી

એક ગાડીવાળાએ હા ભણવાથી અમારા શોફર તેમાં બેઠા અને અમે તેવણને ધારેલું કામ ફતેહ કરી સહવારે વહેલા પાછા ફરવાની દુઆ દીધી. ઠંડી હવે વધુ લાગતી હતી. તેથી મોટરના ચોતરફના પડદા નીચે નાખી બાંધી લીધા અને બધું બંધ્યાર કરી અમે સુતાં. હવે અમારા મિત્ર મી. અલીઆગાને કેહી ઉંઘ નહિ આવતી હતી, તેવણ વખને વખત ભીંજાયા કરતા હતા એટલે તેવણે ધાર્યું કે કદાચ અમોને ઉંઘ આવે તે માટે હાલરડાં ગાવાની જરૂર હશે, તેથી તેવણે ગીત લલકારવા માંડ્યું. અમે તેવણને તકલીફ લેવા ના કહ્યું પણ તેવણે માની લીધું કે એ તો અમઠાં શરમાઇને અમારી લાયકી દેખાડવા અમે ના કહેતાં હોઇશું. આ કારણે તેવણે તો પોતાના ખોખરા અવાજે ગાવાનું ચાલુજ રાખ્યું, અને અમારા ઇરાની જવાનને બહાર નિકળી અમારા ભલા ગવૈયાને પટાવી સટાવીને જમીન ઉપર સુવાડી દિલ ઉપર એક બન્નુસ ઓઢાવી છુ કરાવવી પડી. ટેલીગ્રાફ અને ટેલીફોનખાનાં, કેરેવનસરા અને કાવાખાનાં, ઝુપડાં અને જમીન ઉપર રાતે વાસો કરવાની અમોને તક મળી હતી પણ મોટરની અંદર અગવડ સગવડે પગ વાળી રાત લેવાની મોજ તો આ પહેલીજ હતી. એ પણ વખત વહી જશે એમ મન મોટું કરી અર્ધાં સુતાં અર્ધાં જાગ્યાં એમ રાત પસાર કરી સહવારે વહેલાં ઉઠી નજદીકમાંથી વહેતાં પાણીનાં નાળાં આગળ હાથ મોંહ ધોઇ તૈયાર થયાં. ચુલો સળગાવી ચાહે મુકવાનો હજી તો વિચાર કરીએછ તેટલાં સામેનાં ગામ તરફથી બે છોકરાઓ એક ચળકતી સમાવાર અને ગ્લાસો લઇ આવતા દેખાયા. વાત એમ બની કે રાતે ગામમાંથી ભોણું લઇ જે માણસ આવેલો તેણે પોતાનાં ગામમાંથી દૂરથી જોયું હશે કે અમે તો હજી પડાવ નાખીને રહેલાં હતાં તેથી પોતાની કમાણી કરવા ચાહે તથા બાફેલાં ઇંડાં અમારે માટે વેચવા મોકલી આપ્યાં હતાં. આ છોકરાઓએ અમોને ચાહે નાસ્તો કરાવી પાછા ફરવાને બદલે અમારી મોટરની નજદીકમાં પોતાનું મુકામ કીધું અને તેઓને જોઈ આવતાં જતાં રાહદારી તેમની પાસે આવી ચાહે પી પોતાને માર્ગે આગળ વધતાં. વળી કાંઈ ચીજ જોઈતી હોય તો એક છોકરો ગામમાં જઇને લઇ આવે તેટલાં બીજો તો પોતાની કામ ચલાઉ ચાહેની દુકાન ઉપર કાયમ રહે. અમોને તો તેથી ઘણુંફાવીતું પડ્યું, જ્યારે મરજી પડે ત્યારે ચાહે લઇએ અને ઘેર બેઠાં મુસાફરો અમારે બારણે ચાહે પીવા આવે તેઓ સાથે વાતચીત કરતાં અમારો વખત નિકળવા લાગ્યો.

સહવારે સાડા નવ વાગે અમારો વડો શોફર તહેરાનથી આવી પુગ્યો અને પોતા સાથે મશીનનો એકાદ છુટો ભાગ લેતો આવ્યો. તેણે હસતે ચહેરે અમોને વધાઇ આપી કે હવે અર્ધા કલાકમાં બધું ઠીકઠાક થઇ જશે અને પછી અમે સડસડાટ આગળ વધી શકીશું. અમોએ પણ તેમાં બોલવાને આમીનના શબ્દોથી વધાવી લીધું અને મોટરનું મશીન ખોલી નવેસરથી સર્વેએ કામ કરવા માંડ્યું. અર્ધા કલાકમાં તો અલબત્તા મશીન સુધર્યું નહિ, પણ બપોરે સવા બાર થયા તો પણ કાંઇ આશા જેવું જણાયું નહિ. એક વખતે રસ્તેથી પસાર થતી એવીજ એક મોટી બસનો ભલો શોફર અમારાં દુ:ખમાં ભાગ લઇ અમોને મદદ કરવા પોતાની બસ ઉભી રાખી અમારા એન્જનેગની સાથે બોંહે ચઢાવી કામે લંગી ગયો. પણ એનજીનની બજીદ્દાઇ આગળ એન્જનેરોનું કાંઇ વળ્યું નહિ. મી. આલાઆગા ત્રણ બાટલી લાવેલા હતા તેમાંની બે પુરી થઇ હતી અને સર્વે કોઇ મોટરને નામે માથે હાથ દેતા હતા તે વખતે તેવણ તો પોપટ બની કાંઇ કાંઇ બકબકારો કરતા હતા. વળી સલામતી લેવા નો વખત થયો હશે તે ત્રીજી બાટલીનો બુચ તેવણે,



બહીસ્તુનનો પહાડ

બોલવા માંડયો. વડો શોફર મોટર સાથે ફકરી ચટકી રહેલોજ હતો તેણે, આ આપનો આર બાઇ ઉપર કાઢે તેમ મોટરનો અવેજ બીચારા અલીઆગા ઉપર વાળી નાંખ્યો. બે ચાર ઠપકાના શબ્દો બોલી હાથમાંથી બાટલી છીનવી લીધી અને. જોરથી જમીન ઉપર તેને પટકી નાખી. મી. અલીઆગાએ ફક્ત આંસુ પાડવાનાજ બાકી રાખ્યાં. બાટલી એવી રીતે કમોતે સધાવી આવી તેથી એવો તો તેવણનો ડીબો ભરાઇ આવ્યો, અને એવું કરગરીને મોઢું કીધું કે અમારો જીવ તેવણને ખાતર બળવા લાગ્યો. અમોએ તેવણને પટાવી લઇ ચાહેનાં પાંચ છીણાં ગ્લાસ ઉપરા સાપરી પાર્યા, પણ ચાહે કર્યાં અને તે બીચારાને મનસે અમૃત ગણાતો પેલો દરાખનો રસ કર્યો. એ સફેદ રસની બલીહારી એવી કે અટકી પડેલી મોટર ચાલતી દેખાય, એટલે જાણવાનુંબી નહિ, ને અમારી માફક જળવાનુંબી નહિ. રાતનીજ માફક ગામમાંથી ભોણું આવ્યું અને તે જમીને અમે સંતોષ મેળવ્યો. ભોણાવાળો જતી વખતે પુછવા બેઠો કે જો મોટર સાંજ સુધી નહિ જ ચાલી. તો સાંજે શું ખોરાક તે લઇ આવે. અમે તેને લઇ નાખ્યો કે તે અમોને અટકી બેઠેલા જ જોવા રાજી હતો, ત્યારે તેણે હસીને કહ્યું કે મોટર તુરત ચાલે તે જોવા તે ખુશી હતો, પણ અમહો સાવચેની દાખલ ફેરો બચાવવા પુછતો હતો કે સાંજે પાંચેક વાગતા સુધી તેને મોટર અહિંથી ગપલી જો કદાચ નહિ જણાય, તો તે પોતેજ તેને બોલાવવા આવવાની તકલીફ આપ્યા વગર કાંઇ ખાવાનું લઇ આવે. એ બી સારી વાત હતી એટલે અમે પણ તેને વરદી આપી કે સુરજ- અસ્ત પામવાને વખતે ખુદા નહિ કરે ને અમે અહિંજ ઉભેલા જણાઇએ તો ગઇ રાત મુજબનું ભોણું લાવવું. મોટરમાં પગ લાંબા કરી સુવાય તેવું નહિ હતું તેથી મોટરની બીજી બાજુએ જ્યાં મોટરનો છાંયડો પડતો હતો ત્યાં બિછાનું કરી જરા બરડો નાખ્યો, ને જરા વારમાં અર્ધે રસ્તે અમે અટકી બેઠેલા છીએ અને મોટર ચાલતી નથી એવો સઘળો બળાપો ભુલાઇ ગયો અને છેક સવા ત્રણ વાગે ઉઠ્યાં. હવે તો એવી ટેવ પડી ગઇ હતી કે ઉંઘને જ્યાં બોલાવીએ ત્યાં બીચારી આવતી હતી. ઘેરમાં કાંઇ છીટાં શોધીએ કે ટકીઓ આવો છે ને બિછાનું તેવું છે, એટલે જેમ ઘણું મળે તેમ લાડ પણ ઘણો સુજે. અહિં તો મળેબી નહિ ને મરડાટ સુજેબી નહિ. અમારે માટે નવું ઉંપડેલું હાવાખાનું તો તૈયાર જ હતું એટલે ચાહે પીધી અને મોટરનાં ઇનજીન આગળ અમે પણ જો કાંઇ સુચના થઇ શકે તો કરીએ એમ ધારી કમ્મરે હાથ ટેકવી બધું સાંચાકામ તપાસ્યું. સુચના તો બાજુ રહી પણ મને કાંઇ વહેમ પડયો. વાત એમ બની હતી કે આ મોટર બસ અમારા વડા આરમીનીઅન શોફરના ભાઇએ તહેરાનમાં એક ફ્રેંચમેન પાસે ખરીદી હતી. હવે બધા પૈસા તેણે રોકડા નહિ આપ્યા હશે પણ કાંઇ વાયદો દીધો હશે. એટલે જ્યારે પેલા ફ્રેંચમેને જાણ્યું કે અમે રૂ. ૧૯૫૦ માં મોટર ભાડે લીધી છે કે મારા બેટા જ્યારે મોટર જોવા ગયા ત્યારે લાગલો કહેવા લાગ્યો કે અમારે પૈસા પેલા નવા માલેકને નહિ આપવા પણ તેને બદલે તેને જ આપવા. એ તો કઢંગી વાત હતી, કારણ અમે તો નવા ખરીદનાર સાથે સાટું કીધું હતું. મારા બેટાએ કુદરતી રીતે ના પાડી અને તેઓ બન્ને જણા પેલા ખરીદનારને જઇ મળ્યા કે વાંધાનો ફેસલો થાય. તે વખતે ખટપટ થતાં પેલા ફ્રેંચમેને ધમકી આપી હતી કે મોટર કેમ ચાલે છે ને ભાડું તો કેમ પોતાને ધારેલે મકે પુગે છે તે તે જોઇ લેશે. આ વાત મેં સાંભળી હતી એટલે મેં વડા શોફરને તેની યાદ આપી કે પેલાએ કહેરને માર્યા કાંઇ કાવત્રું તો નહિ કીધું હોય, અને મશીનનો કાંઇ ભાગ કાઢી લીધો હોય યા બદલી નાખ્યો તો નહિ હોય. ખરે પગે મશીન સુધારવા

પાછળ મંડેલા રહેવા છતાં કાંઇ વળતું નહિ હતું તેથી તે પણ જરા વહેમીલો બન્યો હતો, એટલે જરા વિચાર કરી કહેવા લાગ્યો કે પાછું તહેરાન જ્યા વગર છુટકો તો છે જ નહિ, તેથી તે ફ્રેંચમેનબીજ મદદ માગવી ઠીક થશે. અમે હવે તેને તાકીદ કીધી કે જો તેની મોટર સુધરે એવું નહિ હોય તો તેહરાનથી અમારે માટે બીજી મોટર લાવવી, કારણ હવે અમે વધુ વખત ખોટી થનાર નથી. અમે તેને ધમકી આપી કે નહિ તો અમે પાસેનાં ગામથી તાર કરી બીજી મોટરનો બંદોબસ્ત કરીએછ. તેણે બીચારાએ ઘણી આજીજી કરી અમોને ખાત્રી આપી કે તે જેમ બને તેમ જલદી બધું સમાધાન થાય તેમ કરીને પાછો ફરશે. વળી પાછી તહેરાન તરફ જતી કોઇ ગાડી યા મોટરની તપાસમાં સૌ કોઇ રહ્યાં. બે મોટર અને એક ગાડી પસાર થયાં પણ તેઓમાં જગા ખાલી નહિ હોવાથી ખોટી થતાં છેક દીવાને વખતે એક ગાડીવાળા સાથે ગોઠવણ થઇ અને વડો શોફર પાછો તહેરાન ચાલ્યો. બીજી રાત જંગલમાં પસાર કરવા માટેની અમે તૈયારી કરવા માંડી. બપોરે ભીણાવાળાએ માગણી કીધી હતી કે સાંજે બોણું લાવનું કે તે વખતે અમે તેને ધમકાવ્યો હતો, પણ હવે તો જ્યારે હસ્તો હસ્તો તે બોણું લઇને આવ્યો ત્યારે અમોને પણ હસવું આવ્યું. પેલા ચાહેવાલા છોકરાઓમાંનો એક ગામ જઇને નાનું જેવું બિછાનું લઈ આવ્યો અને પુછતાં જણાવ્યું કે રાતે બધો સામાન ઉચકીને ગામ જાય અને સહવારે વળી અમારે માટે બધું પાછું ઘસડી લાવે તેના કરતાં તે લોકો રાતે મોટર આગળ જ રહેનાર હતા, અને ગોડી રાતે આવતાં જતાં રાહદારીને ચાહે પણ વેચશે અને તક મળેવે જમીન ઉપર સુઇ જશે. જમાનની તેજી અને મગજની હુસ્યારી લાવનાર દરાખનો રસ નહિ હોવાને લીધે અમારા અલીઆગાબી જલદી પોઢી ગયા એટલે અમે પણ સઘળું વગે સગે કરીને આરામ કીધો.

વળી પાછી સહવાર પડી અને ઝુહાકનાં પહાડી બંદીખાનાને મહાળે બરફનીં ટોચ અમોને દેખાવા લાગી. આ દેવેનામ દૈત્યની ચુંગાલમાંથી ક્યારે છુટકો થશે તેની રાહ જોતાં કલાક પછી કલાક નિકળી ચાલ્યા, પણ શોફરનો પતો નહિ મળે. પેલા ફ્રેંચમેન સાથે કાંઇ હાથા હાથી થઇ ગઈ, રસ્તામાં આવતાં કાંઇ અકસ્માત નડ્યો કે શું થયું કે બાર વાગ્યા તોબી શોફર નહિ મળે. આખરે ડોળા તણાવી તણાવીને છેક સવા બે વાગે એક ખાસ મોટરમાં બેસી વડો શોફર, તેનો ભાઇ જે મોટરનો માલેક હતો તે તથા પેલો ફ્રેંચમેન હથ્યારો સાથે આવી પુગ્યા. પેલા માલેકે પોતાની દલગીરી દેખાડી, આવી રીતની નહિ ધારેલી તકલીફ અમોને પડી તે માટે માફી ઉપર માફી માહી. પેલા ફ્રેંચમેને એકાદ કલાક મોટર સાથે કામ કીધું અને મોટર તો આખરે હાલતી ચાલતી થઇ.

'અમે ઉથાંગરી કરવાની તૈયારી કરતાં હતાં તેટલાં એકાએક જણાયું કે કેમેરા તથા ફીલમોવાળો બૉક્ષ ગુમ થયો હતો. રાતે સુતી વખતે મોટરની અંદરનો સામાન પહેલી રાતની માફક એક બાજુ ગોઠવ્યો હતો તે વખતે ખુણામાં મુકેલો હતો એવું મારા બેટાને યાદ આવ્યું. એટલે તો ઘંડીને લીધે પડદા નીચે ઉતારી ઢાંકયા હતા તેમાંથી સરી પડી બહાર સડક ઉપર જઇ પડ્યો હોય અને આવતાં જતાં કોઇ ઉચકી લઇ ગયાં હોય તે સીવાય બીજું કાંઈ કારણ જણાયું નહિ હતું. આખી મોટર ખાલી કરીને અર્ધો કલાક ઘણી બારીક શોધ ચલાવી પણ કશો પતો મળ્યો નહિ. લગભગ સો ઉપર ફીલમો આટલા વખતૃમાં એકઠી થયલી હતી. કમનશીબે તે આવી રીતે ગુમ થવાથી અમારાં સૌનાં દિલ રંજદા થયાં. ઇરાની ખંડીયરોનાં પીક્ચરો તો અલબતાં જાણીતાં છે. પણ આપણે પોતાને

હાથે જાતે લીધેલાં અને વળી જાણે છેક તુરતના છેલ્લામાં છેલ્લા વખતનાં લીધેલા એટલે કિંમતી ગણાય. હવે વધુ વાર ઢીલ કીધામાં સાર નહિ હતો એટલે અમે ચાલુ મુકર્યું.

સાડા ત્રણ વાગેનાં ઉપરેલાં અમે હીસરેક છોડી સવા પાંચ વાગે યેંગીમાન આવી પુગ્યાં. અમારા શોફરે મોટર ઉભી રાખી અમોને જણાવ્યું કે કઝવીન પુગીએ ત્યાં સુધી આવી સારી ઉતારાની જગા બીજી રસ્તે મળશે નહિ. જો અમે કોઇપણ રીતે રાતે કઝવીન પુગવા ધારીએ તો નવ વાગા સુધીમાં પુગી શકાય તેમ હતું, પણ કોણ જાણે વળી કાંઇ મોટરને રાતને વખતે અધવચ રસ્તે કશી હેરાનગતી પુગી તો હાડમાર થવું પડે તેથી અહિંજ રાત તોડી પાડવી સારી હતી. વળી શોફરે ઉમેર્યું કે બે રાતનો તેને ઉજાગરો હતો તેથી તેની પોતાની મરજી પણ અત્રે થોભી જવાની હતી. એમ તેમ કરવા કબુલ થયાં અને ઉતારાની જગ્યા શોધતાં અમોને કાંઇ વાર લાગ્યો નહિ કારણ અમારી નજદીકમાંજ એક બીજાંથી થોડે થોડે છેટે બે પાટીયાં ફ્રેંચ ભાષામાં લખેલાં અમોને દેખાયાં. એક ઉપર લખેલું હતું કે હોટેલ ફ્રાંસ અને બીજાં ઉપર હોટેલ પેરીસનું નામ હતું. અમે હોટેલ ફ્રાંસને વતાવવાનું નક્કી કીધું. અમારી મોટર બસનું કદ મોટું હોવાથી તે હોટેલનાં કંપાઉંડમાં દાખલ થઇ શકી નહિ એટલે સામાન અંદર લઇ શોફરો મોટરને પોતાની સાથે નજદીકની કેરવનસરામાં લઇને ગયા. હોટેલમાં અમારા સિવાય કોઇ પેસેનજરો હતાં નહિ. મકાન જુનું હતું પણ અંદરના ચોગાનમાં ઝાડો હોવાથી અમોને તો ઘણું ગમ્યું. બે રાત મોટરમાં અગવડે કાઢેથી તે આજે ઘણી સારી આસાયશ મળી અને સહવારનાં જલદી ચાહ પાણી કરી થર્મોસમાં વધારાની ચાહ ભરી લઈ યેંગીમાન છોડયું.

હીશમતઆબાદ, કીશલક અને કેવેન્દેહ છોડી સાડા દશે અમે કઝવીનની નજદીકમાં જઇ પુગા. જંજીર આગળ ટૉલ વગેરેની ગોઠવણ ચાલતી હતી તેટલામાં એક જરથોસ્તી મોટર નજદીક આવી જાણે અમોને ઓળખતાજ હોય તેમ દસ્તુર ધાલાનાં નામથી જ અમોને બોલાવી પોતાની ઓળખ આપી. આ ગ્રહસ્થ અરબાબ બોઝું હતા કે જેવણને મકાને સહવારે તહેરાનથી ઉપર્યાં પછી જો તેજ દહાડે સાંજે કઝવીન અમે જઇ પુગતે તો રાત પસાર કરવાની હતી. અરબાબ બોઝુંએ અમોને જણાવ્યું કે ત્રણ દહાડા થયા તેઓ અમારી રાહ જોતા હતા અને તહેરાન તાર કરીને પણ ખબર પુછાવી. તેવણ અમારી મોટરમાં દાખલ થયા અને પોતાની સાથે બીજા હમદીનો હતા તેઓ સાથ ઓળખ કરાવી. તેઓને અમારિ 'પછવાડેની ઘોડા ગાડીમાં આવવાનું કહી મોટર પોતાનાં ઘર તરફ હંકારાવી.

)

# પ્રકરણ ૧૭

## કઝવીન

લાંબા વખતથી તવારીખમાં જાણીતાં થયલાં આ શહેરનાં બજારો અને દુકાનોની હાર વટાવી અમે અરબાબ ઓર્ઝુના મકાન ઉપર આવી પુગ્યા. તહેરાનથી આવતાં અમારા બે કિમતી દહાડા ભાગેલા હોવાથી અમે કઝવીનમાં થોભવા ચાહતાં નહિ હતાં, પણ અમારા યજમાને જણાવ્યું કે કઝવીનમાં આશરે ૨૫ જરથોસ્તીઓ છે તેઓ અમોને મળવા આતુર હતા, તથા તે ઉપરાંત કેટલાક બહાઇ મિત્રો મારા ખાવીંદ સાથે મુલાકાત લેવા ચહાતા હતા. તહેરાન ખાતે થયલા મેળાવડાઓની જે વીગત ત્યાંનાં ન્યુસ પેપરમાં છપાઇ હતી તે આ ભાઇઓએ વાંચી હશે તે ઉપરથી મેળાપ કરવા ઇંતેજાર હતા. જે પચીસ જરથોસ્તીઓની અત્રે વસ્તી હતી તેમાં આઠ બાનુઓ હતાં. અરબાબ ઓર્ઝુ પાંચ પૈસે સુખી છે, કેટલીક ઇમારતોના માલેક છે અને એકથી વધુ ધંધામાં પડેલા છે. તેઓ લેમોનેડ બનાવવાનું એક કારખાનું પણ ધરાવે છે. કહે છે કે શરૂઆતમાં કેટલાકોએ વાંધો ઉઠાવ્યો કે એક જરથોસ્તીનો બનાવેલો લેમોનેડ મુસલમાનથી નહિ પીવાય. તે ઉપરથી આ ચતુર વેપારીએ મુલ્લાંઓને ઘેર બેઠાં ભેટ રોજ બાટલીઓ પુગાડવા માંડી, તેની અસર એવી થઇ કે તેમનો બનાવેલો લેમોનેડ પીવો રવા છે એવો ફતવો મળ્યો. શહેરના બીજા જરથોસ્તીઓ બપોરે મુલાકાતે આવ્યા અને રાતે અમારી સાથે જમવાને અમારા યજમાને બધા ભાઇઓને નોતરૂં દીધું. કઝવીન જેવાં ગોટાં શહેરમાં હજી વધુ જરથોસ્તીઓ આવી ધંધે લાગે તે ઇચ્છવા જોગ છે.

રાતે સાડા સાત વાગે બહાઇ ધર્મમાં દાખલ થયલા મુસલમાન ગૃહસ્થો પંદરની સંખ્યામાં ઘેર આગળ ભેગા મળ્યા. ખેરઆફીયત પુછાયા પછી સર્વેને રાબેતાં મુજબ ચાહ વગેરે આપવીમાં આવી. મુલાકાતે આવેલા ગૃહસ્થોમાં બે જણ સારૂં અંગ્રેજી બોલતા હતા. બહાઈ પંથવાળાઓની સંખ્યા ઇરાનમાં કેટલાક લાખની ગણવામાં આવે છે અને દેશનાં ઘણાંક કેળવાયલાં અને લાગવગવાળાં કુટુંબો આજે આ પંથમાં જોડાયલાં છે. આગળાં વર્ષોમાં જ્યારે આ લોકોની ઉપર રાજકર્તા કોમ તરફથી જુલમાત ગુજરતો હતો, યા બાજે વખતે તેમની કતલ થતી હતી, તે વખતે જેટલી છુપી રીતે આ ધર્મ માનનારાઓ પોતાના એતેકાદ મુજબ વર્તતાં હતા તેને બદલે હવે ઘણી હદે જાહેર રીતે રહે છે. બહાઇ પંથ ધર્માંધપણાં અને ઝનુનને દૂર કરી ઉદારપણે બીજા ધર્મો તરફ જોતાં શિખાડતો હોવાથી તથા સ્ત્રિ જાતીને ઘણો ઉંચો દરજ્જો તેનાં શિક્ષણમાં આપેલો હોવાથી છેલ્લાં વિસ વર્ષમાં ઇરાની જીંદગી ઉપર ઘણી સારી અસર થઇ છે અને મુલ્લાંઓનો દોર તોડવામાં તેથી ઘણી સવળતા થઇ છે. નવા પંથની આ સઘળી સેવા કબુલ રાખવા છતાં આપણા ઇરાની હમદીનો

ઇરાનમાં તેમજ મુંબઇમાં બહાઈ પંથમાં જોડાય છે તે આપણે માટે દલગીરી ભરેલું છે. આ ભાઇઓ આ પંથના સ્થાપકને ખુદાતાલા તરફના મોકલેલા છેલ્લામાં છેલ્લા પયગમ્બર ગણે અને તેવણને સોશ્યોશ યા બહેરામ વરજાવંદ તરીકે આવેલા માને છે. પાછળથી અમારા જાણવામાં આવ્યું કે કઝવીનમાં અમોને મળેલા જરથોસ્તીઓ મોટે ભાગે બહાઇ હતા. આખાં ઇરાનમાંના આપણા હમદીનોમાં બહાઇ ધર્મ કેટલા માને છે એ જાણવું સહેલ નથી. કારણ એક તો સુધરેલાં દેશોની માફક ઇરાનમાં સરકાર તરફથી વસ્તીની ગણતરી થતી નથી એટલે કોઇ પણ બાબતના સતાવાર આંકડા મળી શકતા નથી, અને વળી જેમ આપણે ઉપર જોયું કે પોતાની નબળાઇની હકીકતો આપણી જાણમાં નહિ આવે તેની તેઓ સંભાળ લેતા હોવાથી સાધારણ રીતે આપણને બાતમી મળી શકે નહિ. પણ એવે ઠેકાણે આપણા અત્યાર સુધીના એજંટ મી. અરદેશરજી પોતાના ત્રણ દાયકાના જાતુકના ઇરાનમાંના વસવાટને આધારે જે કહી શકે તે સૌથી વધારે ભરોસાદાર ગણી શકાય. [એવણ ભાઇનાં મત મુજબ જરથોસ્તી કોમમાં બહાઇ થયલાઓની સંખ્યા મોટી છે. વાત એમ છે કે જરથોસ્તી ધર્મગુરૂ વર્ગ ઇરાનમાં બીન કેળવાયલો અને પછાત છે. એટલે પોતાની કોમની ધર્મ સંબંધી રાહબરી કરવા માટે તે તમામ અશક્ત છે. પરિણામમાં જેઓને કાંઇ ધર્મનું જાણવાની, શિખવાની આરજુ થાય તેઓ એ રીતે કોમમાંથી બહાર નજર દોડાવી પરાયા ધર્મનો આશરો લેવા પામે. મુલાકાતે આવેલા મિત્રોએ ખાસો એક કલાક ઘણી મર્યાદા અને સહનશીલતાથી ધર્મ અને ફીલસુફીને લગતા સવાલો ઉપર વાદવીવાદ કીધી અને પછી છુટા પડ્યા.

અરબાબ બોઝુંને ત્યાં એક ઘણો સુંદર કુતરો હતો. તેનો જન્મ રશીયામાં થયો હતો અને તેનું રશીયન નામ ફીડલ એટલે વફાદાર હતું. તેનો રશીયન માલેક તેને ઇરાન લાવ્યો હતો પણ છેલ્લી લડાઇ જાગતાં તે રશીયન પોતે લડાઇ ઉપર ગયો તે વખતે એક આરમીનીઅનને આપી ગયો. પાછળથી આ આરમીનીઅન પણ લડાઇ ઉપર ગયો ત્યારે અરબાબ બોઝુંને કુતરો સ્વાધીન કરી ગયો. અરબાબને ત્યાં કુતરા ઉપર ઝાઝું હેત હોય એવું અમે જોવા નહિ પામ્યાં અને મારો ડોળો તેનામાં ખોભાયલો હતો એટલે મેં તેની માગણી કરી, અને અરબાબનાં ધણીયાણીએ જણાવ્યું કે તેવણને ત્યાં કુતરો હાડમાર થતો હતો તે ઉલટો હવે સુખી થશે. હજી અમોને મોટરમાં સેંકડો માઇલો જવાના હતા, તે પછી મેસોપોટેમીઆમાં રેલ્વે મારફતે અને પછીથી સ્ટીમર મારફતે દરિયો ઓળંગી હજાર માઇલ જવાનું હતું. અમારી મુસાફરીના આ નવા સાથીને બહારગામ અમારી સાથે આવવાનું હોવાથી તેવણને નહવાડીને સાફ કીધા.

બીજે દહાડે સહવારે ફીડલની ઘણી નામરજી વચ્ચે સાંકળે બાંધી તેવણને મોટરમાં ચઢાવ્યા અને અમે અમારા નવા યજમાન અરબાબ બોઝું, તેમનાં મહેરદાર અને કુટુંબીઓ તથા બીજા મિત્રોને મળી ભેટી મોટરમાં બેઠાં. વડો શોફર એક બાજુએથી આવી અમારા ઇરાની ભાઇને કાનમાં ફુંક મારી ગયો કે એક માણસ માગણી કરે છે કે તેની એક મોટરનું મશીન બગડી ગયુંછે ને ચાલતું નથી તથી તેની મોટરને અમારી મોટરની પછવાડે દોરડાએ બાંધી હમાદાન લઇ જવી. તે માણસ સાથે હમેશાં તેને કાંઇ કામ હોવાથી તે પોતે તેને ના કહી શકશે નહિ માટે બાઇએ વાંધો લઇ તેને તેમ કરતો અટકાવવો. થોડે વારે એક ખટારા જેવી મોટર ઘસડતા, ઘસડતા થોડાક જણા લઈ આવ્યા ને દોરડું લઇ અમારી મોટરે બાંધવા લાગ્યા કે મેં લડત માથે ઉપાવી. અમારો શોફર પૈસાઓના

દેખતાં પોતે ભલાઇ લેવા મને સમજાવે કે એમાં કાંઇ અડચણ નથી, મોટર કાંઇ ભારીક નથી, પોતાની મેળે ઘસડાઇ આવશે, વગેરે. મેં અમારા શોફરને ધમકાવ્યો અને કેટલીક ધાંધલ ધરપચ કીધી ત્યારે જેમ તેમ પેલાએ પીછો છોડયો અને અમે કઝવીન છોડી ચાલ્યાં.

## પ્રકરણ ૧૮

### કઝવીનથી હમાદાન

સહવારનાં ઉપરેલાં અમે કીઆક, નવેંદ, આબે ગર્મ આગળ આવતાં કરધન પહાડનું ઢોળાણ પસાર કરી બાર વાગે આવેહ તરફ આવી પુગ્યાં. રસ્તામાં કંઇ ખાસ અડચણ અમોને પડી નહિ. અમો તેજ દિવસે હમાદાન પુગવા ચહાતાં હોવાથી કંઇ પણ નકામો વખત નહિ ગુમાવતાં ચાલુ ધસ્યાં જતાં હતાં અને મોટર પણ આજે તકલીફ નહિ આપતી હતી. અમારા શોફરે કઝવીનમાંથી મોટરનાં ઇનજીનને ખોરાક આપવા પેટ્રોલ લઇ લીધું હતું, તેમ મી. અલીઆગાએ પોતાના શરિરનાં સાંચા કામને ગરમી આપવા દારૂ ખરીદી લીધો હતો, અને બપોર સુધીમાં તો તેવણ પાછા પોતાની આગળી દશામાં આવી ગયા હતા. અમારા કુતરાને વખતે વખત જ્યારે મોટર રસ્તે થોભતી ત્યારે નીચે ઉતારી ફેરવતાં, પણ તેની નજર હજી કઝવીન તરફ જ લંબાયલી હતી. જો જરા હાથમાંથી સાંકળ છટકે તો એવણ અમોને છોડીને નાહસી જાય તેવું હતું. પોતાનાં ફીડલ એટલે વફાદારનાં નામને સાચા નિવડી તેવણ પોતાના આગળા માલેક પાસે દોડી જવા તત્પર હતા. અમે તેવણને ઘણુંબી સમજાવ્યું કે માલેકે પોતાની રાજી ખુશીથી તેવણને અમારા હવાલામાં સોંપેલા હોવાથી માલેક તરફની તેવણની વફાદારીની મુદત પુરી થઇ હતી અને હવે તો તેવણે અમોને વફાદાર થતાં શિખવું જોઇએ. પણ તેવણ ઉપર કશી સમજાવટ કારગાત લાગી નહિ અને ચાલતી મોટરે પણ બારીએથી ઉકાવી જાણે તક મળે તો તેવણ કુદી પડવા તેયાર હતા. રસ્તામાં કાવાખાનાં આગળથી પસાર થતાં અમે ચાહ સાથે લેઇ લીધી હતી તથા બાફેલાં ઇંડાં ખરીદયાં હતાં. ચાલતીજ મોટરે આ ઇંડાં અને તહેરાનથી મીસીસ અરદેશરજીએ બીસ્કીટનાં જેવાં કકડાં નાનની એક નાહની જેવી ગુણી ભરી આપી હતી તે ખાઇ સંતોષ મેળવ્યો. આ નાન માટે અમોને કહેવામાં આવ્યું હતું કે તે ત્રણ ચાર મહિના સુધી જેવાં તે તેવાં રહેશે તે મુજબ ખરેખર વખતે વખત અમે રસ્તે વાપર્યાં અને બગદાદ પુગ્યાં ત્યાં સુધી અમોને કામે લાગ્યાં.

માહનીઅન, સીરઆબ અને ખેલતવ છોડી અમે આગળ વધ્યાં કે મોટરને પંકચર પડ્યું. જેમ કાર મોટી તેમ તેનું કામ પણ મોટું. પહેલે તો તેને જમીનથી અધર કરવા માટે સ્ક્રુ ફેરવી ઉપર ઉંચકતાં જ થાક લાગે અને પછી જોડયાં પૈડાનાં બે રબર કાઢી સમારકામ કરી હવા ભરી પાછાં રબર પૈડાં ઉપર ચઢાવવાનાં એટલે વખત પણ વધુ જતો હતો. ત્યાંથી ઉપરેલાં આઘાણુલાઘ થઇ સાંજે પાંચ વાગે અમે હમાદાન આવી પુગ્યાં.

હમાદાન દરિયાની સપાટીથી ૬૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે એટલે તહેરાનથી અત્રે આવી પુગતાં અમે બે હજાર ફીટ પાછાં ઉંચે ચઢી આવ્યાં હતાં. શહેરની

આસપાસ માહલોના વિસ્તારનું ચોમેર મેદાન છે અને તેની બે બાજુએથી ૧૨૦૦૦ ફીટની ઉંચાઇનો અલવંદ પહાડ દમામદાર દેખાવ સાથે ઉભેલો નજરે પડે છે. શહેરમાં આવી પુગવાની બે કલાક આગમજ મારા ખાવીંદે હમાદાનની આગળી જાહોજલાલી ભરેલી તવારીખની યાદ આપી હતી. ૨૬૦૦ વર્ષ ઉપર મીડીયન પાદશાહોના વખતમાં આ શહેર રાજધાની શહેરની પદવી ભોગવતું હતું અને જેમ આપણી મુંબઇની સરકાર મુંબઇ, મહાબળેશ્વર અને પુના ખાતે જુદી જુદી મોસમ દરમ્યાન જઇને મુકામ કરે છે તેમ હખામની પાદશાહો જેઓ વસંત ઋતુના વખતમાં પર્સીપોલીસ ખાતે રહેતા હતા, ચંડીની મોસમમાં સુસામાં મુકામ કરતા હતા તેઓ ગરમીના હીંગામ ઉપર હમાદાન કે જે ગ્રીક તવારીખમાં એકબેટાના નામે મશહુર થયલું છે ત્યાં આવી વસતા હતા. સઘળી તરફના વેંજારના રસ્તાઓનું આ શહેરમાં સંગમ થતું હોવાથી અસલ વારેથી વેપાર વણજને લગતી ધમાલ. પણ અહિં વધુ હતી. એ ઉપરાંત આ બાદશાહી શહેર માટે બે કલાક આગમજ એટલી તારીફ સાંભળી હતી કે જ્યારે હવે તેની નજદીકમાં આવી પુગ્યાં ત્યારે જીવ ઘણો ખાટો થવા લાગ્યો. આગળા પાદશાહી મેહલો, આલીશાન મકાનો અને રાજવંશી રચનાનું નામ નિશાન હતું નહિ અને તેને બદલે કચરા, કાદવની ભરેલી ગલીઓ, ખાડા ખબોચીઆંવાળા રસ્તા, કચરા પુંજાના ઉકરડા અને રાબેતાનાં ઉંચી મટોડાંની દેવાલોના ઘેરાવામાં ભરાયલાં ઘેરોનું આ શેહર હતું. આવું થર્ડ કલાસ શેહર એક વખતનાં જગતમાં મશહુર થયલાં પાયતખ્ત શેહરની જગા ઉપર શોભતુંજ નહિ હતું. હજી પસાર્ગેદ અને પર્સીપોલીસની સરજત સારી કહેવાય, કારણ તે નામીચાં પાયતખ્તો પોતાનાં કેટલાંક ખંડીએરો સાથે પોતાની આગળી કિર્તીની મુગી યાદ આપતાં માહલોના વિસ્તારની એકાંત જગામાં જુના જમાનાનો આબેહુબ ચિતાર આપતાં ઉભાં છે. અહિં તો જુનાં આબાદ શહેરની ખાક ઉપર નવું કંગાલ શહેર ઉગી નિકળ્યું છે. શેહરની વચમાંથી નદી પસાર થાય છે અને તે ઉપર જગેજગ ઉભાં ચઢાણ અને ઢોળાવદાર ઉતરાણવાળા એક કમાનના અગવડ ભરેલા પુલો બાંધવામાં આવેલા છે. શહેરની વસ્તી ૩૫૦૦૦ માણસોની છે, જેમાં મુસલમાનો ઉપરાંત આર્મીનીઅનો અને યાહુદીઓની સંખ્યા મોટી છે. જરથોસ્તી વસ્તીમાં છાપરખાનામાં કામ કરતા ફક્ત બેજ જરથોસ્તીઓ અહિં રહે છે. અમો જ્યારે તહેરાન ખાતે હતાં ત્યારે ડાકટર સાઇદ ખાન નામના એક બહોલી માહકીવાળા નૅસ્ટોરીઅન ક્રિસ્ચીઅન ભલા તબીબ મિત્ર જેઓ સાહીત્યના પણ શોખીન હતા તેઓએ હમાદાનમાં પોતાના જમાઇ જેવણ પણ તબીબ હતા તેવણને ત્યાં ઉતારો લેવાની અમોને માગણી કીધી હતી. અમો હમાદાનમાં વધુ વખત રહેવા માગતાં નહિ હતાં, તેથી અમે કોઇને તકલીફ આપી નહિ. હમાદાનમાં હૉટેલની સગવડ પણ અમે તો કરકસરના હેતુથી એક મકાનના બે ઓરડા એક રાત માટે બે રૂપીએ ભાડે લઇ ત્યાં રહ્યાં. ઘરના માલેકે પકાવી આપવાનું પણ માથે લીધું અને ખાણું ખાઇ અમે રાત પસાર કરી.

હમાદાનમાં દાખલ થતાં માટીડાઓના માથાના પહેરવાશમાં અમે ફરક જોયો. અત્યાર સુધી ગરીબ તથા વચલે વાંધેનાઓ અસલી ઢબની મેદાંના ચામડાંની બનુન રોફી ૭ આંગળ ઉંચી કાળા ટોપી પેહરતા હતા તે હવે ખાસી દશથી બાર આંગળ ઉંચી દેખાવા લાગી. હમાદાનીઓ ચામડાં કેળવવામાં અને તેની તરેહવાર ચીજો બનાવવામાં ઘણા હુશીયાર છે. આ ધીકતા ધંધામાં જરથોસ્તીઓ હાથ નાખે તો મજેહનું કામ કરી શકે તેમ છે.

આગળી મોટાઈની યાદ આપનારી કોઇ જળવાઇ રહેલી ચીજોમાં એક જરથોસ્તીનું ખાસ ધ્યાન ખેંચી શકે તેવી ચીજોમાં શહેરથી એક કલાકના રસ્તા ઉપર આવેલી પહાડી ટેકરી ઉપર કોતરી કાઢેલી બે તાકોમાં પાદશાહ દરાયસ અને ઝર્કઝીસની ખીલારેકી લેખોની બે મોટી તખ્તીઓ તથા બીજી તરફ એક અખંડ પથ્થરમાંથી કોતરી કાઢેલો બાર ફીટની લંબાઇનો એક સીંહ છે. આગળા પાદશાહી દોર અને સત્તાની પોતાનાં પુરાણા શહેરમાંથી એક પછી એક નાશ પામતી નિશાનો જંગલના આ પાસબાન રખેવાળે સદીઓ દરમ્યાન લાચારીથી જોઇ હશે. હાલને કાજ તો અહિંનાં વહેમી લોકો તરેહવાર માનતાઓ તેની ઉપર ચઢાવે છે, તેલ તેને કપાળે લગાડે છે અને દર્દીઓ તેની પાસે દુઃખ સાજું કરવામાં મદદ માગે છે, વાંજણી ઓરતો તેને બચ્ચાં માટે અરજ ગુજારે છે, અને વાપાનાં આરેશાં તેની પાસે દોલતની માંગણી કરે છે, હજારોની અરજ વાંચનાર આ સીંહરાજ પણ જમાનાની ગીરદેશથી બચ્યા નથી, અને પોતે બીસ્માર થતા જાય છે.

શહેરમાં દરેક ઠેકાણેથી વખતે વખત જુના સીકકા અને બીજી ચીજો મળતી રહે છે અને વિધ્વાનો માને [illegible] કે અહિં માણસોના વીસ્તારમાં શોધખોળ માટે ખેતર પડેલું છે.

# પ્રકરણ ૧૯

## હમાદાનથી બહીસ્તુન

હજી પુરૂં પાધરૂં ઉજરડું થવાનું હતું તેટલાં તો અમે શહેરની જંજીર ઑરીસ વટાવી આગળ નિકળી ચાલ્યાં. રસ્તો પહાડી ચઢાણ ઉતરાણનો આવતો હતો, પણ સામટી રીતે લેતાં તો હવે અમે નીચે ઉતરતાં જતાં હતાં. જ્યારે પણ ચઢાણનો ભાગ આવતો ત્યારે અમે નીચે ઉતરી ચાલતાં અને મશીન જોર કરી ધીમે ધીમે ઉપર ચઢે તે રખે એકાએક નીચે ગબડી આવે તે માટે સંભાળને ખાતર મોટા પથરા બે ત્રણ રાખતા, અને જેવી મોટર એકાએક અટકી જતી કે પૈડાંની નીચે પથરો મુકી દેતા કે જેથી પાછળ ગબડતી અટકી શકે. આ કામનું ઉપરીપણું મી. અલીઆગાને સોંપેલું હતું અને તેવણ એમથી તેમ પથરા લઇ દોડતા તે ઘણું રમુજી લાગતું. રસ્તો જો કે સારો હતો તો પણ તહેરાન અને કઝવીનની વચ્ચે છોડી આવ્યાં તેવો સરસ તો નહિ હતો. આસપાસ ખેતીવાડી અને નદી, ઝરાનાં પાણીથી થયલી આબાદી જગેજગ નજરે પડતી હતી. અહિંથી છેક કસરે શીરીન પુગ્યાં ત્યાં સુધી મોટરને એક ખાસ તકલીફ એ પડતી હતી કે સડકની બન્ને બાજુ આવેલાં ખેતરોમાં પાણી પહોંચતું કરવાની એવી ગોઠવણ કીધેલી હતી કે એક ખેતરમાં પાણી પુગાડયા પછી સડકની બીજી બાજુએનાં યાને સામેનાં ખેતરમાં પાણીને વહેતું કરવા માટે સડકને તોડી થોડોક નાળાં જેવો ભાગ બનાવી કામ લેવાતું હતું. એવી રીતે ખટકે જટકે સુકાયલી યા કાદવવાળી યા વહેતાં પાણી સાથની છાલકી નાળીઓ મોટરને કુદાવવી પડતી. જો મોટર જોરમાં દોડતી હોય તો તેને વખતે વખત એવે ઠેકાણે ધીમી કરવી પડતી હતી કારણ નહિ તો આંચકા સખત લાગતા હતા. ગામ પછી ગામ અને ખેતર પછી ખેતર વટાવી, એક વખત પંકચરને લીધે એક કલાક ખોટી થઇ, દૌલત આબાદ, કંગવર છોડી સાંજે પાંચ વાગે અમે સહનેહ ગામ આવી પુગ્યાં. હજી બહીસ્તુન ગામ પુગવા માટે અમોને ચૌદ માઇલ કાપવાના હતા. અમારા શોફરનું કહેવું એવું હતું કે હવે થોડા વખતમાં અંધારૂં થશે માટે રાત અહિંજ તોડી પાડવી અને સહવારે જલદી બહીસ્તુન ચાલી જવું. અત્રે ઉતારાની સગવડ સારી હતી, જ્યારે બહીસ્તુનમાં તેમ નહિ હતું. મારા ખાવીંદને આ વિચાર પસંદ નહિ આવ્યો. એમનું કહેવું એવું હતું કે એકબારગી અહિંનાં કરતાં બહીસ્તુનમાં ઉતારાની જગ્યા ખરાબ પણ મળશે તો તેની ફીકર નહિ, પણ તે છતાં બહીસ્તુનનાં મોઢાં આગળ આવેલાં છીએ તો જીંદગીની એક રાત આ યાદગાર જગે પસાર કરવાની મળશે તે તક ચુકવી નહિ જોઇએ. આખરે અમે પાછું હંકાર્યું અને રાતે ચાંદરણાની ખુશનુમા રોશનીની વચ્ચે અમે નદી અને ખેતરો પસાર કરી બૃહીસ્તુન ગામમાં આવી પુગ્યાં.

બહીસ્તુનનો પહાડ અને તે ઉપર કોતરેલા નક્ષો તથા લેખો સડકની તદન-લગોલગ આવેલા છે. પહાડનાં હેઠાણમાંજ સડક અને ગામડું આવેલું છે. જ્યારે અમારી મોટર ગામમાં દાખલ થઈ તે વખતે પહાડ ઉપર ચાંદરણાને લીધે બે ત્રણ ઠેકાણે જાણે મોટી તાક હોય તેવા પહાડના કોતરીને સાફ લીધેલા ભાગો અમોને નજરે પડતાં અમે અટકળ કરવા લાગ્યાં કે લેખોવાળો ભાગ કયો હશે. અઢી હજાર વર્ષ ઉપર જ્યારે પાદશાહ દરાયસ આ યાદગાર લેખો કોતરાવતા હશે તે વખતે બાદશાહી દોર દમામ ત્યાં રાજ કરતો હશે. પાદશાહ પોતે જ્યારે અત્રે છાવણી મારી થોભતા હશે ત્યારે ગામ વાજી ગાજી રહેતું હશે. આજે તેને બદલે કંગાલ ઝુપડાં સાથનું ગંદીલું ગામડું અને ગામડીયાઓ નજરે પડે છે. એક ઓરડામાં અમે સમાવેશ કીધો અને જમવા ખાવાનો બંદોબસ્ત ગામમાંથીજ કરી લીધો. રાત ચાંદરણી હતી અટલે મોડી રાત સુધી પહાડ ઉપર દેખાતાં ઝાંખા કોતરકામને ફરી ફરીને અમે જોયા કીધાં.

ગામના માલેકનાં બોમ્યાપણાં હેઠળ અમે સહવારે સુરજ ઉગતાંમાં બહાર નિકળ્યાં. રાતે પહાડ ઉપર કોતરેલા હોય તેવા બ્લોકો યા તાકો જેવા દેખાવો નજરે પડતા હતા. તેમાં એક ગંજાવર કદનો પહાડી ભાગ છીણી હથોડીએ છોલી, ખણીને તૈયાર કીધેલો હવે દેખાયો કે જે ઉપર કોતરકામ કર્યાં નથી. કોઇ મોટો નક્ષો માટે ભોંય સાફ કરી રાખેલી છે પણ તે ઉપર થનારાં પાદશાહી કોતરકામો કાંઈ રાજપાટની ઉથલપાથલને લીધે થતાં રહી ગયાં છે; જે મોટી તખ્તી રાતે અમોને મોટરમાંથીજ નજરે પડી હતી, તે તો કેટી ફકત સો વર્ષની જુની અને અરબી ભાષામાં કોતરેલી માલમ પડી. અહિં ઘણો દલગીર થવા જોગ બનાવ એ હતો કે જે મુજબ આગળાં પાનાંઓમાં આપણે જોઇ આવ્યાં કે ફતેહઅલી શાહે રય શહેરમાં અસલનું સાસાનીઅન કોતરકામ છોલાવી નાખી તેની ઉપર પોતાનો નક્ષ કોતરાવ્યો હતો તેમ અહિં કોઈ સખીવજુદ સાહેબે આજથી સો વર્ષની વાત ઉપર એક કેરેવનસરા બહીસ્તુનમાં બાંધી તેના નીભાવ,માટે બે ગામડાંની આવક લખી આપી હતી. પોતાની આ સખાવતની યાદગારી પથ્થરમાં કાયમ રાખવા મહાન પાદશાહ દરાયસના લેખો જોઇ પોતે લલચાયા હશે એટલે પાર્થીઅન વંશનું લગભગ બે હજાર વર્ષનું તવારીખી કોતરકામ અર્ધું ઉપર છોલાવી નાખી તેનેજ જગે પોતાનો લેખ કોતર્યો છે. હવે પહાડ ઉપર અમે ચડવા માંડ્યું અને ગાઇડ અમોને એમથી તેમ વાંકો આપી જ્યાંથી રસ્તો સારો હોય તેમ ઉપર લઈ જતો હતો. ચઢાણ સહેલું નહિ હતું, તેમાં ઉપર પહોંચતાં તો નાહના નાહના ડુંગર જેવા પથ્થરો વચ્ચે જડેલા ઓળંગીને, ચઢીને યા વટાવીને આયંદે અમે ઉપર આવી પુગ્યાં. આ ઠેકાણે પહાડની ઉપર જાણે વીસ પચીસ ફીટ લાંબો, ને પહોળા ત્રણ બાજુએ ઉંચા પહાડોથી ઘેરાયલા અને વચમાંથી આસમાન દેખાય તેવા ખુલ્લા ગુફા જેવી જગામાં અમે આવી ચડ્યાં. જાણે નવો સવો કોઇ પહાડ તુરતનોજ ફાટેલો હોય તેમ મોટા મોટા રાક્ષસી પથ્થરો એક એક ઉપર ચોમેર પડેલા હતા તે કુદાવી અમે જે બાજુએ લેખો વગેરેની તખ્તી હતી તેની સામી બાજુએ જઈ જેટલું દૂર જવાય તેટલું દૂર એટલે કે પહાડી દિવાલને અડકીને બેઠાં. અહિંથી લેખો અને કોતરકામ ઉંચું ડોકું રાખી અમે જોઇ શકતાં હતાં. નક્ષો તથા લેખો આ ઠેકાણે એવાં ઉભાં ચઢાણવાળા ખડક ઉપર આવેલા હતા કે ત્યાં જવા માટે યા તો પરાંચો બાંધી ઉપર જઇ શકાય યા તો કે પહાડી માણસો દૂરથી ચકરાવો લઇ ઉપર આવી અને પછી આપણને દોરડાંએ બાંધી ઉપર ખેંચી લેએ.

તોજ બની શકે. ગલી જેવી સાંકડી આ પહાડી કડણુમાં અમે બે કલાક પસાર કીધા અને જુદે જુદે ખુણેથી દૂરબીનની મદદથી તેમજ ખુલ્લી આંખે જેટલું જોવાય તેટલું જોયું. અઢી હજાર વર્ષની લાંબી મુદત તરફ જોતાં આ નક્ષો તથા લેખો સારી હાલતે સચવાયલા ગણાય.

નક્ષની અંદર સઘળા આકારોમાં પાદશાહ દરાયસ સૌથી મોટાં કદના છે જ્યારે બીજા સઘળાઓ કદમાં તેમનાથી ઉતરતા છે. પાદશાહે પોતાનો જમણો હાથ પોતાની સામેના બંધવાઓને કાંઇ હુકમ આપતા હોય તે ઢબે ઉંચક્યો છે અને ડાબો હાથ કમાન ઉપર ટેકવ્યો છે. બંધવાઓની સંખ્યા નવની છે અને તેઓને સૌના હાથો પછવાડે બાંધી એક બીજાની પાછળ હારમાં ઉભા રાખી જાણે વંજારનાં જાનવરોને એક એક સાથે રશીએ જોડે તેમ દરેકને ગળાંમાંથી બાંધેલા છે. પાદશાહના પગની નીચે એક માણસ ચટટો સુઇ ઉંચા હાથે આજેજી કરતો જણાય છે. પાદશાહની પછવાડે ખીદમતગાર ઉભેલો છે, અને તેની પાછળ હાથમાં ધરેલા ઉભા ભાલા સાથે એક ચોબ્દાર ઉભેલો જણાય છે. રાજાનાં માથાં ઉપર શોભેતા મુજબનો અહુરમજદનો યા ફ્રોહરનો પાંખવાળો ચિતાર નજરે પડે છે. કોતરકામની નીચે તથા કેટલીક હદે બન્ને બાજુ ઉપર ખીલાશેકી લેખોની મોટી તખ્તીઓ આવે છે. પહાડ બીહકટ કડણુમાં હોવાથી તથા કોતરકામ અને લેખો ઘણાં ઉંચે હોવાથી માણુસ જાતથી તેને કશી અલવલ પંહોચી નથી પણ પહાડને મથાળેથી વહેતાં વરસાદનાં પાણીની અસર કેટલેક ઠેકાણે દેખાઇ આવે છે. જે જગે અમે બે કલાક પસાર કીધા હતા તે જગે પાદશાહ દરાયસ તેમનાં રાજવંશી કુટુંબીઓ, અમીરો ઉમરાવો, સપેહસાલારો વગેરે સાથે અનેક વખત આવી ગયા હશે. નામીચા સાસાનીઅન પાદશાહો પોતાના વડીલ હખામની શાહનશાહના અમર્ગ લેખો જોવા વખતે વખત આ પહાડની મુલાકાતે આવ્યા હશે. આજે અઢી હજાર વર્ષ પછી પથ્થર ઉપર લખાયલી આ મહાન પાદશાહની તવારીખ પશ્ચિમના વિદ્વાનોએ ઉકલાવી જગ જાહેર કરી છે. આ બખ્તાવર જગાની મુલાકાત પોતાની જીંદગીમાં કોઇપણ વખત લેવાની હોંશ પારસી નામે ઓળખાતાં દરેક નર નારીએ ધરાવવી જોઇએ. અમારી આ ઉમેદ ખુદાતાલાએ પાર પાડી તેની શુક્‌ર ગુજારી કરતાં અમે પહાડ ઉતરવા લાગ્યાં.

# પ્રકરણ ૨૦

## બહીસ્તુનથી કેરમાનશાહ

અમોને કેરમાનશાહ પુગવાને માટે ફક્ત ઓગણીસ માઇલ કાપવાના હતા. રસ્તામાં અમોને કેટલેક ઠેકાણે સંગેમરમરના પથરાના ટુકડાઓ તથા નાશ પામેલાં પુરાતન મકાનોની નિશાનો નજરે પડતી હતી. બાર વાગાને સુમારે અમે શહેરમાં દાખલ થઇ શક્યાં. શહેરની વસ્તી ૬૫૦૦૦ માણસોની છે અને અહિં બે નાહનાં હોટેલની સગવડ છે. અમે એક હોટેલમાં ઉતારો લીધો કારણ રહેવા તથા ખાવા પીવાના ભાવો અમોને સસ્તા માલમ પડયા. અત્રે અમો બે દહાડા રહેવા ચાહતાં હતાં, કારણ ઇરાનની સરહદ ઓળંગી જઇએ તે આગમજ હવે આવું મોટું શહેર કોઇ આવનાર નહિ હતું કે જ્યાં બેંક વગેરેની સગવડ હોય. અમારી પાસે જે પૈસા હતા તેમાંથી જરૂર જોગી રકમ અમે અમારી પાસે રોકડી રાખી હતી અને બાકીનીનો ડ્રાફ્ટ હતો તે વટાવી બગદાદની બેંક ઉપર રૂપિયામાં ફેરવાવી લેવાનો હતો. તે ઉપરાંત અમોને કોનસલને મળવાનું હતું. તહેરાનના વડા બ્રીટીશ એલચીએ અમારે માટે ઇસફહાન તથા કેરમાનશાહના બ્રીટીશ કોનસલોને લખાવત કરી હતી. આ સઘળું કામ સાંજ સુધીમાં આટોપી લઇ તથા શહેર જોઇ બીજે દહાડે અમે તાકે ગોરસ્તાન જનાર હતાં.

બ્રીટીશ કોનસલ ખાતું શહેરથી થોડેક દૂર ખુલ્લી જગામાં આવેલું છે, ત્યાં જઇ પુગતાં કોનસલે અમોને જણાવ્યું કે તેઓ બે ત્રણ દહાડા થયા અમારી રાહ જોતા હતા. અમોને કોઇ જાતની મદદની જરૂર હોય તો તે ખુશીથી આપવા તેવણે પોતાની મરજી દેખાડી. ચાહ પાણી કરતાં તેવણે અમોને સલાહ આપી કે હવે અમે ઇરાનની સરહદ તરફ જતાં હોવાથી ખટકે ખટકે કસ્ટમ ઑફીસો આવશે ત્યાં અમારો સર્વે સામાન ખોલશે, તેથી રસ્તે ઢીલ ઘણી થશે અને તકલીફમાં ઉતરવું પડશે. માટે જે કસ્ટમ્સના ડાયરેક્ટર જેનરલ જેવણ એક બેલ્જીયન ગૃહસ્થ છે તેવણને અમે મળીએ અને તેવણ અમારો સામાન કેરમાનશાહમાં તપાસી સીલ કરી દસ્તાવેજ લખી આપે તો રસ્તે રસ્તે તે દેખાડવાથી બધી ફોડફોડ મટી જશે. રજાનો દિવસ હોવાથી તેવણે અમોને બેલ્જીયન ઑફીસરનાં ઘરનું ઠેકાણું આપ્યું તથા તેવણ ઉપર એક પત્ર લખ્યું. કેટલોક વખત વાત-ચીતમાં નિકળવા પછી અમે સીધાં કસ્ટમસ ઑફીસરને બંગલે ગયાં. તેવણ મેરમાંજ હતા અને અમોને સગવડ કરી આપવાને પોતાની ઘણી ખુશી દેખાડી. અમારી પાસે શું શું સામાન છે તેની વાત નિકળતાં નહિ ધારેલો વાંધો નિકળ્યો. જુદે જુદે ઠેકાણેથી અમે સાસાનીઅન જમાનાના ૫૨ સીકકા ભેગા કર્યા હતા તથા તહેરાનની અનજુમને આપેલું એક સીલ્વર વાઝ અમારી પાસે હતું. ડાયરેક્ટરે અમોને જણાવ્યું કે હમણા તહેરાનની

સરકારે સખ્ત કાયદો કાઢયો છે કે સીકકા યા ચાંદી, સનું ઈરાનમાંથી બહાર જવા દેવું નહિ. તેમ છતાં રીલવર વાળાને માટે તેવણે પસાર કરવા દેવાની પરવાનગી આપવાનું જણાવ્યું પણ સીકકાને માટે કહ્યું કે તહેરાનથી નાણાં ખાતાંના પ્રધાનની પરવાનગી મેળવી ત્યાંના કસ્ટમ ખાતાંના વડાનો હુકમ મેળવ્યા વગર તેમનાથી સીકકા પસાર કરી શકાય નહિ. તે ઉપરથી અમે તેવણને જણાવ્યું કે અમે તુરત અરબાબ કયખુશરો ઉપર તાર કરી તેવી ઘટતી પરવાનગી મેળવવાની કોશેષ કરીશું, પણ બનવા જોગ છે કે તારનો જવાબ આવતાં ઢીલ પણ થાય. તેવા સંજોગો વચ્ચે તેવણે જણાવ્યું કે અમારે સીકકા મેસર્સ સ્ટ્રીક કુંપની યા એવાંજ કોઇ બીજાને આપી જવા અને જેવો તહેરાનથી હુકમ મળશે કે તેવણ તેને પાસ કરવાની પરવાનગી આપી કુંપનીને જણાવશે અને અમારે કુંપની સાથે હિન્દુસ્તાનને અમારે સરનામે મોકલી આપવાની ગોઠવણ કરવી. જ્યાં જ્યાં મુલાકાતે જઇએ ત્યાં ચાહે તો જાણે આપવીજ જોઇએ એટલે અહિં પણ નવેસરથી ચાહે પી બેંક તરફ ચાલુ મુકયું.

બેંકનાં પાટીયાં ઉપર અંગ્રેજીમાં ઇમ્પીરીયલ અને ફાર્સીમાં શાહી લખેલું હતું પણ આ બાદશાહી બેંક તરફ જવાનો રસ્તો બાદશાહી તો રહ્યો પણ ફકીરીથી પણ ખરાબ હતો. મરોડાં અને કચરાના ઉકરડા રસ્તે વળેલા હતા તેમાંથી પસાર થઇ બેંકમાં જતાં અંગ્રેજ મેનેજરે આવકાર દઈ ચાહેની વરદી પોતાના પટાવાળાને આપી. ચાહે પીને આવેલાં છીએ એમ કહીના પાડીએ તે રીતભાતથી ઉલટું ગણાય છે એટલે વળી પાછી ચાહે પીધી અને ડ્રાફ્ટ વગેરેનું કામ ખલાસ થતાં વાત નિકળતાં સીકકા માટે સમજતાં તેવણ બોલ્યા કે કેટલાક લાખ કરાન ચોરી છુપીથી ઇરાનની બહાર જવા પામ્યા છે તેથી ઇરાની સરકારે હાલ સખ્ત મનાઇ કરેલી છે. તેવણે ખુશી દેખાડી કે તહેરાનથી જવાબ આવતાં જો ઢીલ થાય તો સીકકા અમારે તેવણને આપી જવા, અને બધું સમાધાન થતાં તેવણ ખુશીથી અમારી ઉપર કરાંચી સીકકા મોકલી આપશે. ત્યાર પછી હિન્દુસ્તાનમાંની અસહકારની હિલચાલ માટે મેનેજરે પુછપરછ કરતાં મોટો કલાક વાતમાં નિકળી ગયો અને અમે શહેર જોવા ગયાં.

અસલવારેથી બગદાદથી ઇરાન આવતી વંજારી આ શહેરમાંથી પસાર થતી હોવાથી વેપાર વણજ અત્રે સારા પાયા ઉપર ચાલે છે. આ મોટાં શહેરમાં એક પણ જરથોસ્તી વેપારી નથી. લડાઇના વખતમાં લશ્કરની સાથે કેટલાક હિન્દીવાનો આવેલા હતા તેમાંના એક મદ્રાસી ગૃહસ્થ હજી અહિં હતા અને લશ્કરી ઑફીસનો હીસાબ બંધ કરી ટુંકમાં હિન્દુસ્તાન પાછા ફરનાર હતા, તેવણ રસ્તે મળતાં અમોને હિંદીવાન તરીકે ઓળખી વાતે ઉભા અને સઘળી હકીકત જાહેર કરી. અંધારું થતાં અમે ગાડી છોડી દીધી અને તોપ મયદાન નામે ઓળખાતાં ચોગાનમાં આવેલી દુકાનો તરફ ફરી નકારખાનાં આગળ ગયાં. દરેક મોટાં શહેરમાં આવા નકારખાનાં હોય છે. આપણી તરફ જેમ બપોરે યા રાતે તોપ ફોડે છે તેમ અહિં મોટાં દોલો યા નકારાઓ તથા પેપુરીઓ રાખેલી હોય છે તે સુરજ ઉગતાં અને આથમતાં કેટલાંક માણસો સામટાં મળી વગાડે છે. હમણા વખત થયલો હોવાથી નકારાં વાગવાં લાગ્યાં અને, સરનાઇઓ ફુકાવા માંડી, જેથી ચોગાન હળમળી રહ્યું. અમારી સાડી વગેરે જોઇ પચાસેક તોફાની પોર્યાઓનું ટોળું અમારી આસપાસ ભેગું મળેલું હતું તેઓએ જેવાં નકારાં પેપૂરીનો અવાજ બંધ થયો કે અમારો હુર્યો કરવા માંડયો. અમે પણ તેઓને કોઇ રીતે છેડ્યા વગર હસી હસીનેજ આવકાર આપ્યો ત્યારે તેઓએ અમારો પીછો છોડયો. અહિં કુંદ તથા તર્કનું પ્રમાણ વધારે દેખાય છે. હમાદાનથીજ લોકો કેટલીક દર ચેહરામાં,

પેમજ ખાસીયતમાં જુદા આવતાં ચાલ્યાં. શીરાઝ, ઇસફહાન, તહેરાન કરતાં આ તરફ લોકો જરા વધારે હિમતવાન તેમ ખંધા મળતા. જેમ જેમ અમે ઇરાનની સરહદની નજદીક જતાં ગયાં તેમ લોકો જુદી ખાસીયતનાં મળતાં ચાલ્યાં અને પાછળથી વધારે ઝનુની સુનીઓ વચ્ચે અમે જઇ પુગ્યાં.

રાતે અમારા બન્ને શોફરો તથા અલીઆગા હોટેલ ઉપર આવ્યા. ત્રણે ગંભીર અને દલગીર હતા. કેટલોક વખત તો કોઇ બોલે જ નહિ પછી મી. અલીઆગાએ વાત છેડી અને જણાવ્યું કે મોટર સાફ કરવા જતાં એક ભાગ તુટી ગયો છ અને મોટર અટકી પડી છે. અમે જણાવ્યું કે હજી એક દહાડો આખો પડેલો છે તેટલાં સમારી શકાશે, તેમજ વળી શહેર મોટું હોવાથી મોટર સમારવાનું કારખાનું યા દુકાન પણ જરૂરજ હશે. ને ઉપરથી વડા શોફરે ગળગળતે અવાજે જણાવ્યું કે કારખાનાંવાળાને મશીન દેખાડયું પણ જે ભાગ તુટી ગયો છે તેને લગતા ફોર્ડની મોટરના ભાગો તેની પાસે છે પણ નાલકનને કામ લાગે તેવા નથી. તહેરાન સીવાય એ ભાગ કેઠે મળતા નથી અને હવે તહેરાનથી ગમે તેવી તાકીદે આવે તો પણ એક અઠવાડયું નિકળી જવા વગર છુટકો નથી. તેથી વડા શોફરે જણાવ્યું કે હવે અમારેથી તેની કારમાં આગળ જવાય એ નહિ જ અને તેવું હોવાથી બે ફોર્ડ મોટરો તૈયાર મળી જવાથી તેણે નક્કી કરી છે. તેણે માફી ચાહી, જણાવ્યું કે રૂ. ૧૯૫૦) માં તે અમોને છેક સરહદ ઉપર પુગાડવા બંધાયલો છે એટલે તેનાથી કશી વધુ માંગણી થઇ શકે નહિ, પણ આ બે મોટરો અમારે માટે તેણે મેળવીછ તેને માટે તેને ઘણી રકમ આપવી પડીછ, માટે જો અમે તેમાં અમારો શકો આપીશું તો તે ઘણો આભારી થશે. એમ એકાએક મોટરને શું થયું, કાંઇ સંપ કરી તો આ લોકો નહિ આવ્યા હોય અને રસ્તે તકલીફમાં નાખવા માગતા હોય એમ ધારી અમે મોટર જોઇ આવ્યાં અને જયારે બીજો કશો ઉપાય રહેલો નહિ જણાયો ત્યારે અમે અમારી તરફથી ૫૦ તુમાન વધારાના તેને આપ્યા. આ ભલા શોફર અને તેમના સાથીઓએ ઘણી ભલાઇ અમારી સાથે વાપરી હતી. બીચારાના ભાઇએ સારું કરતાંને વાર પહેલીજ ટ્રીપમાં આટલી હાડમારી અને ખોટ ખમી હતી તેથી અમે દલગીર હતાં. નવી મોટરવાળાઓ સાથે નક્કી થયું કે પરમ દહાડે સહવારે જલદીથી બારણે લાવી મોટર ઉભી રાખવી અને તેઓએ અમોને ખાત્રી આપી કે તેજ દહાડે ત્રણ, ચાર વાગામાં અમોને સરહદ ઉપર પુગાડશે.

## પ્રકરણ ૨૧

### તાકે બોસ્તાન

આગળી સાંજે જ્યારે અમે ભાડેની ગાડી છોડી હતી ત્યારે તેની સાથે તાકે બોસ્તાન સહવારે સુરજ ઉગવા આગમજ જવાનું નક્કી કીધું હતું. સાવચેતી દાખલ અમે તેનાં ભાડાંમાંથી એક તુમાન અટકાવ્યો હતો કે તેથી કાળજી રાખીને તે વહેલો આવે. અમે પાછળી રાત્રે ઉઠી તૈયાર થઈ રહ્યાં પણ ગાડીવાને કાંઈ પોતાનો બોલ રાખ્યો નહિ. રાહ જોતાં આખરે આઠ વાગા ત્યારે અમે તેને ઘેરે માણુસ દોડાવ્યો. ખબર મળી કે રાતે મોડે સુધી તેને ભાડું કીધેલું હતું તેથી હજી તે સુતેલો હતો. એક ગાડી નહિ તો બીજી ગાડી લેતાં શું વાર એમ આપણુને લાગે પણ અહિં ગાડીની અછત હતી. એટલે મોંહ માગ્યું દામ આપવા છતાં એવી હાડમારી ભોગવવી પડે છે. શહેરથી તાકે બોસ્તાન ફક્ત ચાર માઈલ દૂર હતું, ત્યાં જવા આવવાના વીસ રૂપિયા પથ્થા હતા. ગાડીની એવી મુશ્કેલીની વાત કૉનસલે અમારી આગળ કરી હતી તેથી અમે વાકેફ હતાં. આખરે નવ વાગા તો પણ ગાડીનું ઠેકાણું નહિજ જણાવાથી અમોએ જે બે મોટરો ભાડે ઠેરવી હતી તેમાંની એકને વધારાના પૈસા આપવા કહી અમે તાકે બોસ્તાન તરફ ચાલ્યાં. બાગબગીચા ખેતર પસાર કરતાં અમે જેમ જેમ આગળ વધતાં તેમ પહાડની હારમાં દૂરથી કાંઇ તખ્તી જેવી સપાટ જમીન યા બારણાં જેવું લાગે તો અમે ધારતા કે તેજ કોતરકામો હશે. એમ કરતાં આખેરે ખરાં કોતરકામ દેખાવા લાગાં અને તેની નજદીકમાં અમારી મોટર આવી ઉભી.

અહિંથી ઓગણીસ માઇલ દૂર જે બહીસ્તુનનો પહાડ અમે છોડી આવ્યાં તેનીજ લંબાયલી હાર ઠેઠ અત્રે લંબાય છે અને તેની ઉપર આ કોતરકામો કરવામાં આવેલાં છે. જે માફક પર્સીપોલીસ અને પસાર્ગેદે ખાતેનાં ખંડીએરો ખાનગી માલેકીની મીલકતમાં આવી ગયલાં આપણે આગળ જોઇ આવ્યાં છીએ તેજ માફક આહીં પણ મામલો છે અને વળી જે પહાડનાં ઢોળાણુ ઉપર આ નક્ષો આવેલા છે તેની લગોલગથીજ આ જગાના માલેકે પોતાને માટે હવા ખાવા આવે તે વખતે વાપરવાને બે માળનું ઘેર બાંધેલું છે. શહેરથી આ જગા ફકત ચારજ માઈલ દૂર હોવાથી તથા વહેતાં પાણીના ઝરા અને ઝાડપાનને લીધે દેખાવ રળીયામણો લાગતો હોવાથી અત્રે લોકો ચાલુ પીકનીકે ઉતરી પડે છે.

આ કોતરકામોને પણ અત્રેનાં લોકો ફરહાદ અને શીરીનનાં નામો સાથે જોડે છે, અને ફરહાદને તેના કોતરનાર તરીકે ઓળખાવે છે. જે પાણીનો ઝરો પાસેથી વહે છે તેને પણ આણે શીરીનનાં નામથી ઓળખવામાં આવે છે. જેવાં અમે બે મજલાનું મકાન છોડી કોતરકામોની પાસે આવી ઉભાં કે જે પહેલી પૅનલ અમારી નજરે સામે થઈ



અશો જરથુશ્ત્ર (?) અને બે સાસાનીઅન આકારો



અશો જરથુસ્ત્ર (?)



તાકે બોસ્તાન ખાતે ગોરખરના શેકારનો દેખાવ



તાક ઇ ગીરેહનું ખંડીએર



પાદશાહ નોશેરવાનનો મહેલ



સુસા ખાતેનાં ખંડીએરોમાં થતું ખોદકામ

તેમાં ત્રણ ઉભેલા પુરૂષો અને એક જમીન ઉપર સુનેલી હાલતે પડેલો માણસ જણાયો. આ કોતરકામ જમીનથી ત્રણ ફુટની ઉંચાઇએથી શરૂ થઈ દશ ફીટ ઉપર જાય છે. આ નક્ષમાં કુદરતી રીતે સૌથી પહેલું ધ્યાન આપણું જે આકૃતિ ઉપર ખેંચાય છે તે પહાડ તરફ મોંહ કરી ઉભાં રહેતાં ડાબા હાથ ઉપર પહેલી છે. અહિં એક પુરૂષ ઉભેલા જણાય છે કે જેમનાં માથાં ઉપર દુપેટો બાંધેલો છે અને તેની આસપાસ સુરજનાં કિરણો કુંડાળાંનાં આકારમાં નજરે પડે છે. દુપેટામાંથી ઝુલતી ઝાલરો પછવાડે વળ ખાઇને ગોપવાયલી છે તે છેક કમર સુધી એક તરફ અને બીજી તરફ તેથી પણ નીચે લંબાયલી છે. તેની અંદરથી માથાનાં કરચલીદાર બાળ દેખાય છે. ચહેરા સાથે કોઇ જમાનામાં કોઈ અભાગ્યા હાથે અટક ચાલી કીધી હોય એવું ધારવામાં આવે છે, કારણ કપાળ ઉપર એક ખાડો પડેલો છે અને નાક તથા આંખો ફુટી ગયલાં છે. પહાડની ઉપરનાં પાણીના ધોધની એક નાળી તેમનાં મોંહ તરફ વહી શકે તેવી રીતે ઝરસાદ પવન વગેરે કુદરતી સંજોગોથી કોતરાઇ ગયલી અમે જોઇ. કદાચ તેમાંથી વહેતાં રહેલાં પાણીએ પણ નુકસાન કર્યું હોય. કોતરકામો એટલાં નીચાણમાં છે કે બદ નિશાવાળું માણસ નુકસાન કરેવાજ માગે તો ફક્ત જમીન ઉપર ઉભો રહી મોંહ તરફ ટાંકીને પથરાજ મારે તો પણ પોતાની કંગાલ નેમમાં ફાવી શકે. મોઢાં ઉપર સીધી મુછ, તથા ગુંછળાંદાર દાઢી છે, જે ઘણી લાંબી નથી. મોઢું સામટી રીતે પીક્ચરમાં જે રીતે દેખાય છે તે કરતાં પહાડ ઉપર વધારે સારૂં નજરે પડે છે. ઘુંટણ સુધી પુગે તેવા દગલા ઉપર છાતીની બાજુએ ઉમદા ભરત કામનું પહોળું ફરતું કૉલર છે અને તેને વચમાંથી સુંદર લટકતી બો બાંધેલી છે. કમર ઉપર કમરબંદ છે જે ઉપર જમણો હાથ ફરી વળેલો હોવાથી તે ટંકાઇ ગયો છે પણ વચમાં ઝુલતું ટૅસલ જોવામાં આવે છે. બન્ને હાથોમાં મજબુતીથી એક ગોળ જાડી લાકડી પકડેલી છે. આ લાકડી ડાબા હાથમાં પકડી તે તરફ જમણો હાથ લંબાવી નીચેથી જમણે હાથે પકડેલી જણાય છે. લાકડીનો વાંક આપી ઉપરના ભાગ તરફથી બીજી આકૃતિ તરફ નમતી કરી છે. પગમાં સુરવાલ ઉપર પણ ભરત કામ જણાય છે અને સ્ટ્રૅપ મારફતે બુટ સાથે જોડી છે. આપણે ઉભાં રહીએ ત્યારે જે રીતે પગનાં આંગળાં સામી તરફ આવે તેમ પગ ગોઠવેલા નથી. જમણા પગને જમણી તરફ અને ડાબાને ડાબી તરફ વાંક આપેલી હાલતે યાને જાણે ઘુંટણ આગળથી પગો સામ સામે ફરી ગયા હોય તેમ રાખેલા નજરે પડે છે. પગની નીચે સુરજ મુખી ફુલ ઘણી સારી હાલતે સચવાયલું છે. પગનાં બુટના પથ્થર એવાં સુંવાળા છે કે જાણે સંગેમરમરનાં બુટ હોય તેવું લાગે છે. મોંહના ભાગ સીવાય બાકીનું આખું શરિર ઘણી મનમાનતી હાલતમાં રહેલું છે. આ તાકમાં કોતરેલાં બીજાં પુતળાંઓ કરતાં આ પહેલાં માટે વધારે વીગતે લખવાનું કારણ એ કે આપણી કોમની સૌથી કિમતી અસકયામત તે આ છે. જે વહાલું અને પનોતું નામ આપણે બચપણથી મીઠાશથી મોંહ ઉપર લેતાં આવ્યાં છીએ તે આપણા પ્યારા પયગમબર અશો જરથુસ્ત્રનું આ પવિત્ર બાવલું ગણાય છે. આ તાકમાં ઓળખ આપનારા કશા લેખો કોતરેલા જણાતા નથી, તેથી આ ચિતાર માટે જુદી જુદી અટકળો થાય છે. કોઇક વિદ્વાનો તેને મેહેર યજદનાં બાવલાં તરીકે પિછાણે છે, પણ હું કાંઇ વિદ્વાન નથી ની. કહે છું કે બધરાંમાં દિલનો ઉભરો, જાનફેશાની અને લાગણી હમેશ વધુ હોય છું એટલે હું તો પાસેનાં તળાવ આગળ ગઇ અને ત્યાંથી નિર્મળ પાણી લાવી મારા પયગમ્બરના મેં તો પગ ધોયા. કુસ્તી પાદીયાબ કરી અમે દાદાર અહુરમજદને યાદ કીધા અને અશો જર-

શુસ્ત્રનાં એજમતી ફરોહરને આરાધ્યું. જેમ બધે ઠેકાણે અમારી મુલાકાતની યાદમાં ખંડીએરનો એકાદ પથ્થર અમે સાથે લેતાં હતાં તેમ અહિંથી મેં જરથુશ્ત્રના પગ આગળથી મુઠ્ઠી ભરીને ખાક લઇ તેનું પડીકું બાંધી લીધું.

બીજા અને ત્રીજા આકારમાં સાસાનીઅન જમાનાના પોષાકમાં બે રાજવંશી નરો માથાં ઉપર તાજ સાથે ઉભેલા છે. બન્ને જણા પોતપોતાને જમણે હાથે મોટાં ઝુલતાં ફૅસલ સાથની એક વીંટી સામ સામી ધરે છે. વચમાંના પાદશાહ પોતાનો ડાબો હાથ તલવાર ઉપર ટેકવે છે જ્યારે ડાબીનારેના શાહ પોતાનો ડાબો હાથ કમરે ટેકવે છે. આ બે શાહોના પગ તળે ડાબો હાથ માથા તળે લઇ આપણે ઉભાં રહીએ છ તે તરફ કોર વાળીને એક શખ્સ પડેલો છે. આ ચિતારો છોડીને આગળ વધતાં એક આરકાંવાળી મોટી તાક આવે છે. આ તાક વચમાંથી ઉભાં રહેતાં સતર ફીટ ઉંચી છે, વીસ ફીટ તે પહોળી છે જ્યારે ઉંડાણમાં બાર ફીટ છે. અંદર દિવાલ ઉપર એટલે કે તાકમાં દાખલ થતાં સામે જમીનથી કેટલીક ઉંચાઇએથી સાસાની પાદશાહ શાહપુર બીજા અને શાહપુર ત્રીજાનાં ઉભેલી હાલતે કોતરેલાં બાવલાં છે. બન્ને જણા પોતપોતાની તલવારની મુઠ ઉપર બેઉ હાથો ટેકવી તલવારની અણીઓને જમીન ઉપર ગોઠવી ઉભેલા નજરે પડે છે. તેઓને ઓળખાવનારા પહેલવી લેખો તેમની આસપાસ જળવાયલા માલમ પડે છે. આ તાકની પાસે ઉપલી તાકથી દોઢ ગણીથી વધારે ઉંચાઇ, પહોળાઇ, ઉંડાઇ વાળી એક બીજી ગંજાવર કદની તાક આગળ આપણે આવીએ છીએ. આ તાકની બહારની ફરતી બાજુ ઉપર ઘણી સુંદર કારીગરીથી નકશી કોતરેલી છે. કોતરકામ કેટલેક ઠેકાણેથી બીસ્માર થયલું છે. છતાં તેનો દમામદાર દેખાવ ઘણો અસરકારક છે. કમાનને બરોબર મથાળે ચાંદનો દેખાવ તથા આજુબાજુ સામસામે જોતી ઉડતા આકારની પાંખવાળી પરીઓનો દેખાવ, કમાનની ઘડેલી કાર્નીસ, ઝુલતી ઝાલરો, પૅનલો વગેરે જોવા લાયક છે. અંદર દાખલ થતાં જમણા હાથ ઉપર એક ફારસી તખ્તીમાં શાહ નાસરૂદીને પોતાની મુલાકાતની નોંધ કોતરાવેલી મળે છે. બીજી બાજુએ અંદરથી પાછલા વખતના એક મુસલમાન પાદશાહે પોતાનો અને સાથીઓનો નક્ષ કોતરાવી આ પુરાતન ચિતારોવાળી તાકમાં પોતે જગા લીધી છે. તાકની બન્ને બાજુના દિવાલો ઉપર હરણ તથા ગોરખરના શેકારોનાં ચિતારકામો શેકારગાહની સઘળી બારીકમાં બારીક વીગતો સાથે ઘણી હુનરમંદીથી ચિતાર્યાં છે. સામેની દિવાલને બે ભાગમાં વહેંચી ઉપલા ભાગમાં ત્રણ બાવલાઓ કોતરેલાં છે. બન્ને તાકોમાં આવેલાં બાવલાઓ માણસનાં કુદરતી કદ કરતાં વધારે મોટાં છે. આ ઠેકાણે પાદશાહ ખુશરો પરવીઝ વચમાં ઉભા છે એક બાજુએ એક સ્ત્રી ઉભેલી જણાય છે જે પાદશાહની માનીતી રાણી શારીન ધારવામાં આવે છે, જ્યારે બીજી બાજુ એક અચોકસ પિછાનના પુરૂષ ઉભેલા છે. નીચલા ભાગ ઉપર એજ પાંદશાહનું બહુ મોટાં કદનું ઘોડેસવાર બાવલું જોવામાં આવે છે. જેમ પાદશાહ પોતે તમામ બખતરમાં સજ થયલા છે તેમ ઘોડાને પણ ભારે સાજથી શણગારેલો છે. કેટલોક ભાગ બીસ્માર થયલો હોવા છતાં ઘોડો તેમજ તેના બાદશાહી સવાર અસલે જ્યારે કશુ ભાગ તુટ થયું નહિ હશે ત્યારે કેવા દબદબા ભર્યા લાગતા હશે તેનો ખ્યાલ આપે છે. તવારીખી કિંમત નહિ પિછાણી શકે તેવાં માણસોથી એક ખંડીએરને જે ખરાબી પોંહાચે તેનો આપણે અફસોસ કરીએ છીએ, પણ અહિં તો કેટલાંક નામો તેનાં સાલ અને તારીખ સાથે ખુદ ઘોડાનાં શરિર ઉપર યા બીજે ઠેકાણે હથોડી છીણી વડે કોતરેલા જે આપણને મળે છે તે તો સુધરેલા ગોરાઓનાં છે. આ બેકદર કામ કેટલી

કદે નુકસાન કરે છે તેનો ખ્યાલ એ ઉપરથી આવશે કે જમણા હાથ ઉપરનાં હરણનાં શીકારવાળાં પૅનલ ઉપર વચમાં કોઇએ હમણાની ઢબનો એક ઘોડેસવાર કોતરી કાઢેલો છે. જ્યાં ખુદા સીવાય કોઈ પાસબાન નહિ ત્યાં પછી એવી ખરાબી થતી કોણ અટકાવી શકે. આ સઘળાં કોતરકામોમાં કોઈ કોઇ ઠેકાણે ચીવટ ડાંખળી સાથના ઝાડના છોડો ઉગી નિકળેલા છે તથા પહાડોમાં મોટા, સખત ચીરા પડેલા છે. કોઈ કોઇ ઠેકાણે પહાડને મથાળેથી વરસાદનાં વહેતાં પાણીની નીક એવી કઢંગી રીતે પડી ગયલી છે કે ત્યાંનું ઉતરી આવેલું પાણી નીચેનાં કોતરકામો ઉપર વહી તેને ખરાબ કરી શકે. જે પહેલા પૅનલમાં આપણો અશો જરથુસ્ત્ર તરીકે ઓળખાતાં બાવલાં માટે બોલી આમાં તેના તરફ એવી એક ધારા ઉપરથી વહે છે. અમે ચકરાવો લઇ ફરીને પછવાડેથી પહાડ ઉપર જઇ જેટલે ફરી વળાય તેટલે ફરી નીચે ઉતર્યો અને કોતરકામોની સામેનાં પાણીના ચશ્મા તરફ કેટલાક સફેદ સંગેમરમરના ટુકડાઓ અને સ્થંભોના ભાગેલા કકડા તપાસવા લાગ્યાં. આ સઘળું સાસાની અન જમાનાને લગતુંજ છે. જ્યારે આ નામીચા પાદશાહો અત્રે જાહોજલાલી ભોગવતા હશે ત્યારે અત્રે મહેલ યા સુંદર પૅવીલીઅન હશે. તે ઉપરાંત આસપાસના મોટા વીસ્તારમાં છુટાં છવાયાં પુરાતન ખંડીએરો હોય એવું તવારીખ લખનારાઓના લખવાથી, અત્રેનાં લોકોનાં બોલવાથી, તેમજ આગળ જણાવી ગયાં તેમ બહીસ્તુનથી અહિં આવતાં જગેજગ જે સંગેમરમરના ઘડેલા જેવા ટુકડાઓ અમે જોતાં આવ્યાં હતાં તે બધું જોતાં હજારો રૂપીઆને ખરચે કેટલાક માહલો વચ્ચે ખોદકામ મારફતે શોધખોળ કરવાનું બહોળું ખેતર અહિં પડેલું છે.

અમો આ ઠેકાણે ફરી સઘળું જોતાં હતાં તે વખતે કાંઇ નવાઈ જેવી રીતે અમોને ધ્યાનથી આ ભાગમાં જોવામાં ખલલ થઇ. જે પહાડની ઢળાણ ઉપર નીચે આવતા આ સઘળાં કોતરકામો આવે છે તે પેલી મોટી તાક છોડી આગળ વધતાં વધારે અને વધારે ઉંચો થતો જાય છે. એવી રીતે નજદીકમાં જ પહાડ ઘણો ઉંચો થઇને જ રૂકેતો નથી પણ તદન સીધો અને ઉભો થઇ જાય છે. આ બીહકટ પહાડ ઉપર જાણે દિવાલ ઉપર ઘરોળી ચઢે તેમ એક માણસ અમોને ચઢતો દેખાયો. સામેથી અમોને જોતાં એવી ધાસ્તી લાગે કે જે ઘડી જાયછે તેમાં તે માણસ પડી જશે. એટલે અમે જાણે ઉંચો દમ રાખી સ્થિર થઇ જોતાં ઉભાં. અમે એ મુજબ ડંગ થઇ ઉભેલાં હતાં તેવામાં પહાડ આગળથી એક બીજો માણસ અમારી તરફ આવતો જણાયો. તેણે અમારી આગળ આવતાં જણાવ્યું કે પેલો જે માણસ આવી રીતે પહાડ ઉપર ચઢતો હતો તે અમારે ખાતર જ તેમ કરતો હતો. અમોને સમજ નહિ પડે કે એ ભલો માણસ એમ હજી ઉપરનો ઉપર જતો જ ચાલેછ ને તેવામાં પગ સરી પડશે ને જોવા જેવું થઇ જશે ને તે વળી અમારે માટે. પેલાએ અમોને ખબર આપી કે એ માણસને માટે પડી જવાની અમારે ધાસ્તી રાખવી નહિ કારણ એને એ પહાડ ચઢવાનો માહવેરો પડેલો છે, અને એ રીતે છેક ઉપર જઇ ફલાણાફલાણા ઝાડનાં પાંદડાં તોડી લાવી અમોને તે ભેટ કરશે. એ માફક જ્યારે મુસાફરો અહિં આવે છે ત્યારે હમેશ એ માણસ સૌને પાંદડાં લાવી આપે અને તે લોકો એને બખ્શીશ અપે છે. પેટને ખાતર માણસ જાતને શું શું કરવું પડે છે. ખરેખર જીવને જોખમનું તેનું કામ ધનામ અને સાબાશીને લાયક હતું અને જ્યારે વીસ મીનીટ રહીને તે અમારી આગળ હસતે ચહેરે આવ્યો ત્યારે અમે અમારી ગુંજાસ મુજબ તેને બખ્શીશ અને સાબાશી આપવામાં તો કોઇ જાતની કચાશ રાખી નહિ. પાંદડાંનો પમરાટ

વીસુવીઅસના બળતા પહાડ ઉપર જ્યારે આપણે જઇએ છીએ, ત્યારે ત્યાંના ભોમીયાઓ આપણને પાંદડાં લાવી આપે છે તેને મળતો હતો.

વખત થઇ ગયો હતો અને ભારી હૈયાં વચ્ચે આ સુંદર અને પવિત્ર જગા અમે છોડી શહેર તરફ પાછાં ફર્યાં, પણ જેમ એક સ્ટેશન ઉપરથી ટ્રેન ઉપડી જાય તે વખતે આપણને મુકવા આવેલાં આપણાં વહાલાંઓને જ્યાં સુધી બને ત્યાં સુધી પાછાં ફરી ફરીને આપણે જોઇએ, તેમ જ્યાં સુધી આ નક્શોની તાકો દેખાઈ ત્યાં સુધી તે જોઇ અને વધુ દૂર જતાં તે પહાડને પણ ફરીફરીને જોયા કરી અમે મન મનાવ્યું.

આગળે દિવસની ગોઠવણ મુજબ અમે સાંજે સાડા ત્રણ વાગે ૭ માણસોની પીઠ ઉપર અમારો સામાન ચઢાવી ગોમરૂખ યાને કસ્ટમ્સની ઑફીસમાં ગયાં. રસ્તે વાપરવાની જરૂરની ચીજો, બિછાનાં, ભાટીયાંની પેટી વગેરે ઘરમાં રાખી બાકીનો બધો સામાન સીલ કરાવવા અમે અહિં લાવ્યાં હતાં. ડાયરેક્ટર સાહેબે પોતે બહાર આવી હેડ ક્લાર્કને અમારૂં કામ પહેલે હાથ ધરવા જણાવ્યું અને અમે તેવણના ઓરડામાં જઇને બેઠાં. સીકકાના સંબંધમાં મારા ખાવીંદે ડાયરેક્ટરને એક સૂચના કીધી કે અમે સ્ટીક કુંપની યા બેંક પાસે સીક્કા મુકી જઇએ અને પાછળથી રજા મળતા તે લોકો તે અમો ઉપર હિન્દુસ્તાન મોકલી આપે એવી ગોઠવણ અમે કરવા તૈયાર હતાં, પણ એમ નહિ બની શકે કે અમોને આ સીક્કા અમારી સાથે લઇ જવા દેવામાં આવે અને અમે લખી આપીએ કે જો તહેરાનની સરકાર રજા નહિ જ આપે તો પછી ડાયરેક્ટર અમોને હિન્દુસ્તાન લખી જણાવે તેવા તુરત અમે એ સીકકા પાછા તેવણ ઉપર રવાના કરી દઇએ. કેટલોક વખત વિચાર કરી તેવણે આ માગણી કબુલી, હેડકલાર્કને તે મુજબનો દસ્તાવેજ બનાવવા જણાવ્યું. તૈયાર થતાં અમે તે ઉપર સહી મુકી. અલબત્તાં તે પછીથી તેનું તો કામ પડયું જ નહિ, કારણ અમારા ઉપડી જવા પછી ભલા મિત્ર અરબાબ કયખુશરોનો તાર તથા ઘટતે ઠેકાણેનો પરવાના ડાયરેક્ટરને મળી ચુકા અને સીકકા અમારે ત્યાં સલામત આવી બેઠા.

કેરમાનશાહનું ગોમરૂખ મોટું છે. ઑફીસમાં ઘણા ક્લાર્કો કામ કરે તથા મોટહે ચોગાનમાં વેપારીઓનો માલ તોલવા જોખવાની ભારે ધમાલ ચાલે છે. આવતો યા જતો માલ સ્ટીમર યા નજદીકની ટ્રેન ઉપર નહિ પણ ઉંટ, ખચ્ચર અને ગધેડાં ઉપર આવ જા થતો હોવાથી ગોમરૂખ ગાજીવાજી રહ્યું હતું. અમારા સઘળા દાગીના સીલ થયા. હરએક પેટીની વચ્ચે એક પાતળી સફેદ રસીને ચારો તરફ ફરતી બાંધી વચમાં ગાંઠ વાળી તે ઉપર સીલ કીધી હતી. રસી એવી નાજુક હતી કે રસ્તે માલ ઘસડ, મુક કરતાં તે જો તુટી જાય તો વળી ખટપટ થાય અને સરકારી સીલ નથી એવો વાંધો ઉઠે તેથી સંભાળીને બધો માલ પાછો ૮ માણસો પાસે ઉંચકાવી અમે ભલા ડાયરેક્ટરની મહેરબાની માટે ઉપકાર માની ગોમરૂખમાંથી બહાર પડયાં.

## પ્રકરણ ૨૨

### કેરમાનશાહથી કસરે શીરીન

હોટેલ થમદન પાછલી રાતથી તળે ઉપર થયું, અને કેરમાનશાહનાં લોકોને સુતેલાંજ રાખી અમે તેમનું શહેર છોડી ગયાં. સવાસો માઇલની મુસાફરી કરીએ તો અમે ઇરાની સરહદે પુગી શકનાર હતાં. આ અમારી મુસાફરીનો છેલ્લો તબક્કો હતો. અમારી મોટરો રમકડાં જેવી નાહની, અને પંખેરાં માફક ઉડતી ઝડપે દોડનારી હતી, તેમ વળી અમારા શોફરો પણ તેવાજ ચતુર હતા. આ શોફરો પણ આર્માનીઅન હતા. આખા ઇરાનમાં અમોને મુસલમાન યાતો આરમીનીઅન શોફરો મળતા હતા. કેટલાકો પોતાની માલેકીની મોટરો ચલાવતા હતા અને કેટલાકો નોકર તરીકે પોતાના શેઠોની મોટરો હાંકતા હતાં. ઇરાનમાં રેલ્વે થતાં કોણ જાણે કેટલો વખત હજી લાગશે પણ મોટરનો વહેવાર તો દીન પછી દીન વધતોજ જશે. મને લાગે છે કે જો જવાન ઇરાની જરથોસ્તીઓ એ ધંધામાં હાથ નાખે તો ઘણાકો સારી રીતે દાલ રોટલી મેળવી શકે. વળી જો કોઇ સાહસીક પુરૂષો થોડીક મોટી માલની ટ્રકો માલ લઇ જા લાવ કરવા દોડતી કરે અને વેપારીઓનો માલ જાનવરોની વંજાર કરતાં સેતાબીથી એક ગામથી બીજે ગામ પુગાડે તો આવંદે ફાવી શકે. શોફરો અમારી મોટર એટલી ઝડપે હંકારતા હતા કે જ્યાં જ્યાં રસ્તો કઢંગો આવે કે અમે આખાને આખાં ઉછળી ધમણ સાથે અફરાઇ પાછાં બેઠક ઉપર આવીએ. ભલા માણસોને ઘડીઘડીયે જરા ધીમે જવા કહીએ પણ બસ આંખ મીંચીને દોડે. એમ કરતાં અમારી મોટરને પંકચર પડ્યું અને અમે અટક્યાં. માલની મોટરવાળો પાછું ફરીને જોયા વગર હંકાર્યે જ ગયો તે અમારી નજર આગળથી ગુમ થઇ ગયો. કેટલોક વખત નિકળી જવા પછી જ્યારે તેણે અમોને મળે નહિ થઇ ગયલાં જોયાં હશે ત્યારે મોટર પાછી ફેરવી અમોને આવી મળ્યો. અમે પંકચર પુરવામાં રોકાયલાં હતાં તેવામાં અમારી પછવાડેથી ત્રણ ભરેલી મોટરો આવી લાગી તે લોકોએ અમોને આવી રીતે અટકી પડેલાં જોઇને મશ્કેરી કરવા માંડી અને એક જવાને દોડતી મોટરે મોટેથી બુમ પાડીને કહ્યું, "ઉભાં રહો, તમારી મોટરો ઘસડવા અમે જલદી ખચ્ચર મોકલીશું." ભલાં માણસોને ખબર નહિં કે એમ કોઇને હીણવામાં સાર નથી, કાલ કોણે જોઇ, આજે અમારી દશા તો કાલે તેઓની. પણ ઘણો વખત કાંઇ ગયો નહિ અને ખુદાએ તેમની કરણીનું ફળ તેઓને ચખાડી દીધું. કારણ અમારી મોટર ઠીક થતાં આગળ વધ્યા પછી એકાદ કલાક પુરો-પાધરો નહિ ગયો હશે તેટલાં તે લોકોનું જ સરઘસ રસ્તે અટકી પડેલું અમોને જણાયું. તેઓની એક મોટરનું મશીન ખોલી કાંઇ સમાર કામ તેઓ કરતા હતા. અમોને પસાર થતાં જોઇ તેઓ પણ હસવા પડ્યાં અને અમે તેઓનો હુર્રે કરતાં

આગળ વધ્યાં. મહીદસ્ત અને હારૂનઆબાદ છોડી અમે આગળ નિકળ્યાં કે વાદળ સખ્ત ઘેરાઇ આવ્યું અને અમોને ઘણી ઠંડી લાગવા માંડી. બાર વાગવા આવ્યા હતા અને અમોને ભૂખ લાગી હતી; તેથી રસ્તેજ મોટર ઉભીરાખી અમે જમીન ઉપર કુંડાળું વળી જમવા બેઠાં. રાતથી હૉટેલમાં ચુકું ભાટીયું કરાવી લીધેલું હતું તે હમણા કામે લગાડયું. અમે જમી રહેવા આવ્યાં હતાં તેટલાં એકાએક અમારાં માથાં ઉપર કરાં પડવા લાગ્યાં. અમે લાગલાં કે મોટરમાં ભરાઇ ગયાં અને ઓવરકોટ ઉપર બન્નુસો ઓઢી ઠીકઠાક થઇ આગળ ચાલ્યાં. નવેમબરની આખેરી થતાં ઋતુ સખ્ત ઠંડી થાય છે, અને બરફ પડવા માંડે છે. શોફરોએ અમોને જણાવ્યું કે હવે થોડાક દહાડામાં તેઓ મોટરનાં પૈડાંની આસપાસ લોઢાંની સાંકળો બાંધશે કે જેથી ઢળાણવાળા પહાડો ઉતરતાં બરફને લીધે મોટર નીચે ધસી નહિ જાય. હવે વરસાદ પડવા માંડયો પણ કેઠે મોટર ઉભી રાખી ક્શાના છાયાં હેઠળ આશરો લઇએ તેવી જગા નહિ હતી. અમે આખો વખત પહાડી પાસેમાં એમથી તેમ વળાણ અને વાંક લઇ પહાડો ચઢ ઉતર કરતાં હતાં. વરસાદ હવે નરમ પડયો પણ ઠંડક ભારે હોવાથી દોડતી મોટરે અમોને ક્ષ્પલખાં ભરાતાં હતાં. અમારી માલની મોટર જેમાં અમારા ઘરાની ભાઇ હતા તે અમારેથી ઘણી પછાત થઇ ગઇ હતી અને અમે એક મોટા ઢળાણ ઉપરથી ઉતરીને રેંકુની માફક વળાણ લેતી સાંકડી કઠણ આગળથી વળવા જતાં હતાં તેવામાં અમારી મોટર જમીન થોઢણી થયલી હોવાથી દેખતાં દેખતાં ઉંડી ખીણ તરફ જોશમાં સરી જવા લાગી. તેવામાં અમારા શોફરે અજબ સમય સુચકતા વાપરી પહાડ તરફ મોટર જોરથી વાળી દીધી. પછી શું થયું ને કેમ થયું તે અમે જોઇ શકીએ તેટલામાં પહાડ આગળની નાળીમાં મોટર અર્ધી ઉંધી વળીને પડી. મોટરનું ધમણ આખું ભાગી ગયું, પછવાડેનું એક ચાક ચુરો થઇ ગયું, શોફર ઉછળીને બહાર પડી ગયો અને અમે સૌ એવાં જોખમાયાં કે જીવ શાંત થતાં કલાક નિકળી ગયો અને જખમોની નિશાન સદાને માટે શરિર ઉપર રહી ગઇ છે.

ઇરાનના ખીસમાર અને પહાડી રસ્તાઓ સીથે કામ લેવાનું હોવાથી શોફરો હમેશ પોતાની સાથે ટાયરો, ટયુબો તો ફાલતુ રાખેછ પણ કોઇ કોઇ સંભાળ ખાતર એકાદ પૈડું પણ રાખે છે. તેમ અમારી મોટરવાળાએ એક પૈડું સાથે વધારાનું લીધેલું તે હમણા કામે લાગ્યું. સવા કલાકની મરામત પછી અમે પાછાં આગળ વધી શકયાં. બે વાગે અમે કેરંદ આવી પુગ્યાં. આ ગામ છેલ્લી લડાઇને વખતથી વધારે જાહેરાત મેળવવા પામ્યું છે, કારણ ઋતુ સારી હોવાને લીધે અત્રે મોટી બ્રીટીશ લશ્કરી છાવણી હતી. હાલ લશ્કર ત્યાંથી ઉથાંગરી કરી ગયું છે અને તેની કામ ચલાઉ બાંધેલી બરાખોમાંથી બારી, બારણા કાઢી લોકો બાળવા લઇ જાય છે. અમે અહિં અમારી મોટરો ઉભી રાખી ચાહો પી લીધી તથા સાથે થર્મોસ ભરી લીધી. શોફરોને પેટ્રોલ જોઇતું હતું પણ તે પુરૂં થઇ ગયલું હોવાથી મળી શકયું નહિ. તો પણ અમોને શોફરે ધીરજ આપી કે તેની પાસે જેટલું પેટ્રોલ હતું તેમાં તે મુસાફરી પુરી કરી શકશે. વધુ વખત નહિ ખોઇને અમે ગામ છોડી આગળ ચાલ્યાં. સાડાત્રણ વાગતામાં અમે ચૌદ માઇલ પસાર કરી સુર્ખેઝ દીઝેહ ગામ આવી પુગ્યાં. અહિં બે માણસોએ સડકની વચ્ચે ઉભાં રહી અમારી મોટરો અટકાવવા અમોને જણાવ્યું. થોડા વખતમાં ગામનો કલંતર યાને મુખી અમારી આગળ આવી અમોને કહેવા લાગ્યો કે 'અમારેથી આજે આગળ નહિ વધાશે કારણ થોડેક દૂર હમણા લશ્કર અને લુટા-

રાઓ વચ્ચે લડાઇ ચાલે છે. અમારી પુંઠે આરબોથી ભરેલી બીજી બે મોટરો તથા કરબલા જતાં બધરાં, માટીડાની એક લૅંડો આવી પુગી. અરસપરસ મસલત ચાલતાં સેવટે નક્કી ચયું કે સૌએ કરંદ પાછાં ફરવું અને રાત સાંજ તોડી પાડવી. જે સૌએ કીધું તે અમેબી કીધું ને કરંદ ગામમાં વાજતે ગાજતે પાછાં પધાર્યાં. રાત લેવાની હતી એટલે ઉતારાનું મકાન અમે શોધવા લાગ્યા. તેટલાં એક જવાન મુસલમાન અમારી નજદીક આવી હિન્દુસ્તાનીમાં અમોને કહેવા લાગ્યો કે તેનાં કાવાખાનામાં તે અમારે માટે ઉતારાની ગોઠવણ કરી શકશે. ગામમાં વધારે સારી જગા મળે તેમ હતું પણ આ માણસ ગામ સીમનો મળ્યો ને ચાહીને બોલાવવા આવ્યો. એટલે તેનું મકાન અમે પસંદ કીધું. તેની દુકાન બજારમાં આવેલી હતી અને સાં લોકો ચાહ પીવા તથા ખાવા આવતાં હતાં. એક મોટા હૉલમાં ચાદરો વચમાં બાંધી લઇ એક ઓરડો તેણે અમોને બનાવી આપ્યો અને અમે ત્યાં ગુજારો કીધો. ગામમાં ઇરાની લશ્કરની એક ટુકડી રહેતી હતી તેનો વડો અને બીજા બે અમલદારો થોડાક વખતમાં અમોને મળવા આવ્યા, લશ્કરના કૅપ્ટને અમોને જણાવ્યું કે રાહમાં જે લડાઇ ચાલે છે સાં વધારે મદદ મોકલવાની તેઓ ઉપર માગણી આવી છે, તે મુજબ દશ ઘોડેસ્વારો તેવણ મોકલે છે. પણ તે ઉપરાંત ૭ વધુ અમલદારોને ત્યાં મોકલવાને અમારી બન્ને મોટરો અમોએ તેઓને વાપરવા આપવી. અમે પહેલે તેમ કરવા ના કહ્યું કારણ એક અમારી પાસે પુરતા જથામાં પેટ્રોલ નહિ હતું ને તેમાં વળી એ લોકો વાપરે તો કેમ થાય. કેટલોક વખત હા, નામાં પસાર થયો પણ અમોને કૅપ્ટને ધીરજ આપી કે તે સરકારી ટીન પેટ્રોલનું અમોને આપશે. અમે પણ જોયું કે જ્યાં ત્યાંથી લુટારાઓ પકડાશે તે રસ્તો સાફ થશે ત્યારે જ અમારેથી બી આગળ વધાશે કેની તેથી હા પાડી. થોડા વખતમાં અમારે બારણે લશ્કરી અમલદારો ભેગા થયા અને મોટરો તૈયાર થતાં બંદુક વગેરે હથયારો સાથે તેઓ જંગ ઉપર સધાવ્યા. જ્યારે આ લોકો મોટર માગવા આવ્યા ત્યારે અમારા શોફરો બીચારા ઘણા ગભરાયા કે મોટરમાં બેઠા બેઠા જો આ અમલદારો પોતાની ગોળી છોડશે તો લુટારાઓ મોટર ઉપર ગોળીનો મારો ચલાવશે ને નહકમાં તેઓ માર્યાં જશે. પણ તેઓને સધ્યારો આપવામાં આવ્યો કે મોટર દૂર ઉભી રાખી બધાઓ ઉતરી પડશે ને પગે આગળ વધી લડત ચલાવશે.

હૉટેલવાળાએ કરી ચાવલ ખવાર્યાં તે જમીને સુતાં. એક વાગે ગડબડ સંભળાતી જાગી ઉઠ્યાં તો વધાઇ મળી કે અમારી મોટરવાળા થોડાક સુપેહસાલારો પાછા ફર્યાં છે, અને મોટરો સલામત આવી પુગી છે. લુટારાઓમાંના આઠ જણ માર્યાં ગયા હતા અને બાકીનાઓને પકડીને સહવારે લશ્કર લઇ આવશે. ચાલો એબી સારૂ. ઇરાની સરકારના લુટારાઓને પકડવામાં અમે અમારી મોટરો આપેલી હોવાથી અમોને પણ થોડોક જશ મળશે એમ માની પાછાં સુતાં.

અમારી માફક જે લોકો રાતના અટકી પડેલાં હતાં તે બધાંઓએ સહવારે ચાલુ મુક્યું. હાજીઓનો એક કાફલો પગે ચાલતો નિકળેલો હતો તે વધારે જલદીથી ઉપડ્યો અને અમે આસપાસનો સુંદર દેખાવ જોતાં આગળ ચાલ્યાં. ગઇ સાંજે જ્યાંથી અમોને પાછાં ફેરવવામાં આવ્યાં હતા ત્યાંથી અમે આઠ વાગે પસાર થઇ ગયાં. હવે રસ્તો પાછો પહાડો અને ખીણો અને સાંકડી પાસોનો આવવા લાગ્યો. એક ખીણમાંથી પસાર થતાં સામાનની મોટરને પંક્ચર પડ્યું તે અમે રપુ કરતાં હતાં તેનામાં સામેથી લશ્કરનાં માણસો તથા પેલા લુટારાઓ આવતા દેખાયા, જે અમલદારો સાંજે અમારી મોટરોમાં ગયા હતા તેમાંનાં

પણ ચાર જણા ઘોડેસ્વાર થઇ આગળી હરોળમાં ચાલતા હતા. અમે તેઓને તેમની બહાદુરી માટે મુબારકબાદી આપી અને તેનો તેઓએ ઉપકાર માન્યો. અલબતાં પછવાડે ચાલતા લુટારાઓને તો તે નહિજ ગમ્યું હશે, પણ શું કરે હાલ તેઓ લાચાર હતા. હવે તેઓનો જ્યારે ઇનસાફ થશે ત્યારે ઇરાનના કાયદા મુજબ કાંઇ નહિ તો તેઓનો એકાદ હાથ કાપી નાખવામાં આવશે. અભાગ્યાઓને કાય નહિ સારૂં સુઝયું હશે.

જેમ અમે હજારો ફીટ ઉંચે ચઢેલાં હતાં તેમ હવે અમોને ચાલુ નીચે જવાનું હતું. પહાડો, ખીણો અને પાસોથી કોઇ કોઇ ઠેકાણે રસ્તો ધાસ્તી ભરેલો લાગતો હતો. થોડેક જતાં કોઇની લૅંડોનું પૈડું ભાગી ગયું હતું, ત્યાં બધાં નીચે ઉતરી પડી ફાલતુ પૈડું પોતા સાથે હશે તે જડતાં હતાં. એક ઠેકાણે એવીજ એક ગાડીને કાંઇ સખત અકસ્માત થયો હશે તેને ત્યાંજ પડતી નાખી ઉતારૂઓ પાસેને ગામ ચાલતાં જતાં દેખાતાં હતાં. એ રીતે તરેહવાર અનુભવો વચે અમે સુર્ખેઝ દીઝેહ અને પાઇ તાક ગામોની વચ્ચે પસાર થતાં તાક ઇ ગીરેહ નામની એક ઘણી કઢંગી, ડરામણા ઢોળાણવાળી પાસમાં દાખલ થયાં. મોટરનું મશીન હમણા બંધ કીધું હતું અને મોટર સેંકડો ફીટ નીચે ગબડી નહિ જાય તેની સંભાળ માટે બ્રેક ઉપર કાબુ રાખી અમે ધીમે ધીમે નીચે ઉતરતાં હતાં. અમારા જમણા હાથ ઉપર મોટા પથ્થરનું બાંધેલું એક કમાન રોકી તાકનું સાસાનીઅન જમાનાનું ખંડીએર આવ્યું. કહે છે કે જ્યારે ખુબસુરત રાણી શીરીન અહિંથી મુસાફરી કરતી ત્યારે તેણી ઉપર મોહીત થયેલો કમનશીબ ફરહાદ અહિંથી ચીમાઇને તેણીને જોતો, અને મન મનાવતો હતો.

સાંજ પડતાં અમે સર ઈ પુલ નામે ગામ આવી પુગ્યાં અને ઉતારાની જગા ઘણી અગવડ ભરેલી હોવા છતાં શોફરોએ અહિંજ થોભી જવાનું વાજબી વિચાર્યું, અને અમે છાપરખાનામાં ઉતર્યાં. આ ઠેકાણે પણ બિસમાર હાલતમાં સાસાનીઅન ખંડીયેરો આવેલાં છે.

સહવારે ચાહ પાણી કરી લઇ અમે પાછાં આગળ વધ્યાં. જ્યાં રસ્તો સપાટ મળી જતો ત્યાં શોફરો પોતાની રીત મુજબ જોરમાં મોટરો છોડી મુકતા હતા. અમારી મોટરનું ધમણ તદન ભાગી જવાથી અમોને હવે જ્યારે જોશમાં આંચકા લાગતા અને ગમે એવા મજબુત પગ ટેકવીને બેસીએ તે છતાં અમારી બેઠક ઉપરથી બીલ્લસ ભર અમે ઉંચે ઉછળતાં ત્યારે મોટરમાંથી જાણે બહાર ઉડી પડાય તેવું લાગતું હતું. ધમણને લીધે બચાવ હતો તો જો કે માથું જોરથી તેની સાથે અફડાતું તો પણ પાછાં બેઠક ઉપર જઇ પડતાં. હવે તે આશરો જતો રહ્યો, એટલે અમે મોટરો જરા ધીમી કરાવી. આજે નહિ ધારેલાં બે વખત પંકચર પડ્યાં તેથી ઘણો વખત નિકળી ગયો. રસ્તે બાફેલાં ઇંડાં મળ્યાં તે લઇ મોટરમાં ખાધાં અને ઓવરકોટનાં ગજવામાં તહેરાનવાળાં બીસ્કીટ રોકાં નાન ભરેલાં તે કાઢીને અમે ખાતાં રહ્યાં અને શોફરોને પણ આપતાં ચાલ્યાં. ઓવરકોટનું ગજવું એવું એજમતી હતું કે બસ હાથ નાખોને કાંઇ ને કાંઇ નિકળ્યાજ કરે. ખાતાં ખુટે નહિ તેટલો ખોરાક અને વાપરતાં વપરાય નહિ તેટલી ચીજો. વાત એમ બનેલી કે ગજવું ફાટીને દરેક ચીજ ઓવરકોટનાં અસ્તરમાં ભરાતી એટલે રૂમાલ, ચાવી, ચશ્મો, દુરબીન, નાન વગેરે, વગેરે, હમા ચીજ ચોમેર ફરતી ધારીએ કુશાદે સમાઇ ચકતું હતું. એક રીતે એવી મુસાફરીમાં આ જાતનાં પોખાળ ગજવાં ભલાં.

કેરમાનશાહથી નિકળ્યા પછી આટલા વખતમાં ત્રણ ઠેકાણે સામાન તપાસવાની જગા આવી હતી. લોકોનાં બધાં ગાંસડા, પોટલાં ખોલીને માણસો તપાસતા હતા પણ અમે

તો કેરમાનશાહમાં મેળવેલો પરવાનો તથા સીલ કીધેલો સામાન દેખાડતાં કે તુરત છુટકો થઇ જતો અને બીજાંઓની અદેખાઇ વચ્ચે અમે આગળ નિકળી જતાં.

બંપોર થતાં અમે કસરે શીરીન આવી પુગ્યાં. આ ગામ પુરાતન છે અને તેનાં નામનો અર્થ શીરીનનો કિલ્લો થાય છે. અહિં પણ સાસાનીઅન ખંડીએરો જોવામાં આવે છે. ખોડકામ માટે અત્રે બહોળું ખેતર પડેલું છે. ખરૂં પુછો તો 'ઇરાનની આ સરહદ સુધી અમે આવી પુગ્યાં તેટલામાં એટલે જગે શોધખોળ થવાની જરૂર છે કે તેનાં કામ પાછળ વર્ષો સુધી વિદ્વાનો રોકાઇ શકે. પણ ખોડકામ અને શોધખોળનું કામ સહેલું નથી, તેમાં જેમ જ્ઞાનની જરૂર છે તેમ હજારો રૂપીયાની જરૂર છે. આ કામો કેવા મોટા પાયર ઉપર થાય છે અને તેમાં વિદ્વાનો પોતાના કેળવાયલા મદદનીશોની-સાથે માણસોની કેવી મોટી ફોજ સાથે કામ લે છે, નાના પાટાઓ નાખી મટોડું, પથરા દૂર લઇ જવા ટ્રાલીઓ ફરતી કરે છે તેનો ઝાંખો ખ્યાલ આપવા સુસા ખાતે ફ્રેંચ વિદ્વાન મૉર્ગેનની ટોળકીએ વર્ષો સુધી ત્યાં રહી કરેલાં ખોદકામનું એક ચિત્ર આ સાથે આપવામાં આવ્યું છે. જો આવા મોટા સાહસ ઉથાવવા આપણી કોમ હજી તૈયાર નહિ હોય, તો મારા ખાવીંદ બહાર મેળેલી અપીલ ઉપર અમલ કરી મી. જી. કે. નરીમાન જેવા એકાદ વિદ્વાનને એક ઈંજનેરની મદદ સાથે ઇરાન મોકલી અગત્યનાં ખંડીએરોના ધારસ્તીમાં આવી પડેલા ભાગોની મરામત કરાવી શકે તો આપણા વખતમાં આપણે પોતાની ફરજ કાંઇક હદે બજાવેલી ગણાય.

કસરે શીરીન ઇરાનનું નાકું હોવાથી અહિં મોટું જકાતખાતું છે અને મહેતા, મુનશીઓ કામ કરે છે. અમોને તો અસલનાં કશી તકલીફ પડી નહિ, અને બધું સમાધાન કરી અમે નજદીકમાંજ ઉતારો લીધો. જેમ પુરાતન ખંડીએરોને લીધે કસરે શીરીન અગત્યનું મથક છે તેમ મરોડદાર વહેતી નદીનાં પાણી, તથા નદીની સામે કીનારે હારબંધ લાગેલાં ઝાડોને લીધે કુદરતે જગાને ઘણી ખુશનુમા બનાવી છે. પણ વળી ગંદીલાં લોકે તેને કચરા પુંજાનું ભરેલું, વાસ મારતું અને નજીસ બનાવ્યું છે. સાંજે અમે નદીને કીનારે બેસવા ચાહ્યું તો જગા મેળવવી મુશકેલ પડી, કારણ લોકોએ ખડકે ખડકે મેલું કીધેલું. રખે પગ ખરડાય તેની સંભાળ લેવાની અને નાકે મજબુત રૂમાલ રાખવાનો. ગાડીવાળાઓએ પોતાની ગાડીનાં ચાકોને ભીજવવા ગાડી, ગાડાંઓને પાણીમાં ઘસડી લઈ જઇ ખોળાતી મુકી હતી, ઘોડા, ગધેડાં, ખચ્ચર ઉંટવાળાઓ પોતપોતાનાં જાનવરોને અંદર ઉભાં રાખી નહવરાવતા હતા, તેમ બીજાંઓ ત્યાંથી જ હાંલાં ભરી પીવા યા રાંધવા પાણી લઇ જતાં હતાં. કોઇક બે ચાર બકરાં સાથે મળી હલવો બનાવવા ઘંઉ ભીંજવેલા હશે તેને વારા ફરતી નવું પાણી લઇ નીચવીને દુધ કાઢતાં હતાં. સફાઇ સુઘડાઇ જાળવતાં કાંઇ પૈસા પડતા નથી. માણસ જાત જો પહેલે પોતાનાં ઘેરબાર અને ગામ, શહેરને સોજાં રાખતાં શિખે તો દુઃખ

૨૨૬ કેટલાં ઓછાં થઇ જાય.

## પ્રકરણ ૨૩

### ઈરાન છોડી ઈરાક

કસરે શીરીન ઇરાનની સરહદ ઉપર છેલ્લું શહેર હતું. અમે જ્યાં સુધી શહેરમાં હતાં ત્યાં સુધી અમે ઇરાની ભૂમી ઉપરજ હતાં. છેલ્લી લડાઇની આગમજ કસરે શીરીન ઉપર જેમ ઇરાની જકાતખાતું હતું તેમ સાંથી વીસ માઇલ દૂર આવેલા ખાનીકીન ગામમાં તર્કીશ કસટમખાતું આવેલું હતું. આ બે ગામોની વચ્ચે ઇરાની અને તર્કીશ હદો છુટી પડતી હતી. લડાઇ દરમ્યાન જ્યારે બસરાથી બગદાદ અને ત્યાંથી ઉપર રેલ્વે લંબાઇ અને લડાઇનાં પરિણામે અહિંની ભુગોળ બદલાઇ ગઇ સારથી કસરે શીરીનનાં નિકળેલાં લોકો કરટુ નામેને મેસોપોટેમીઅન ગામ આવી ત્યાંથી રેલ્વે લેતાં હતાં. અમોને તેને બદલે તહેરક નામનાં રેલ્વે સ્ટેશનથી ઉપડતી ત્રેન લેવાની હતી. ત્યાં જવાને માટે અમોને ઘણોજ કંગાલ, મોટી ગધેરોવાળો માર્ગ કાપવાનો હતો. તે ઉપરાંત ઇરાનની સરહદ છોડી ઇરાકમાં દાખલ થવા માટે મોટરવાળાને ઇરાકનું જુદું લાઇસંસ ધરાવવું પડે છે. કેટલાક મોટરવાળાઓ એવું લાઇસંસ નહિ ધરાવતા હોવાથી કસરે શીરીન ઉપર ઉતારૂઓને લાવીને છોડી મેલે છે. એવી અગવડ બચાવવાનો ઈલાજ એ છે કે તહેરાન તરફથી આવતા મુસાફરે પહેલેથી ખબર કાઢવી જોઇએ કે તેઓ જે મોટર ભાડે લે છે તેનો માલેક એવું લાઇસંસ ધરાવે છે કે નહિ. અમારા મોટરવાળા પાસ પણ એવું લાઇસંસ નહિ હતું તેથી અમારેથી તેમાં આગળ વધાય તેમ નહિ હતું. કરટુ તરફ આગળ સારી સડક જતી હતી, તહેરક તરફ કશો રસ્તો બાંધેલો નથી અને અહિં ભાડેની ગાડી સોજી મળતી નથી. ટપાલ લાવ લઈ જવાનું કામ કરતા એક ભણેલા કલાર્ક લૅંડોમાં અમોને સાથે લઇ જવા તૈયાર હતા. તે ગાડી મજે હની હતી પણ અમારો અને તેવણનો વખત બંધબેસ્તો થતો નહિ હતો. અમારે કાળે આખરે વગર સ્પ્રીંગનું એક ગાડું આવ્યું કે જેને બે ઘોડા જોડેલા હતા. એટલું ઠીક હતું કે ફક્ત ચાર માઇલજ અમોને તેમાં કાપવાના હતા. પહેલે ગાડામાં સામાન ભરી.અમે બધાં તેને મથાળે પલાંઠી વાળી ચઢી બેઠાં. અઢાંગવાનું નહિ અને કટેરા નહિ એટલે જ્યારે એક બાજુનાં પૈડાં કોઇ પથ્થર યા ટેકરા ઉપર ચઢી જાય અને ભારે આંચકા સાથ પાછાં પડે ત્યારે ઉપરથી ઉથલાઇ જઇએ તેવી ધાસ્તી લાગે. પણ હવે જરા વારમાં સુધરેલા જમાનાની સુધરેલી ઍંજીન ગાડીમાં બેસવાનું હતું તેની ખુશાલી હતી.

અમે હવે બરોબર જ્યાં ઇરાન અને ઇરાક જુદાં પડેછે ત્યાં આવી લાગ્યાં. અહિં ઇરાની હદ તરફ કાચી બાંધણીની છાવણી હતી, અને લસ્કરી માણસ, કસ્ટમનાં માણસ તથા ડાવાખાનાંનાં માણસો મળી આસરે દસબાર જણાંની વસ્તી હતી. અમારી ગાડી ચોભારવામાં આવી અને સામેનાં ઝુપડાંમાંથી એક માણસ કમરે એક હાથ ટેકવી

બીજે હાથે લાકડી ફેરવતો અમારી તરફ આવવા લાગ્યો. આ ભલો માણસ પોતાને કોઈભારે મોટો માણુસ સમજતો હશે કારણ એટલો અક્કડ બનીને અકરીકટ કરતો ચાલે કે આપણું પાકી આવે. આવતાંને વાર કાંઇક દમામભેર તેણે અમોને નીચે ઉતરવા કહ્યું. અમે તેને કસ્ટમનો પરવાનો દેખાડયો, પણ નહિ, આ સાહેબ તો કોઇ સીના સરદાર દેખું. તેવણે તો કહ્યું કે પરવાનો, ફરવાનો કાંઈ ચાલશે નહિ પણ દરએક સામાન ખોલીને દેખાડવો પડશે. બીજો સવાલ તેવણે એ કર્યો કે અમારી પાસે ઇરાની પૈસા કેટલા અને રૂપીઆ કેટલા છે. ઇરાકમાં રૂપીઆ, આના, પૈ ચાલતા, હતા તેથી અમે તે બેંકમાંથી જરૂર જોગા વટાવી રાખ્યા હતા. અમે પૉકીટ ખોલી રૂપીઆ દેખાડ્યા. કોઇ તેવણુ આ ચીજના ઘણા શોખીન હશે તે જરા મોંહ મટમટાવી બોલ્યા કે એટલા બધા કાંઇ સરહદ ઉપરથી લઇ જવાય નહિ, અમોને તેની ઉપર પચ્ચીસ ટકા જકાત આપવી પડશે. અમારા જવાન ઇરાની ભાઇનો મીજાજ બરખેલાફ થયો તેથી તેવણે જરા તણાઇને કહ્યું કે અમારી પાસે પાસ હતી એટલે અમારો માલ તપાસવાનો તેને કશો હક નથી. આ ઉપરથી પેલાએ મોટે બૂમ પાડી તરખાટ મચાવવા માડયો. બે લશ્કરી માણસને આગળ બોલાવી તેણે અમારો સામાન જબરીથી ઉતરાવવા હુકમ દીધો, અને જણાવ્યું કે અમોને માથાથી તે પગ સુધી તપાસવાનો તે હક ધરાવે, છે બંદુક સાથે બે સપેહસાલારો આવી લાગ્યા અને મારા ખાવીંદે જોયું કે એમ કરતાં વાત બહેકી જશે તેથી નીચે ઉતરી પેલા મુખી આગળ ગયો. અમે જાણતાં હતાં કે આ સઘળી ધમકી કાંઇ અમારી પાસથી કઢાવવાની હતી. અમારા માલને હાથ લગાડવાનો તેને કશો હક નહિ હતો. પણ અહિં વસ્તીથી દૂર હક ને નહિ હકનો ફેસલો કરનાર કોણ હતું. સીવાય કે અમે પણ ખંતે પડીયે ને પાછા કસરે શીરીન જઇ ત્યાં વડી ઑફીસમાં ફરીઆદ કરી આ માણુસની ખોડ તોડીએ. પણ તેમ કરવા જતાં અમે ટ્રેન ચુકી જઇએ, કારણ ટ્રેનને ઉપરવાને હવે ફકત બેજ કલાક બાકી હતા. પેલા મીયાં ભાઇને ઠંડા પાડી મારા ખાવીંદે તેની સાથે વાત કરવા માંડી. અને ટુંક વખતમાં આડકતરી રીતે તેવણુને એવું સમજતા કરી દીધા કે વડા વજીરથી તે બીજા બધા આગેવાનો યા તો અમારા મિત્ર હતા યા મદદગાર હતા. હવે તેવણે જાણે વાતમાં રસ પડતો હોય તેમ જકાત વસુલ કરવાનું કામ બાજુએ રાખી અમોને બાંક ઉપર બેઠક આપી અને તેવણુ તથા પેલા સપેહસાલારોએ કેવા એક અમારા જુના દોસ્ત થતા હોય તેમ, અમારી સાથે વર્તવા માંડ્યું. તે લોકોએ આટલા વારમાં જોઇ લીધું કે અમે પણ કાંઇ જેવા તેવા આસામી નહિ હતાં. તુરત કાવાખાનાવાળાને તેઓએ વરદી આપી અમારા હાથમાં અમારી બંદોસ છતાં ચાહેનાં ગ્લાસો આપ્યાં. ઇરાન સરજમીનની ચાહ પીવાનું હજી અમારી સરજતમાં હશે તે પાછી પીધી. થોડા વખતમાં અમે મળી બેઠી સાહેબ સલામ કરી હવે વહાલાં ઇરાનને છેલ્લી સલામ કરી ઇરાકની જમીન ઉપર આગળ વધ્યાં. થોડા વખતમાં આમારી ભારી ખુશાલી વચ્ચે રેલ્વેના પાટા અને એક માલનો ડબો દેખાવા લાગ્યાં. ફકત ત્રણ મહિનાજ અમે રેલ્વેની સગવડ વગરનાં મુલકમાં ખચ્ચર, ગધેડાં અને મોટરમાં ફર્યા હતાં પણ જાણે કેવી લાંબી મુદતે સુધરેલા જમાનાનાં મુસાફરીનાં સાધણ અમોને મળવાં હોય તેમ લાગતું હતું. થોડા વખતમાં તો ઇનજીન ને ગાડી ને સ્ટેશન વગેરે બધું એક પછી એક દેખાવા લાગ્યું એટલે અમારી ખાતરી થઇ કે હવે સઘળી રંજ અને મુસીબતનો છેડો આવ્યો હતો.

સરહદ બદલાઇ હતી અને સરકાર પણ નવી આવી એટલે અમારી પાસ પોર્ટની તપાસ થઇ અને જકાત ખાનાંમાં માલની ખબર લેવાઇ. ઇરાકમાં ટપાલ, તાર, કસ્ટમ, રેલ્વે વગેરે સઘળાં મોટાં ખાતાંઓનો વહીવટ અંગ્રેજોના હાથમાં છે અને સઘળે ઠેકાણે મોટે ભાગે હિન્દી કલાર્કો કામ કરે છે. કસ્ટમ્સના અંગ્રેજ અમલદારે અમોને ઘણીક સગવડ કરી આપી અને કશો વખત નહિ ખોહતાં અમે સ્ટેશન ઉપર ગયાં. થોડા વારમાં ટ્રેન આવી પુગી અને અમે બગદાદ જવા ઉપડ્યાં.

ઇરાનમાં આખે રસ્તે અમોને પહાડોની હારની હાર માઇલો સુધી મળતી હતી અને લગભગ આખો વખત ચઢાણ, ઉતરાણ, ખીણો અને પાસોમાંથી અમોને રસ્તો કાપવો પડતો હતો. ઇરાકમાં તેને બદલે હવે પહાડ જોવાની નવાઇ થઇ પડી. જ્યાં જુઓ ત્યાં ચોમેર થાળી જેવી સપાટ જમીન નજર પડતી હતી. બપોરનાં ત્રણ વાગેનાં ઉપરેલાં અમે પાછળી રાતે બગદાદ જઇ પુગ્યાં. અત્રે વસ્તા ભલા હમદીનોને સ્ટેશન ઉપર મળી ભેટી અમો મેશર્સ પેસતનજી કુંપનીવાળા મી. પેસતનજી કાવશજી સરકારીને ત્યાં જઇ ઉતર્યાં. આ ભલા ભાઇએ બગદાદ તેમજ બસરામાં અમારી ભારે મહેમાનદારી કરી હતી. છેલ્લી લડાઇ દરમ્યાન ઇરાન તરફના કોઇ પણ જરથોસ્તીએ વેપાર યા દુકાનદારી માટે ઇરાકમાં આવી પગપેસારો કીધો નથી. હિન્દુસ્થાનથી જે સાહસીક જવાનો ધંધા અર્થે યા લશકર સાથે નોકરી માટે આવ્યા હતા તેમાંથી વધારે સારી રીતે ઠરીઠામ થઇ રહેલાઓમાં મેશર્સ પેસતનજી કુંપનીના માલેક તથા બગદાદ અને બસરા ખાતેની તેમની દુકાનોના હમદીન મદદનીશો અને કેટલાક જુદાં જુદાં ખાતાંમાં નોકરી કરતા ગ્રહસ્થો છે. તેમ છતાં લડાઇના વખતમાં જેટલા જરથોસ્તીઓ ઇરાકમાં દાખલ થયા હતા તેટલી સંખ્યામાં હવે તેઓ રહેવા પામ્યા નથી. બગદાદમાં આશરે વીસ જણા વસે છે જ્યારે બસરામાં પણ તેથી વધારે સંખ્યા જણાતી નથી.

લડાઇ દરમ્યાન તથા તેની પછીથી અંગ્રેજ સરકારે કરોડો રૂપીઆ ઇરાકમાં ખરચ્યા છે એટલે કુદરતી રીતે બગદાદનાં નામીચાં તવારીખી શહેરની તથા બસરાની સરજત ફરી ગઈ છે. પણ આપણને હાલનાં ઇરાક સાથે કામ નહિ હોવાથી ઇરાકમાં જળવાયલી આપણને વહાલી લાગતી જગા તરફ નજર ફેરવીશું.

# પ્રકરણ ૨૪

## ટૅસીફૉન

બગદાદથી ઓગણીસ માઇલ દૂર પુરાતન ટૅસીફૉન શહેરનાં ખંડીએર આવેલાં છે. સડક પાકી બાંધણીની હોવાથી મોટરમાં ઘણી આસાનીથી અહિં પુગી શકાય છે. બગદાદના અમારા કેટલાક જરથોસ્તી મિત્રો સાથે બે મોટરો ભરાઇ અમો સહવારનાં પહોરમાં આ નામીચાં ખંડીએરની મુલાકાતે નિકળ્યાં. આ ખંડીએર તાકે કીસરાને નામે ઓળખાય છે, અને તે કેટલાક માઇલ દૂરથી દેખાવા માંડે છે. હાલ ખંડીએરની લગોલગ નજદીક ગામડું વસેલું છે, અને ત્યાંનું કબ્રસ્તાન છેક નજદીક સુધી આવી લાગ્યું છે. છેલ્લી લડાઇ દરમ્યાન લશ્કરી હીલચાલો એ તાકની નજદીકમાં ચાલતી હતી ત્યારે મુંબઇવાળા જાણીતા અભ્યાસી મી. છી. કે. નરીમાન, જેવણ તે વખતે સૅનસરનાં ખાતામાં હતા અને જેવણ આગળ ડાયરેક્ટર ઑફ આર્કીઑલૉજીના અંગત મદદનીશ હતા તેવણે ઘટતે ઠેકાણે લખાવત કરવાથી આ ખંડીએરની આસપાસ લોખંડના કાંતાદાર તારની ફરતી આડ ભરી લેવામાં આવી છે. એવી રીતે કબજો કરી લીધાથી વધુ કબરો નજદીકમાંજ બંધાતી અટકશે. તેમ છતાં હાલ જે કબરોએ મોટી જગા નજદીકમાંજ રોકી છે તેથી એવું બનશે કે જો કોઇ વખતે નજદીકનાં યા દૂરનાં ભવિષ્યમાં ખોદકામ મારફતે શોધખોળ કરવાનું કામ વિદ્વાનો તરફથી હાથ ધરવામાં આવશે ત્યારે એટલા અગત્યના વિસ્તારને છોડી દેવો પડશે.

તાકે કીસરાને નામે ઓળખાતું આ ખંડીએર પાદશાહ નોશેરવાનના બીરમાર હાલતમાં બચેલા મહેલનો એક ભાગ છે. જે ગાફક પર્સીપોલીસ ખાતેનાં દખામની મહેલોનાં ખંડીએરોમાં ગંજાવર કદના પથ્થરોનાં બાંધકામ આપણને મળે છે તેમ અહિં નથી. આ ઠેકાણે પથ્થર નહિ મળતો હોવાથી આ મહેલ અસલ પકવેલી ઈંટનો બાંધેલો છે. જમાનાની ગીરદેશ પછી મહેલના મુખડાની ગંજાવર કમાન અને બીજો કેટલોક ભાગ હજી આગળી જાહોજલાલીની યાદ આપતો ઉભો છે. મહેલનાં મોટાં દીવાનખાનાંના આગલા વખતના દમામનો ખ્યાલ એ ઉપરથી આવશે કે તેની પહોળાઇ ૭૨ ફીટ, ઉંચાઇ ૮૫ ફીટ અને ઉંડાઇ ૧૧૫ ફીટની છે. મહેલના દરવાજાની પહોળાઇ ૮૪ ફીટ અને ઉંચાઇ ૯૫ ફીટ છે. આપણી તરફ મોગલ બાદશાહોનાં વખતનાં તાજમહાલ વગેરે સુંદર મકાનોમાં દાખલ થતાં જે ગંજાવર ઉંચાઇના આરકરીકા દરવાજામાં પેવશ થતાં આપણે તેની બનાવટ ઉપર આફરીન કરીએ છીએ તેનો આબાદ ખ્યાલ અહિં આપણને મળે છે. બલકે વિદ્વાનોનાં મત મુજબ મકાનો ઉપર ગોળ યા ઇંડાંના આકારના ગુંબજો તથા ઉપર જણાવેલી પૉર્ચો વગેરેની જે હુન્નરમંદી મુસલમાન બાંધકામોમાં આપણે જોઇએ છીએ તે આપણા સાસાનીઅન જમાનાના હુન્નરની નકલ છે.

અમો ખંડીએર જોવામાં રોકાયલાં હતાં તેટલામાં બે માણસોએ બહારના ભાગ તરફથી ઉપર ચઢી ઉપરના ભાગ તરફથી વહેર થતાં લાકડાંનો એક ટુકડો તોડી લાવી બખશેશની લાલચ ઉપર તે અમોને ભેટ આપ્યો. એવી રીતે આવતા જતા મુસાફરો તરફથી કાંઇક મેળવવાની લાલચે આ માણસો બીસ્માર થતાં ખંડીએરને વધુ બીસ્માર બનાવવાનું કામ કરે છે. બીજી બાજુએથી કેટલાંક માણસો જુના સીક્કાઓ, સીલો, મહોરો વગેરે ચીજો અમારી આગળ વેચવા આવ્યાં. એવી ચીજોની ખરીદી કરતાં આપણને ઘણી સંભાળ લેવી પડે છે. તવારીખી નવાઇની જણસો તરીકે જે ચીજો તેઓ મુસાફરને વેચે છે તે મોટે ભાગે બનાવટી હોય છે. ઇરાનમાં સાસાનીઅન સીક્કા જેટલા ખરા મળી શકે છે તે કરતાં ખોટા વધુ મળે છે. પેટને ખાતર આ માણસો સીકકા વગેરે તરેહવાર જણસો બનાવી જમીનમાં દાટી, મેલી થયલી યા કટાયલી હાલતમાં મુસાફરના હાથમાં મુકી તેને ઠગીને પૈસા પેદા કરે છે.

જરૂરે જોગી ચીજો જે અમોને ખરી લાગી તેવી ખરીદી અમો પાછાં મહેલના સઘળા ભાગો બારીકીથી તપાસવા લાગ્યાં. પર્સીપોલીસ ખાતે તેમજ અત્રે પણ મહેલની નીચે ભોંયરાં જેવી કાંઇક જગાઓની નિશાન મળે છે. મહેલની આસપાસ કોઇ વખત ખોદકામ થયું નથી. એક વખતનાં પાયતખ્ત શહેરની આ ઠેકાણે મોટી ધજા ઉડતી હતી. તેની બાકી રહેલી નિશાનમાં મહેલનો આ થોડોક ભાગજ રહેલો છે. કુદરતી રીતે આસ-પાસના મોટા વિસ્તારમાં કાંઇક તવારીખી ખજાનો કોઇ વિદ્વાન શોધકની રાહ જોતો દટા-યલો પડેલો હશે. એવી મોટી હીલચાલ ઉપાડી લેવા આપણે તૈયાર થવા પામીએ તેટલાં કાંઇ નહિ તો મહેલનાં આ ખંડીએરને તો વધુ પાયમાલીમાં આવતું બચાવવું જોઇએ. મકાન ઇંટનું હોવાથી હવે તે ધીમે ધીમે ખવાતું જાય છે. દિવાલો ઉપરના પ્લાસ્ટર ખરી ગયાં છે, અને ઇંટોની વચ્ચે બાકોરાં પાડી સંખ્યાબંધ ચકલીઓ અને વન વાગળાં ત્યાં વાસો કરે છે. એથી પણ કુદરતી રીતે ખંડીએર વધારે ખવાતું જાય છે. સાસાનીઅન મોટાઇની યાદ આપ-નારાં આ ખંડીએરની જીંદગી લંબાવવાને માટે મરામતની ઘણી જરૂર છે. આ કામ સ્હેલું નથી કારણ લગભગ સો ફીટની ઉંચાઇના આ ઇંટનાં છાપરાં સુધી સીમેંટના વાટા કરી અસંખ્ય બાકોરાંઓ પુરવાં, જે જે ભાગો વખત જતે ધસી પડે તેવે ઠેકાણે લોખંડી પરાચો, ટેકાઓ આપી તેને મજબુત કરવી એ કામ મોટા ખરચનું છે. અને તો પણ આપણી કોમનું જે કાંઇ અસલ્રવારેનું થોડું ઘણું જળવાવા પામ્યું છે તેને નાશ પામતું અટકાવવાનું એટલું અગત્યનું છે કે તે પાછળ જર અને જહેમત વાપરવાને કોમે હવે જાગૃત બનવાની જરૂર છે.

* * * *

ઇરાન અને ઇરાકમાં આવેલાં આપણાં ખંડીએરોની અમારી મુલાકાત અત્રે પુરી થઇ હતી. અમે ત્યાર પછી બગદાદથી બસરા જઈ બન્ને ઠેકાણે ભાઇ પેસતનજીની ઉદાર પહરોણાગત ચાખી પહેલી મળી ગયલી સ્ટીમર મારફતે ઉપરી નવેંમ્બરની આખેરીમાં પાછાં કરાંચી આવી પુગ્યાં.

## અનુક્રમણિકા